ભારતી - પ્રકાશન : ૯૫

કવિવર

# રવીન્દ્રનાથ ઠાકુર

## જીવન અને કવન

લેખક

કાન્તિલાલ મ. શાહ



ભા ર તી સા હિ ત્ય સં ઘ

મેડોઝ સ્ટ્રીટ : કોટ. મુંબઈ

શ્રીમાળી સોસાયટી : અમદાવાદ

# જીવનચરિત્રમાળા

આ ગ્રંથમાળામા વાર્ષિક લવાજમની પદ્ધતિ નથી. આજ પહેલાં પ્રગટ થયેલાં પુસ્તકોનો આમાં સમાવેશ કરીને આ માળાનો આરંભ કરીએ છીએ. હવે એ આગળ ચાલશે. દરેક વરસે બે–ચાર પ્રકાશનો ઉમેરાતાં જશે.

**પુસ્તક પહેલું**

**મુસ્તફા કમાલ ૧–૮–૦**

**લે. કાન્તિલાલ મ. શાહ**

(તુર્કોના તારણહારનું રોમાંચક જીવનચરિત્ર)

**પુસ્તક બીજું**

**મહાન મુસાફરો ૧–૮–૦**

**લે. મૂળશંકર મો. ભટ્ટ**

(જનકલ્યાણના અર્થે જગતનો પ્રવાસ ખેડનાર પ્રવાસીઓની સાહસકથાઓ.)

**પુસ્તક ત્રીજું**

**વૈજ્ઞાનિક જગત ૧–૪–૦**

**લે. ચંદ્રભાઇ ભટ્ટ**

(પોતાના પ્રાણના ભોગે વિજ્ઞાનની શોધ કરનાર શોધકોનાં વાર્તાશૈલીએ આલેખેલાં જીવન.)

**પુસ્તક ચોથું**

**કવિવર રવીન્દ્રનાથ ઠાકુર**

**લે. કાન્તિલાલ મ. શાહ**

ભારતી સાહિત્ય સંઘ : મુંબઈ–અમદાવાદ

# નિવેદન

**ભા**રતવર્ષના સર્વશ્રેષ્ઠ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના બહુવિધ પાસાંવાળા જીવનનું ગુજરાતને આછું દર્શન કરાવવાનું કામ મારે ભાગે આવ્યું તેને મારા જીવનનું સદ્ભાગ્ય સમજું છું.

કવિવર જેવા સર્વતોમુખી પ્રતિભાવાળા મહાનુભાવનો યથાર્થ પરિચય કરાવવા માટે જે યોગ્યતા અને અસાધારણ શકિત જોઈએ તે મારામાં નથી એ હું જાણું છું, પણ એ રીતે કવિવરનું જીવન રજૂ કરવાનો અહીં પ્રયત્ન જ થયો નથી.

અહીં તો કવિવરના પ્રથમ દર્શને મેં જે કૃતકૃત્યતા અનુભવેલી; એમના જીવનના પરિપાકરૂપ શાન્તિનિકેતન અને શ્રીનિકેતનની સંસ્થાઓ જોઈ મેં જે પ્રેરણા મેળવી; ત્યાંની કલા, રંગભૂમિ અને કાવ્યમાં મેં જે ઉચ્ચ કોટિના સૌંદર્યનાં દર્શન કર્યાં અને એમના બહુવિધ સાહિત્યવાચનથી મેં જે મુગ્ધતા અનુભવી એમાં જનતાને ભાગીદાર બનાવવાનો જ આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ પુસ્તક તૈયાર કરવા માટે કવિવરનાં જે અનેક પુસ્તકોનું વાચન મને થયું તેણે મારું જીવન એક મહિના સુધી સતત આનંદમય અને આશ્ચર્યમય બનાવ્યું છે. એમના કલ્પનાવૈભવ અને શબ્દરચનાની જાદુઈ કળાએ રચેલા પરીપ્રદેશમાં હું એક બાળકની મુગ્ધતાથી ઘૂમ્યો છું. પણ એમનાં કાવ્યો અને સાહિત્ય કરતાંયે મહાન તો એમનું કર્મમય જીવન છે. એમની સેવાવૃત્તિ, દેશભક્તિ, ગરીબો પ્રત્યેની દાઝ અને વિરાટ માનવપ્રેમના સેંકડો કિસ્સાઓ એમની જીવનકિતાબમાં પડેલાં છે. જેમ જેમ તેમના જીવનનાં આ અંગ તરફ હું જોતો ગયો તેમ તેમ એમના પ્રત્યેનું મારૂં આકર્ષણ

વધતું ગયું છે અને એમના વિરાટ આત્માનાં દર્શનને અંતે સપાટ પ્રદેશનો નિવાસી હિમાલયને જોઈને જે આશ્ચર્ય અનુભવે તે આશ્ચર્ય મેં અનુભવ્યું છે. મને થયું કે અહીં ભારતવર્ષના જુવાનોને માટે વિરાટ પ્રેરણા પડી છે. અહીં તેમના જીવનને અજવાળે એવા ધ્રુવતારક જલે છે.

એમના તેજોમય જીવનમાંથી મને જે સૌંદર્યદર્શન થયું છે અને આનંદ પ્રાપ્ત થયો છે તેને સંપૂર્ણ રીતે આ પુસ્તકમાં ઉતારી શક્યો નથી એનો મને ખ્યાલ છે. પણ જે થોડું હું ઉતારી શક્યો છું એટલા ઉપરથી કવિવરનાં જીવન અને સાહિત્યનો અભ્યાસ કરવાની કોઈને પણ જિજ્ઞાસા થશે તો મને આનંદ થશે.

આ પુસ્તક તૈયાર કરવાનો મારો પરિશ્રમ તો સફળ જ થયો છે કારણ કે પરિશ્રમના બદલામાં મને જે મળ્યું છે તે પરિશ્રમ કરતાં અનેકગણું વધારે છે.

આ પુસ્તકના લેખક તરીકે મારું નામ મુકાયું છે, પણ ખરી રીતે અનેકના પરિશ્રમનું આ ફળ છે. કવિવરની સર્વતોમુખી પ્રતિભા ઉપર પ્રકાશ પાડનારા ગ્રંથો અને લેખો મને ન મળી શક્યા હોત તો આ પુસ્તક મારાથી ન જ લખાત. એ બધા વિદ્વાનોનો, વર્તમાનપત્રોના તંત્રીઓનો, એવા ગ્રંથો પૂરા પાડનાર મિત્રો ને મુરબ્બીઓનો એક સામટો જ આભાર માની લઉં છું. પુસ્તકમાં મુકાયેલાં ચિત્રો મોટે ભાગે 'વિશ્વભારતી'માંથી જ લીધેલાં છે, એમનો પણ આભાર માનું છું.

પૂજ્ય કાકાસાહેબે આ પુસ્તક માટે જ આપેલો લેખ વાચકોને તો પ્રેરણા આપનાર નીવડશે, પણ હું એને મારા પ્રયાસ પ્રત્યેનાં આશીર્વચન માનું છું.

મુંબઈ
ગાંધી જયંતી
૨.૧૦:'૪૨

**કાન્તિલાલ શાહ**

# युगमूर्तिनुं तिरोधान*

ગુરુદેવ શ્રીરવીન્દ્રનાથ ઠાકુર સંબંધે કાંઈ કહેવું એ મારે માટે સહેલું નથી. એમની સાથેનો મારો પરિચય કાંઈ દૂરનો ન હતો. હું તેમની સંસ્થામાં, તેમના પ્રિય શાંતિનિકેતનમાં, આશરે છ મહિના રહ્યો છું અને તેમની દેખરેખ નીચે મેં કામ કર્યું છે. ત્યારપછી પણ કોક કોક વાર તેમને મળવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે અને લગભગ જીવનના દિવસો સુધી પ્રસંગોપાત તેમની સાથે વિચારવિનિમય કર્યો છે.

કલકત્તામાં સર્વધર્મપરિષદના પ્રસંગે વૃદ્ધત્વથી અંકાયેલી અને ગેરુઆ રંગની ચાદરમાં શોભતી તેમની એ ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં હતાં. આજે પણ એ મૂર્તિ મારી દૃષ્ટિ સમક્ષ જેવી ને તેવી વિરાજમાન છે.

રવીન્દ્રનાથ ઠાકુર ભારતીય સંસ્કૃતિની યુગમૂર્તિ હતા. તેમની સાથેનો સહેજ વાતચીતનો લાભ પણ તીર્થસ્નાન જેવો આહ્લાદક અને પાવનકારી નીવડતો હતો. પોતાની સ્વાભાવિક મોટાઈથી તેમણે અસંખ્ય સ્વદેશી અને વિદેશી હૃદયોને મોહી નાખ્યાં હતાં. તેમની 'વસુધૈવ કુટુંબકમ્'ની વૃત્તિ તથા અખિલ માનવજાતિના કલ્યાણની

* પૂનાની સર્વપક્ષીય સભામાં શ્રી. નરસોપંત કેળકર, શ્રી. રંગલર પરાંજપે, શ્રી. વામનરાવ જોશી વગેરેનાં ભાષણ સાંભળ્યા પછી એમના જવાબમાં આ મૂળ હિંદીમાં લખ્યું હતું.

નિરંતર ચિંતાને કારણે સંસારના બધા મહાપુરુષોને તે સ્વજન જેવા લાગતા હતા. તેથી આખી દુનિયાના સંસ્કારી લોકો તેમના મૃત્યુથી શોકવિહ્વળ થઈ ગયા હોય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ રવીન્દ્રનાથે દુઃખ અને મરણનું નિરંતર ચિંતન કરીને જે તત્ત્વજ્ઞાન આપણને શીખવ્યું છે, જે શુદ્ધ દૃષ્ટિ આપણને આપી છે, તે આજે આપણને શોક દૂર કરવાનું કહે છે.

અઢી હજાર વર્ષ પહેલાં આપણા જ આ દેશમાં જે સમયે ભગવાન બુદ્ધનો અંતકાળ નજીક આવ્યો ત્યારે તેમના શિષ્યો રોવા લાગ્યા. ભગવાને તેમનો દોષ કાઢીને કહ્યું, 'અરે ભાઈ, હું આખી જિંદગી તમને કહેતો આવ્યો છું કે સંયુક્ત વસ્તુઓનો વિયોગ થવાનો જ હોય છે. તે ટાળી શકાતો નથી. તો પછી આ શરીર દૂર થાય તે વખતે તમે શા માટે દુઃખ કરો છો?' દૂરના ગ્રીસમાં બુદ્ધના સમકાલીન સૉક્રેટિસે પણ પોતાના શિષ્યોને કહ્યું હતું, "આત્મા અમર છે, એ સિદ્ધાંત મારી પાસેથી શીખ્યા પછી શરીરને બચાવવા માટે જેલખાનામાંથી ભાગી જવાની સલાહ તમે મને કેવી રીતે આપો છો? દેહાંતદંડનો સ્વીકાર કરતાં મને જરા પણ કષ્ટ નથી થતું અને તમને પણ ન થવું જોઈએ."

શ્રીરવીન્દ્રનાથ ઠાકુર એક ડગલું આગળ વધીને વૈદિક આર્યોની જેમ કહેતા હતા, "મૃત્યુ ભીષણ નથી, વિકરાળ નથી, એ તો મનુષ્યનો પરમ સખા છે, પરમમંગળ પરમાત્માનો દૂત છે. એના આગમનથી આપણે ભયભીત ન થવું જોઈએ. પ્રેમથી એનું સ્વાગત કરવું જોઈએ અને જેવી રીતે અતિથિને આદરપૂર્વક અર્ઘ્ય અર્પણ કરીએ છીએ તેવી રીતે આપણું જીવનસર્વસ્વ તેને અર્પણ કરીને કૃતાર્થ બની જવું જોઈએ. મૃત્યુને એક પરમ મહોત્સવ માનવો જોઈએ."

પોતાના આયુષ્યનાં એંસી વર્ષ ઉદાત્ત રીતે વિતાવીને, અખંડ સેવા દ્વારા પોતાની બધી શક્તિ માનવતાને ચરણે અર્પણ કરીને, પોતાની સાથે ફક્ત હૃદયની ધન્યતા અને સંસારની કૃતજ્ઞતા લઈ જનાર રવીન્દ્રનાથ ઠાકુરના જીવનયજ્ઞના અવભૃથસ્નાનને આપણે શોક અથવા વિલાપથી દૂષિત કરીશું કે આ પવિત્ર સુઅવસર ઉપર તેમના ચરણોમાં કૃતજ્ઞતાપૂર્વક શ્રદ્ધાંજલિ અર્પણ કરીને તેમની રસિક ભવ્ય વિભૂતિની પોતપોતાના હૃદયમાં સ્થાપના કરીશું ?

મેં તેમને ખૂબ નજીકથી જોયા હતા. તેમને નોબેલ ઈનામ મળ્યું તે પહેલાં હું તેમની સંસ્થા તરફ આકર્ષાયો હતો અને તેમાંથી પ્રેરણા મેળવીને મારું હૃદય પુનિત કરવાનો સંકલ્પ કરી ચૂક્યો હતો. ગુરુદેવના કાવ્યમય અને સંગીતમય શાન્તિનિકેતનમાં જ મને મહાત્મા ગાંધીનાં પહેલવહેલાં દર્શન થયાં, એ જ કારણે મારે માટે શાન્તિ-નિકેતન એ તો પુણ્યભૂમિ છે.

ત્યાં જ મેં કવિવરના સાહિત્યનું અધ્યયન કર્યું.

ઈશ્વરની કૃપાથી હિંદુસ્તાનની ભિન્નભિન્ન ભાષાઓના સાહિત્યનો જરાતરા રસાસ્વાદ ચાખી શક્યો છું, તે ઉપરથી ચોક્કસપણે કહી શકું છું કે ભાષા શી ચીજ છે અને તેનો શો ચમત્કાર છે તે જેવું રવીન્દ્રે દેખાડ્યું એવું બીજા કોઈએ ભાગ્યે જ દેખાડ્યું હશે. તેમના ગ્રંથોના અંગ્રેજી અનુવાદ પણ ભાષાસૌષ્ઠવ તથા શ્રવણમાધુરીની દૃષ્ટિએ અંગ્રેજી ભાષાના અનોખા નમૂના મનાય છે પણ હું અનુભવથી કહી શકું છું કે તેમનાં ગીતોના માધુર્યનો સ્વાદ તેમનાં કાવ્યો મૂળમાં સાંભળ્યા વિના મળી નથી શકતો. અને મેં તો કેટલાંક કાવ્ય તેમના રજતકોકિલ કંઠે જ સાંભળ્યાં છે, તે સાંભળતાં શુદ્ધબુધ ભૂલીને એમ જ લાગતું હતું કે જાણે સાક્ષાત્ સરસ્વતીની વાણી જ સાંભળી રહ્યા છીએ. રવિબાબુએ ત્રણ હજાર ગીત લખ્યાં છે એ કાંઈ મહત્ત્વની

વાત નથી, પરંતુ એ ગીતોમાં ભારતીય હૃદયનો અક્ષય તૃતીયાનો જુવાળ હિલોળા લઈ રહ્યો છે એ એમની વિશેષતા છે. કાલિદાસ, ભવભૂતિ, જયદેવ અને જગન્નાથ આદિ કવિઓ સંતુષ્ટ થઈને કહી શકે કે, "તેમણે અમારી પરંપરા આગળ ચલાવીને અમને પણ અમર બનાવી દીધા અને તેથી અમારું જીવન કૃતાર્થ બન્યું છે."

સાહિત્યનું એવું એક પણ ક્ષેત્ર નથી જેનો રવીન્દ્રનાથે સ્પર્શ ન કર્યો હોય, અને જેને પોતાના સ્પર્શથી દિવ્ય બનાવ્યું ન હોય. અસ્પૃશ્યતા તો તેઓ જાણતા જ ન હતા. હરેક ક્ષેત્રમાં તેમણે આપણને કોઈ ને કોઈ નવી ચીજ આપી જ છે. નવલકથા, નાટક, વાર્તા, ઊર્મિગીત, ખંડકાવ્ય એ તો એમનું ક્ષેત્ર જ હતું. પરતુ નિબંધ, સાહિત્ય-વિવેચન, છંદશાસ્ત્ર, વ્યાકરણ, શબ્દતત્ત્વ, વિજ્ઞાન જેવા એક પણ વિષયને તેમણે છોડયો નથી.

ગાંધીજી રચનાત્મક કાર્ય ઉપર આટલો ભાર શા માટે મૂકે છે તે સમજવા માટે દરેકે રવીન્દ્રનાથના 'સ્વદેશી', 'સમાજ' અને 'સમૂહ' એ ત્રણ નિબંધો વાંચવા જોઈએ. માનવીના હૃદયની વ્યાકુળતા જોવી હોય તો રવિબાબુની 'ચોખેરવાલી' વાંચો. રામાયણની બરોબરી કરે એવી નિષ્ઠા શોધતા હો તો 'નૌકાડૂબી' વાંચો. સામાજિક સુધારણાના મૂળમાં રહેલું ધર્મતત્ત્વ ઓળખવું હોય તો 'ગોરા'નું અધ્યયન કરો. જુદા જુદા પ્રસંગોએ કરેલાં તેમનાં પ્રવચનો તો પ્રત્યક્ષ ઉપનિષદો જ છે.

રવીન્દ્રનાથની દેશભક્તિની બાબતમાં ઘણું કહેવામાં આવ્યું છે. તે દેશભક્ત હતા તેમાં જરા પણ શક નથી, પરંતુ તેમની દેશભક્તિને આપણે આપણા ગજથી ન માપવી જોઈએ. એક દૃષ્ટિએ તેમની રાજનીતિ ઉગ્ર સ્વરૂપની જ હતી. તેમણે રાજપ્રકરણમાં ભાગ નથી લીધો એમ પણ નથી; બંગભંગના આંદોલનમાં તેમણે પૂરા દિલથી

આગળપડતો ભાગ લીધો હતો અને તે પણ ભારે જોશ અને ધગશથી. ઘણાને ખબર નહિ હોય કે તેમની પ્રાણપ્રિય સંસ્થા શાન્તિનિકેતનની સ્થાપનામાં આતંકયુગના પ્રવર્તક શ્રી બ્રહ્મબાન્ધવ ઉપાધ્યાય તેમના સાથી હતા. આજે એ સંન્યાસીની સ્મૃતિ નષ્ટપ્રાય થઈ ગઈ છે, પણ તે કોઈ મામૂલી માણસ ન હતા.

વખત જતાં જ્યારે રવીન્દ્રનાથે જોયું કે દેશભક્તિમાં ચારિત્ર્યનો કોઈ ખાસ આગ્રહ રખાતો નથી, દેશપ્રેમને નામે જાણે કેટલોયે અનાચાર ચાલે છે, ત્યારે તેમણે પોતાનો હાથ એકદમ ખેંચી લીધો. તે વખતે દેશભક્ત કહેવરાવનારાઓએ તેમને જે કડવાં વચનો સંભળાવ્યાં તે યથાર્થરૂપે સમજવા માટે બંગાળમાં જવું જોઈએ. આ આર્યપુરુષે એક પણ શબ્દ વડે તેમનો પ્રતિવાદ ન કર્યો. બધું શાંતિથી સહી લીધું અને એટલું જ કહ્યું કે, "જનસમૂહ જોતાં જ મારો જીવ ગભરાવા લાગે છે. મને એકલાને જ મારી બુદ્ધિ અનુસાર કામ કરવા દો." તે વખતની તેમની મનઃસ્થિતિ અંશતઃ તેમના 'ઘરે બાહિરે'માં વ્યક્ત થઈ છે.

દેશભક્તિ એ રવિઠાકુરને માટે વ્યસન ન હતું પણ એ એમનો સ્વભાવ હતો. જે વખતે તેમનો જન્મ થયો તે વખતે દેશમાં બે પ્રકારના લોકો હતા: કેટલાક માનતા હતા કે, 'આપણે પડેલા છીએ; તેથી આપણું જે કાંઈ છે તે બધું રદ્દી છે. આપણી સંસ્કૃતિ નકામી બની ગઈ છે. તેને દૂર કરીને આપણે આપણા રાજ્યકર્તાઓનું અનુકરણ કરવું જોઈએ.' આવા લોકોની સંકુચિત બુદ્ધિને એટલો વિચાર પણ ન આવ્યો કે અનુકરણ એ જ મરણ છે. અંધ અનુકરણ કરનારનું જીવન કૃત્રિમ હોય છે, અપમાનકારક હોય છે, હાસ્યાસ્પદ હોય છે, એટલું તેમણે સમજવું જોઈતું હતું.

આ લોકોથી ઊલટી વૃત્તિવાળો એક બીજો પક્ષ સમાજની આત્મગ્લાનિને દૂર કરવાને બીજે છેડે બેઠો હતો. તેમનો ચોક્કસ

અભિપ્રાય હતો કે, ' અંગ્રેજો ખરાબ છે, તેમની સંસ્કૃતિ ખરાબ છે; તેમનો દ્વેષ કરવો જોઈએ, દિવસરાત તેમને ગાળો દેવી જોઈએ. આપણું બધું જ આગળ વધેલું છે. આપણે તો સંસ્કૃતિના ઊંચામાં ઊંચા શિખર ઉપર વિરાજેલા છીએ. આપણે બીજા પાસેથી શું શીખવાનું છે ? શીખવા જેવું છે જ શું ? આપણી સંસ્કૃતિનો ફક્ત જયજયકાર કરીને લોકોનું સ્વાભિમાન જાગ્રત કરવું જોઈએ. '

આ લોકોના પણ ધ્યાનમાં ન આવ્યું કે આવી વૃત્તિ એ પણ કૃત્રિમ, હાસ્યાસ્પદ અને પોલી છે.

રવીન્દ્રનાથે આ બન્ને પ્રકારની ભૂમિકાઓનો ત્યાગ કરીને કેવળ સ્વાભાવિક આર્યતા સ્વીકારી – " તમે પોતાને ઓળખો, તમારું પોતાનું જીવન શુદ્ધ અને સમૃદ્ધ કરો. તમારી તપશ્ચર્યાથી તમારી શક્તિ આપોઆપ વધવા લાગશે અને પછી કોઈની તાકાત નથી કે તમારું અપમાન કરે. "

આ જ પૂનામાં, જ્યાં બેસીને હું આ લખી રહ્યો છું, એક આવા જ પ્રસંગે લોકમાન્ય તિલક ચિડાઈને બોલ્યા હતા, 'It is the mule that has to boast of its perentage; not the horse.' ( ખચ્ચરને પોતાની કુળપરંપરાની શેખી કરવાની હોય છે, નહિ કે ઘોડાને. ) જો આપણે આપણા પૂર્વજોની પ્રતિષ્ઠાને શોભે તેવું ઉચ્ચ પ્રકારનું આચરણ કરીએ તો પછી પૂર્વજોની કીર્તિના આશરે જીવવાની ઘડી જ નહિ આવે. સારું તો એ કહેવાય કે લોકો આપણને જોઈ ને આપણા પૂર્વજો વિષે કલ્પના કરે. આખી દુનિયા રવીન્દ્રનાથનું સાહિત્ય વાંચીને તેનો પ્રવાહ શોધવાને માટે ભાસ, કાલિદાસ, વ્યાસ-વાલ્મિકી, ભારતી અને ભવભૂતિ, કબીર, તુલસીદાસ, ચૈતન્ય, તુકારામ અને પુરંદરદાસ વગેરેની શોધ કરે એ આપણને શોભે.

જગત કહે છે કે રવિઠાકુર સાહિત્યસમ્રાટ હતા, પરંતુ હું એમ કહેવા ઇચ્છું છું કે તેમણે સાહિત્યની ઉપાસના કેવળ સાહિત્યવિલાસ

માટે નથી કરી. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર જેવા ધર્મપરાયણ પિતા પાસેથી તેમને જે આધ્યાત્મિક વારસો મળ્યો હતો તેનો જ સાહિત્યમાં વિનિયોગ કરીને મનુષ્યજાતિની સેવા કરવાની ધૂન તેમના ઉપર અહર્નિશ સવાર રહેલી હતી. હૃદયના વિકાસ વિના, તેમાં મૃદુતા અને આર્દ્રતા લાવ્યા વિના, માણસમાં માણસાઈ નહિ આવે એમ સમજીને તેમણે સાહિત્ય, સંગીત, ચિત્રકળા, નૃત્યકળા વગેરે બધી જ લલિતકળાઓની ઉપાસના કરી. અર્થશાસ્ત્ર, ઉપયોગિતાવાદ, વૈજ્ઞાનિક શોધ, રાષ્ટ્રસંગઠન વગેરે બધી પ્રવૃત્તિઓ પોતપોતાના સ્થાને શોભે. જો આ બાબતો માણસના હૃદયનો જ કબજો લઈ બેસે તો માનવ દાનવ બન્યા વિના ન રહે, એવી ચેતવણી એ આધુનિક ઈતિહાસ તરફ આંગળી ચીંધીને હમેશાં આપ્યા કરતા હતા.

શિક્ષણથી જ માણસનું હૃદય કેળવાય છે. શિક્ષણપદ્ધતિ જ જો ખરાબ થઈ જાય તો મનુષ્યજાતિનો સર્વનાશ થઈ જશે, એ જોઈને તેમણે પોતાના પિતા પાસેથી તેમની બોલપુર પાસેની ધ્યાનભૂમિ માગી લીધી અને ત્યાં શાન્તિનિકેતનની સ્થાપના કરી. એ બીજ વિકસતાં આજે તેમાંથી વિશ્વભારતીનું સુંદર અને વિસ્તીર્ણ વૃક્ષ થયું છે. રવીન્દ્રનાથનું યોગ્ય સ્મારક કરવું હોય તો આપણે બધાએ મળીને એ વૃક્ષનું સારી પેઠે સિંચન કરવું જોઈએ. જે રવીન્દ્રનાથે પોતાનું સમૃદ્ધ જીવન બન્ને હાથે દુનિયાને લૂંટાવ્યું, તેમની સંસ્થાને તેમની પાછળ કશાની ખોટ ન રહે એની ચિંતા કરવી એ આપણું કર્તવ્ય છે.

ઠાકુરની કવિ તરીકેની ખ્યાતિનો આરંભ તેમના તેરમા વર્ષે થયો. તેમની આ પ્રતિભા તેમના એંસીમા વર્ષ સુધી સતત વધતી જ રહી. નિસર્ગવર્ણન, પ્રણયપ્રસંગ, પૌરાણિક તેમ જ ઐતિહાસિક કથા–પ્રસંગ–વર્ણન તથા આધ્યાત્મ વગેરે બધા જ વિષયોમાં તેમણે પ્રતિભાનાં કિરણો દેખાડયાં છે.

જ્યારે ગીતાંજલિ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થઈ ત્યારે આપણા કેટલાક વિદ્વાનો કહેવા લાગ્યા, "એમાં શું ભર્યું છે? એવા વિચાર તો આપણા તુકારામ, સૂરદાસ અને તુલસીદાસમાં છલોછલ ભરેલા છે. તુલસીદાસ, સૂરદાસ તથા તુકારામનો અંગ્રેજીમાં તરજુમો કરવામાં આવે તો તેમને નોબેલ પુરસ્કાર મળ્યો હોત." તુકારામનો અંગ્રેજીમાં અનુવાદ નથી થયો એમ નથી, છતાં નોબેલ પુરસ્કાર તો ઠીક પણ એને વાચંકો મળવા પણ મુશ્કેલ થયા. કબીરના સો ઉત્તમ દુહાનો અંગ્રેજી અનુવાદ રવિબાબુએ પોતે જ કર્યો છે તેની બધે પ્રશંસા થાય છે, પરંતુ તે કારણે ગીતાંજલિની મૌલિકતા અને તેની સાર્વભૌમ હૃદયસ્પર્શિતા જરા પણ ફીકાં પડતાં નથી. ગેટીએ પોતાનું જે વિશ્વવિખ્યાત નાટક લખ્યું તેની કથાવસ્તુ એક જૂની – પુરાણી દંતકથા જ હતી. શેકસપિયરના દરેક નાટકનું મૂળ કોઈ ને કોઈ જૂની વાર્તામાં મળી રહે છે. ટેનિસનનું 'આર્થર ગીત' મેલરીનું જ નવું સંસ્કરણ કહેવાય. કાલિદાસનો રઘુવંશ પણ વાલ્મિકિનું અજીઠું છે. અને શાકુંતલ તો પહેલેથી છેલ્લે સુધી એક પૌરાણિક કથા છે. ગીતાંજલિ એ સંતપરંપરામાંની એક કૃતિ છે તેથી તેમાં વૈષ્ણવ કવિઓના ભક્તિભાવનું પ્રતિબિંબ પૂરેપૂરું મળે છે, પરંતુ જે રીતે કોહિનૂરને પાસાં પાડ્યા પછી તેની શોભા વધારે ઉજ્જ્વળ બની તે જ રીતે રવિબાબુની કાવ્યપ્રતિભાની ચમક મળતાં જ એ વૈષ્ણવગીત વિશ્વસાહિત્યમાં અંતર્ભૂત થઈ ગયાં.

મહારાષ્ટ્રના કેટલાક લેખકો અને કવિઓએ ધ્યેયવાદ તથા આત્મિક અનુભૂતિને રહસ્યવાદ કે ગૂઢ ગુંજન કહી તેની હાંસી કરવાની શરૂઆત કરી છે. યુરોપની અઢારમી સદીના વિજ્ઞાનવાદી પણ નવી દોલતથી ફૂલીને ફાળકા થનારા ધનાઢ્યોની જેમ અધ્યાત્મની મશ્કરી ઉડાવ્યા કરતા હતા. પોતાની ઇંદ્રિયોની સાક્ષીને જ પ્રમાણભૂત માનનાર ઘુવડવૃત્તિના લોકો જો અધ્યાત્મસૂર્યનો ઇન્કાર કરવા માંડે તો તેમનો વિરોધ કોઈએ ન કરવો

ઘટે, પરંતુ તેમણે પણ ઉજ્જવળ સંતપરંપરાથી વિભૂષિત ભારતીય ભાષાઓના પ્રતિનિધિત્વનો દાવો પણ ન કરવો જોઈએ. મારા ગળામાં મધ્યમ સ્વરથી ઊંચો સ્વર જ નીકળતો નથી તેથી તારસ્વરનું સંગીત અસંભવિત છે એ કહેવું જેટલું યોગ્ય મનાય તેટલા જ પ્રમાણમાં રહસ્યવાદની મશ્કરી ગ્રાહ્ય થઈ શકે. અનધિકારી તરુણો જો દારૂડિયાઓના ઉન્માદનું અનુકરણ કરીને આત્મિક અનુભવની ઢાંસ મારે તો તેનો ઉપહાસ ખુશીથી કરો, પરંતુ મૂળ વસ્તુને જ ઉખાડી નાખવાનો મિથ્યા પ્રયાસ કરશો મા.

શ્રી. કેળકરે આજે કહ્યું કે, રવીન્દ્રનાથ એમ માનતા હતા કે ધર્મની સીમા વ્યક્તિ સુધી જ છે, સંસ્કૃતિની (હિંદુ) સમાજ સુધી છે, રાજનીતિની સીમા રાષ્ટ્રીયતા સુધી અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિની સીમા વૈજ્ઞાનિક આવિષ્કારો સુધીની છે. જ્યારે આવું આવું કથન મેં સાંભળ્યું ત્યારે હું દંગ થઈ ગયો. આ વાત બિલકુલ મોં–માથા વિનાની છે. રવીન્દ્રનાથ કટ્ટર દેશભક્ત હતા એમાં શંકા જ નથી, પરંતુ તેમને પાશ્ચાત્ય પદ્ધતિના રાષ્ટ્રવાદ અથવા તો રાષ્ટ્રપૂજાધર્મ પ્રત્યે કેટલી ઘૃણા હતી તે જોવું હોય તો તેમનું અપ્રતિમ શૈલીનું અને સાત્ત્વિક પુણ્યપ્રકોપનો પરિચય આપનાર ‘ નેશનાલિઝમ ’ નામનું પુસ્તક વાંચજો.

સંસ્કૃતિની બાબતમાં તેમની દૃષ્ટિ સર્વસમન્વયકારિણી હતી. હિંદુ, બૌદ્ધ, જૈન વગેરે સઘળી સ્વદેશી સંસ્કૃતિઓનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો અને પોતાના જીવનમાં તેમને ઓળખવાનો પણ પ્રયત્ન કર્યો હતો. તે ઉપરાંત ઈસ્લામી, ઝોરાસ્ટ્રિયન અને ખ્રિસ્તી સંસ્કૃતિ પ્રત્યે પણ તે સંપૂર્ણ આત્મીયતાની દૃષ્ટિએ જોતા હતા. પારસી લોકોના ધર્મગુરુના જીવનકાર્ય વિષે રવિબાબુએ પોતાના ‘ રિલિજન ઓવ મેન ’ નામના પરિપકવ પુસ્તકમાં જે વચનો કહ્યાં છે તેના કરતાં પારસી ધર્મ બાબત વધારે ઉદારતાવાળાં કે આત્મીયતા-

વાળાં વચનો બીજે ભાગ્યે જ મળશે. રૂઢિવાદી લોકો જેને 'મારો' અને 'તારો' ધર્મ કહે છે તેવા ધર્મની રવીન્દ્રનાથને બહુ પરવા ન હતી. તેમની બધી પ્રવૃત્તિઓનું અધિષ્ઠાન જીવનદેવતાનો જ ધર્મ છે. તેમની સમાજસેવા, તેમનું કાવ્ય, તેમનું રાજકારણ, તેમની માનવહિતચિંતા – એ બધાંનો આધાર ધર્મ જ છે. જેમણે તેમનાં 'સાધના', 'પર્સનેલિટી' અને 'રિલિજન ઑવ મૅન' એ ત્રણે પુસ્તકો સ્થૂળ દૃષ્ટિએ પણ વાંચ્યાં હશે તે એમ કહેવાની કદી પણ હિંમત નહિ કરે કે રવીન્દ્રનાથની જાગતિક દૃષ્ટિની સીમા ભૌતિક સુધારા સુધી જ હતી.

ભૌતિક સુધારાની બાબતમાં રવીન્દ્રનાથની દૃષ્ટિ મહાત્મા ગાંધીની દૃષ્ટિ જેવી આકરી ન હતી એ સાચું છે. એમ તો બન્ને ભૌતિક સુધારા ઇચ્છે છે. પરંતુ આજે દુનિયામાં ભૌતિક સભ્યતાની જ બોલબાલા છે અને તે મનુષ્યજાતિના આત્માનો પણ ગ્રાસ કરવા બેઠી છે, તેથી તેને આજે જ પરાસ્ત કરવી જોઈએ અને તેને આધ્યાત્મિક સંસ્કૃતિની ચેલી બનાવવી જોઈએ એવો રવીન્દ્રનાથનો સ્પષ્ટ અભિપ્રાય હતો. તે એકલા હિંદુસ્તાનને જ નહિ પણ આખી દુનિયાને આગ્રહપૂર્વક કહેતા હતા, "ભાઈઓ! હૃદયધર્મ સાથે, માનવતાના ધર્મ સાથે, બેઈમાની ન કરો. ચારિત્ર્યને નષ્ટભ્રષ્ટ કરીને ભારતમાતાની સેવાનો પ્રયાસ કરવો એ ભારતમાતાનું અપમાન કરવા સમાન છે. બીજાનો દ્વેષ કરીને આપણે સ્વજનોની સેવા કરી શકવાના નથી. હિંદુસ્તાનનો ઇતિહાસ તેમ જ તેનું ભાવિ બન્ને કહે છે કે, અહીં જે કોઈ આવ્યા તે પાછા ફરવા આવ્યા નથી. જે જબરદસ્તી કરવા આવશે તેમનો અહંકાર ઓગળી જશે અને હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઈ, યહૂદી, નાસ્તિક તેમ જ આસ્તિક–બધા આ મહા–માનવ–સાગર–તીરે એકઠાં મળીને જગન્માતાની સેવા અને અર્ચના કરશે. હે બ્રાહ્મણ, તું તારો અહંકાર છોડીને તારૂં હૃદય પવિત્ર બનાવ.

હરિજનોને ભાઈ કહીને ગળે લગાડ. બધા એક થાઓ અને માતાની સેવામાં લાગી જાઓ." — આ પ્રમાણે તેમણે પોતાના એક સુવિખ્યાત ગીતમાં પોકારી પોકારીને કહ્યું છે.

હિંદુસ્તાન વિશ્વબંધુત્વની પ્રયોગશાળા છે. અહીં ભગવાનને માનવતાનું નવનિર્માણ કરવું છે. તેથી દરેક ભારતવાસીએ હૃદયની સંકુચિતતા, પામરતા અને નાસ્તિકતાને તિલાંજલિ આપીને વ્યાપકતાની સાધના કરવી જોઈએ. આ એમનો સંદેશ છે.

મોટા થાઓ; ઊંચા થાઓ; દૂર સુધી જુઓ; ઉદાર બનો; ક્ષુદ્રતામાં કોઈ સુખ નથી; મોટાપણામાં જીવનની કૃતાર્થતા છે. 'नाल्पे सुखमस्ति, यो वै भूमा तत्सुखम् !'

અને એટલા જ માટે 'महामनाः स्यात्' એવા ઋષિઓના આદેશને તેમણે એવડા જોરથી ઉચ્ચાર્યો છે.

ઉપર જણાવી ગયો છું કે તેમની વિશ્વભારતી સંસ્થાને પાકા પાયા ઉપર મૂકવી એ જ એમનું સૌથી મોટું સ્મારક છે, પરંતુ તરુણ અને તરુણવૃત્તિના વૃદ્ધ ભારતવાસીઓ પ્રત્યે મારું નિવેદન છે કે અંગ્રેજીનો મોહ ઓછો કરીને બંગાળી શીખો. એ ભાષા બિલકુલ સરળ છે. તેનું વ્યાકરણ પણ બીજી ભાષાઓના જેવું અટપટું નથી. બંગાળીમાં સેંકડે એંસી–નેવું શબ્દ સંસ્કૃતના જ છે. આ ભાષા શીખીને રવીન્દ્રનાથના સાહિત્યનો તેના મૂળ સ્વરૂપમાં આસ્વાદ લો. રવીન્દ્રનાથના વિશાળ તથા વિવિધ સાહિત્યમાં તમને ક્યાંય અનાર્યવૃત્તિ, અનુદારતા, વ્યક્તિગત ટીકા કે હીનતા નહિ મળે. યાદ રાખજો કે તેમાં જ તેમની મહત્તા છે. જે રીતે રવીન્દ્રનાથે ભગવાનને કહ્યું છે કે, મારા હૃદયમાં તારું સિંહાસન હો એવી મારી અભિલાષા હોવાથી હું મારું હૃદય સ્વચ્છ અને પવિત્ર રાખીશ, તે જ પ્રમાણે આપણા હૃદયમાં રવીન્દ્રની પવિત્ર સ્મૃતિ સ્થાપન કરવા માટે

તેને કોઈ પ્રકારની હીનતા અથવા દ્વેષનો સંપર્ક ન થવા દેવો જોઈએ. જો આપણે પ્રત્યેક હૃદયમાં આ યુગપુરુષની સ્થાપના કરીશું અને આપણી ઉદારતાથી તેમની સ્મૃતિને વિકસાવીશું તો તેમના મૃત્યુને કારણે શોક કરવાને બદલે આપણે કૃતજ્ઞતાપૂર્વક તેમનું શ્રાદ્ધ કરીશું અને શ્રદ્ધાને પુષ્ટ કરીને આપણે તેમને આપણા જીવનમાં અજર-અમર કરીશું.

રવીન્દ્રનાથે 'वंदेमातरम्'નો રાષ્ટ્રગીત તરીકે સ્વીકાર કર્યો અને પોતાની યુવાનીમાં પોતાની દિવ્ય સંગીતવાણી દ્વારા તેનો પ્રચાર પણ કર્યો. પરંતુ તેમણે આપેલું 'જન-ગણ-મન અધિનાયક જય હે' એ રાષ્ટ્રગીત આપણી ભારતીય ભાવના અને વિશ્વસમન્વયને બધી રીતે અનુકૂળ છે. તેમનું આ ગીત અને જેનો ઉલ્લેખ મેં ઉપર કર્યો છે એ 'હે મોર ચિત્ત પુણ્યતીર્થે જાગો રે ધીરે, એઈ ભારતેર મહામાનવેર સાગરતીરે'વાળું ગીત રાષ્ટ્રમાં બધે જ ગવાવાં જોઈએ. એ આપણાં દીક્ષાગીત બનવાં જોઈએ. ભારતભાસ્કરની આ સર્વશ્રેષ્ઠ બક્ષિસ છે. ભારતનું આકાશમંડળ આ બન્ને ગીતોના ધ્વનિથી ગુંજી રહેવું જોઈએ.

પૂના, તા. ૧૭-૮-'૪૧

काका कालेलकर

# અનુક્રમ



• કવિવર : શાંતિનિકેતન છોડયું ત્યારે- •

યૌવનના આંગણુમાં



ઇંગ્લાંડમાં અઢારમે વર્ષે

# ૧

# અસ્તાચલનો રવિ

"મને રજા મળી ચૂકી છે. મારા બંધુઓ! મને આશીર્વાદ આપી દ્યો. હુ તમને સૌને પ્રણામ કરું છું અને વિદાય લઉં છું.

"જુઓ મારા દ્વારની આ ચાવીઓ હું પાછી આપું છું અને મારા ઘર ઉપરના તમામ હક્ક છોડી દઉં છુ. હું માત્ર તમારી પાસેથી છેલ્લા માયાળુ શબ્દો માગું છું.

"આપણે લાંબા વખત સુધી પાડોશી હતા પણ હું આપી શક્યો તે કરતાં વધારે મને મળ્યું છે. હવે દિવસ ઊગ્યો છે અને મારા અંધારા ખૂણાને પ્રકાશિત કરતો દીપક બુઝાઈ ગયો છે.

"તેડું આવી ચૂક્યું છે અને હું મારી મુસાફરી માટે તૈયાર થાઉં છું.

"મારા મિત્ર! હું છૂટો પડું છું તે વખતે મારા શુભની ઇચ્છા કરો. આકાશ પ્રભાતના રંગથી રંગાયેલું છે અને મારો માર્ગ સુંદર છે...."

—ગીતાંજલિ

ઇસુખ્રિસ્તની વીસમી શતાબ્દિનું એકતાલીસમું વર્ષ હતું. રાત્રિનો અંધકાર દૂર થયો હતો અને ઑગસ્ટ મહિનાની સાતમી

તારીખના સુપ્રભાતના બાલરવિએ અંતરીક્ષમાંથી ડોકિયું કરી અનંત ગગનમંડળમાં પોતાનો પ્રવાસ આરંભી દીધો હતો. એ મંગલ સમયે જ જગતના મહાન પ્રવાસી અને ભારતવર્ષના સર્વશ્રેષ્ઠ કવિ અને કલાકાર રવીન્દ્રનાથ ઠાકુર સ્વજનોની વિદાય લઈ મહાપ્રસ્થાનની તૈયારી કરી રહ્યા હતા.

કાલગંગાને કિનારે નૌકા તૈયાર હતી. આદેશ મળી ચૂક્યો હતો. પણ પ્રવાસ લાંબો હતો, ત્યાંથી પાછા ફરવાનું હતું નહિ. સ્વજનો અને સ્નેહીજનોની છેવટની વિદાય લેવાની હતી એટલે મોડું થઈ રહ્યું હતું. એમના પ્રિયજનો કલકત્તામાં આવેલા જોડાસાકુના ઘરમાં જ મર્યાદિત નહોતા, શાંતિનિકેતનના સંસ્કારધામમાં જ સીમિત નહોતા, સામાન્યમાં સામાન્ય માનવીથી માંડીને ગાંધીજી સુધીના કરોડો ભારતવાસીઓ સુધી જ એમના પ્રિયજનોની યાદી પહોંચતી નહોતી, એ નામાવલિમાં તો ચીન અને જાપાન, જાવા અને બાલી, અમેરિકા અને મૅક્સિકો, ઇંગ્લાંડ અને ફ્રાન્સ, જર્મની અને રશિયા, સ્વીડન અને નોર્વે, સ્વીટ્ઝર્લૅન્ડ અને ઝેકોસ્લોવાકિયા, ટર્કી અને ઈજિપ્ત, ઈરાન અને અફઘાનિસ્તાનના કરોડો પ્રજાજનોનો સમાવેશ થતો હતો. એમની મમતાના તાર દુનિયાના દૂર દૂરના સીમાડા સુધી જોડાયેલા હતા. જેમ કરોડો એમને પ્રિય હતા તેમ કરોડોને એ પ્રિય હતા.

જગતના આ મહાન પ્રવાસીએ બધા આગળ હાથ જોડ્યા. બધાની માફી માગી. બધાના આશીર્વાદ માગ્યા. પોતાની પાસે જે સુંદર હતું–જે પ્રિય હતું–એ બધું તો ક્યારનું તેમણે જગતને સોંપી દીધું હતું, જે કંઈ બાકી હતું તે બધું સોંપીને તેમણે આખરી વિદાય લીધી; હૃદયમાં પૂર્ણ શ્રદ્ધાનું ભાથું ભર્યું, હાથમાં આશાનો દીપક ધારણ કર્યો અને સુકાનીને પ્રાર્થના કરી:

'સન્મુખે શાંતિ પારાવાર
ભાસાઓ તરણી હે કર્ણધાર!

તુમિ હ'બે ચિરસાથી લઓ લઓ હે ક્રોડેપતિ
અસિનેર પથે જ્વલિબે, જ્યોતિર ધ્રુવતારકા
મુક્તિદાતા, તોમાર ક્ષમા તોમાર દયા
હ'બે ચિરપાથેય ચિરજાત્રાર
હય જેન મર્ત્યેર બન્ધન ક્ષય.
વિરાટ વિશ્વ બાહુ મેલિ લય.
પાય અન્તરે નિર્ભય પરિચય
મહા અજાનાર
સન્મુખે શાંતિ પારાવાર
ભાસાઓ તરણી હે કર્ણધાર !

"શાંતિનો મહાસાગર આ રહ્યો સામે. હે કર્ણધાર, ઝુકાવ કિશ્તી. હે મારા સદાયના સાથી, મને તારી ગોદમાં ભીડી રાખજે. અનંતતાની વાટે પરમજ્યોતિનો ધ્રુવતારક જલતો રહેશે. હે મુક્તિદાતા, તમારી ક્ષમા અને કરુણા જ મારી આ શેષ યાત્રાનું ચિરપાથેય બની રહેશે. મર્ત્યલોકનાં બંધનો છૂટી જજો. વિરાટ વિશ્વની ભુજાઓ મને બાથમાં લેજો ને મારો પ્રાણ એ પરમ અજ્ઞાતની સમીપ નિર્ભયપણે ખડો રહેજો.

"શાંતિનો મહાસાગર આ રહ્યો સામે. હે સુકાની! ઝુકાવ નૌકા !"

અને જેમ જાણે કર્ણધારે પ્રવાસીની પ્રાર્થના સાંભળી નૌકા સાગરમાં ઝુકાવી. કિનારે ઊભેલા કરોડો માનવીઓ પોતાના એ 'પ્રિયજન'ને એકાકી જતા જોઇ રહ્યા. રખે ને મોડું થઈ જશે એ ભયથી નૌકા ઝપાટાબંધ માર્ગ કાપતી જતી હતી, તે એટલે સુધી કે પોતાની આ યાત્રામાં અનંતમાર્ગના આકાશના પ્રવાસીને પણ પાછળ રાખી દીધો. આકાશનો રવિ જ્યારે મધ્યાકાશે પહોંચ્યો ત્યાં તો ભારતના રવીન્દ્રે ક્ષિતિજની પેલે પાર એ મહિમામયની ભૂમિ ઉપર પગ મૂકી દીધો હતો !

કિનારા ઉપર સ્તબ્ધતા છવાઈ ગઈ. કરોડો આંખોમાં આંસુ છલકાયાં. કરોડોના કંઠ રૂંધાયા. કરોડોનાં દિલમાં વિષાદ વ્યાપી ગયો. પ્રિયજનની વિદાય જાણે કે વસમી થઈ પડી. બપોરનો સમય હતો. આકાશમાં સૂર્ય સોળ કળાએ પ્રકાશતો હતો, પણ કરોડોના જીવન–આકાશમાં જાણે મધ્યરાત્રિનો અંધકાર વ્યાપી ગયો હતો. કવિવર રવીન્દ્રનાથ જતાં આ ભર્યું જગત જાણે કે ખાલી લાગતું હતું.

એ દિવસ ભારતવર્ષના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. ગુરુદેવના મૃત્યુના સમાચાર વીજળીવેગે કલકત્તામાં ફરી વળ્યા અને મૃતદેહના છેલ્લા દર્શને કલકત્તાનો માનવમહાસાગર ઊમટ્યો. જોડા-સાકુની હવેલીમાં જ બે કલાક સુધી એમના મૃતદેહને દર્શન માટે રાખવામાં આવ્યો અને એ પછી કલકત્તાના રાજમાર્ગો ઉપર થઈને એ ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. એ વિરાટ સ્મશાનયાત્રામાં હિંદુ અને મુસલમાન, શીખ અને પારસી, ઇસાઈઓ અને યહૂદીઓ, ચીની અને જાપાનીઓ, અંગ્રેજો અને યુરોપવાસીઓ—દરેક કોમના, દરેક જાતિના, દરેક ધર્મના આબાલવૃદ્ધો જોડાયા હતા. ભૂતકાળમાં આ રાજમાર્ગ ઉપરથી અનેક ભવ્ય અને વિરાટ સ્મશાનયાત્રાઓ નીકળી ચૂકી હતી, દેશબંધુ દાસ અને સેનગુપ્તા જેવા રાષ્ટ્રીય નેતાઓની સ્મશાનયાત્રા વખતે પણ વિરાટ માનવમેદનીઓ ઊમટી હતી, પણ આ વખતે તો માનવમહાસાગરે જાણે માઝા મૂકી હતી. જાતિના, કોમના, ધર્મના, રાષ્ટ્રના, ઊંચનીચની ભાવનાના – બધાય બંધ જાણે તૂટી ગયા હતા. રાયથી તે રંક સુધીના તમામ લોકોના હૃદયકપાટ જાણે ઊઘડી ગયા હતા અને એમાંથી ગુરુદેવના વિરાટ વ્યક્તિત્વ પ્રતિ શ્રદ્ધા અને આદરની સરવાણી વહી રહી હતી. એમાં ન હતી કૃત્રિમતા, ન હતો ક્ષોભ, ન હતી કોઈ પણ જાતની આશંકા – હતી કેવળ પ્રેમ અને ભક્તિની નિર્મળ લાગણી.

સતત ચાર કલાક સુધી કલકત્તાના જુદા જુદા રાજમાર્ગો ઉપર ફરતું ફરતું લોકોનું સરઘસ સાંજના સાત વાગે નીમતોલા ઘાટ ઉપર

પહોંચ્યું. ચંદનકાષ્ટની ચિતા રચવામાં આવી અને ઉપર ગુરુદેવના મૃતદેહને સુવાડવામાં આવ્યો. એકલા ઘી વડે તેનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. એ વખતે લાખો માણસોએ ગુરુદેવ પ્રતિ પોતાનાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમના પ્રતીકરૂપ પુષ્પોની માળાઓનો વરસાદ વરસાવ્યો. કહેવાય છે કે ગુરુદેવના મૃતદેહ ઉપર પુષ્પ ચઢાવવાં એ સોનારૂપા કરતાં પણ વધુ મોંઘાં થઈ પડયાં હતાં. ફૂલની એકસામટી એવડી માગ ઊભી થઈ કે પહોંચી વળાય તેમ ન હતું. સ્ત્રીઓએ કર્ણફૂલ, ગળાના હાર અને બંગડીઓ વેચીને, અને પુરુષોએ સોનાની ઘડિયાળો અને બટન વેચીને પણ ફૂલ ખરીદ્યાં હતાં અને પોતાના પ્યારા 'રવિબાબુ'ના મૃતદેહને અંજલિ અર્પી હતી. તેમની આંખમાં ચોધાર આંસુ છલકાતાં હતાં. તેમના અંતરમાં વિષાદ છવાઈ રહ્યો હતો. તેમને થતું હતું કે તેમને માટે ગીતો રચનાર બંગકવિ ચાલ્યો ગયો. કોણ હવે તેમને માટે નવાં ગીતો રચશે? કોણ તેમનાં શોકાકુલ હૃદયને સંગીતથી ભરી દેશે? કોણ તેમનાં ખારાં જીવનમાં મીઠાશ લાવશે?

કલકત્તાના રેડિયો–મથકથી જ્યારે જાહેર કરવામાં આવ્યું કે 'વિશ્વકવિ રવીન્દ્રનાથ ઠાકુર બપોરે ૧૨ ને ૧૩ મિનિટે ચિરનિદ્રામાં પોઢી ગયા છે' ત્યારે દેશ આખો મહાશોકમાં ડૂબી ગયો. હિંદુસ્તાનના કરોડો મૂંગાની જે જીભ છે એવા ગાંધીજીએ એમને અંજલિ આપી:

"કવિવર ટાગોરના અવસાનથી આપણે આ યુગના કવિસમ્રાટ જ નહિ પરંતુ પ્રખર રાષ્ટ્રવાદી અને માનવપ્રેમી ગુમાવ્યા છે. કોઈ પણ જાહેર પ્રવૃતિ એવી નહિ હોય કે જેના પર કવિવરના પ્રબળ વ્યક્તિત્વની છાપ ન હોય. શાન્તિનિકેતન અને શ્રીનિકેતન દ્વારા એમણે સમગ્ર રાષ્ટ્રને તેમ જ સમગ્ર વિશ્વને પોતાનો વારસો આપ્યો છે."

યુવાન ભારતના શિરતાજ સમા પંડિત જવાહરલાલ નેહરુએ નીચેના લાગણીમય શબ્દોમાં તેમને અંજલિ અર્પી હતી:

"જેની સર્વોચ્ચ પ્રતિભા અને મહાન પરંપરાયુક્ત વ્યક્તિત્વની છાયા નીચે આપણે ઉછર્યાં છીએ તે ગુરુદેવના સ્વર્ગવાસથી આપણે સાવ નિરાધાર અને અંધકારમાં અટૂલા થઈ પડયા છીએ. ભૂતકાળના સમૃદ્ધ જ્ઞાનની સાથે વર્તમાનના જ્ઞાનનો સમન્વય કરી આપણા દેશને જ નહિ પણ સમગ્ર વિશ્વને તેના પ્રકાશ વડે અજવાળનાર મહાન તારો (રવિ) અસ્તાચલમાં ડૂબી ગયો છે અને આપણાં હૃદયમાં સૂનકાર વ્યાપી ગયો છે. છતાંયે તેના અવાજનો રણકાર આપણા કાનમાં ગુંજી રહ્યો છે તેમના છેલ્લા ભાષણનો સળગતો સંદેશ આપણો ધ્રુવતારક બની રહેશે."

મહાસભાના મહામંત્રી આચાર્ય કૃપલાનીજીએ નીચે મુજબ સંદેશો મોકલ્યો હતો:

"તમારા ઉપર, કુટુંબ ઉપર અને શાંતિનિકેતનનાં ભાઈબહેનો ઉપર આવી પડેલી આ મહાન આફતમાં રાષ્ટ્ર તમારી સાથે છે અને શોકનાં આંસુ સારી રહ્યું છે. જીવનની પેઠે મરણમાં પણ મહાન આત્માઓ શાંતિ પામે છે એમ વિચારી આપણે આશ્વાસન મેળવીએ."

બિહારના સંત રાજેન્દ્રબાબુએ નીચેના શબ્દોમાં અંજલિ આપી હતી :

"મહાન વિભૂતિનો દેહ જગત ઉપરથી આજે અદૃશ્ય થયો છે પણ તેમનો અક્ષરદેહ અમર રહેવા સરજાયો છે. જગત માટે આપત્તિના કાળમાં તે હમેશાં માર્ગદર્શક બની રહેશે."

પંડિત મદનમોહન માલવીયજીએ નીચેનો સંદેશો મોકલ્યો હતો :

"મારા પ્રિયમિત્રના સ્વર્ગવાસથી ઊંડો આઘાત લાગ્યો છે. આત્માની મહાન શક્તિઓ ધરાવતો જગપ્રસિદ્ધ કવિવર રવીન્દ્ર અસ્ત થયો છે. આપણી માતૃભૂમિએ એક ઉમદા પુત્ર ગુમાવ્યો છે."

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર બનારસ હિંદુ યુનિવર્સિટીના ઉપકુલપતિ સર સર્વપલ્લી રાધાકૃષ્ણને નીચેના શબ્દોમાં કવિવરના આત્માને અંજલિ આપી હતીઃ

“ તે હિંદના પુનરુત્થાનકાળની સૌથી મોટી વિભૂતિ હતા. કેટલીયે પેઢીઓથી તેમના જેવા મહાન કવિ આપણને મળ્યા નથી. તેમનાં કાવ્યો અને લખાણોને લીધે હિંદ બહારના લાખો લોકો આપણાં દેશ તથા સંસ્કૃતિ પ્રત્યે માનની નજરે જોઈ રહ્યા છે. ”

ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુએ કવિવરના પુત્ર ઉપર નીચેનો સંદેશો પાઠવ્યો હતોઃ

‘ એ મહાપુરુષની તેજોમય બુદ્ધિપ્રભાને અભિનંદન આપવાને ઘણી વાર અને ઘણી જગાએ મને અધિકાર રહેશે. આજે તો તેની સમાધિ પર મૂકવા માટે પ્રેમ અને શોકનું પુષ્પ મોકલું છું. ”

આ ઉપરાંત હિંદુસ્તાનમાંથી અને દુનિયાના બીજા ભાગમાંથી જે અગણિત સંદેશાઓ આવ્યા હતા એમાંના બહુ જ થોડા તારવીને અહીં નીચે મૂકવામાં આવ્યા છે :

“ ઉચ્ચ આદર્શો અને સેવા પાછળ ખર્ચાયેલા એમના દીર્ઘ જીવનનો અંત આવ્યો છે. હવે પછીની પ્રજાઓ માટે એ જીવન પ્રેરક દૃષ્ટાંતરૂપ બની રહેશે. ”

**–વાઇસરોય**

“ એમનું ભવ્ય મસ્તક, શ્વેત દાઢી અને વાળ અને લાંબો શ્વેત ઝભ્ભો પુરાતનકાળના ઋષિ અગર ફિરસ્તાની યાદ આપતાં હતાં. જગતમાં એવા વિરલાઓ બહુ ઓછા હોય છે જેમની બુદ્ધિમત્તા સમગ્ર માનવજાતની દોલત બને છે. કવિવર એમાંના એક હતા.

“ તેઓ માનવસમાજની આંટીઘૂંટી અને મુશ્કેલીઓ સમજતા

હતા. હાલની દુનિયામાં જે યુદ્ધો ખેલાઈ રહ્યાં હતાં તે બદલ તેઓ ભારે દુઃખ અને વ્યથા અનુભવતા હતા.”

**સર મોરિસ ગ્વાયર**

“હિંદના એક સૌથી વધુ પ્રતિષ્ઠિત પુત્રના અવસાનથી મને પણ ખેદ થાય છે. તેમણે પોતાનાં વિચાર અને લેખનકળાથી મનની અમર્ત્ય સમૃદ્ધિઓનું જગતને દર્શન કરાવ્યું છે.”

**લોર્ડ હેલીફેક્સ**

“ટાગોરકુટુંબ, હિંદ અને સાહિત્યની દુનિયાને કવિવરના અવસાનથી જે ખોટ ગઈ છે તેને માટે હું ઊંડી સહાનુભૂતિ વ્યક્ત કરું છું.”

(હિંદના વડા સેનાપતિ) **સર આર્ચિબાલ્ડ વેવેલ**

“હિંદના મહાન કવિ તત્ત્વચિંતક અને સમાજસેવક ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના અવસાનથી ખેદ થયો છે. તેઓ સાચા દેશભક્ત હતા અને વિરોધીઓનું દૃષ્ટિબિંદુ સમજવા હમેશાં તત્પર રહેતા. હિંદ માટે આ ન પુરાય તેવી ખોટ છે.”

**મહમદઅલી ઝીણા**

“કવિવરના અવસાનથી બંગાળભરમાં શોકનું વાતાવરણ છવાઈ ગયું છે. તેઓ આ જમાનાના મહાન કવિ હતા.”

**ફેઝલુલ હક્ક**

“ટાગોર જગતના આજ સુધીના તત્ત્વચિંતકોમાંના એક હતા. તેમના અવસાન માટે હિંદ સાથે હું પણ વિલાપ કરું છું.”

**સર સિકંદર**

“તેમના જેવા મહાન દૂતના ચાલ્યા જવાથી હિંદ ખરેખર કંગાલ બન્યું છે.”

**અરુંડેલ દંપતી**

"હિંદે પ્રેમ અને શાંતિનો ફિરસ્તો ગુમાવ્યો છે."

**ગોપીચંદ ભાર્ગવ**

"ટાગોરના અવસાનથી દુનિયાએ સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને કલાનો અખૂટ ભંડાર ગુમાવ્યો છે."

**સર રામસ્વામી**

"ઈશ્વર એ મહાન આત્માને શાંતિ આપો."

**જાપાનીસ એલચી**

"ગુરુદેવના અવસાનથી ઊંડો ખેદ થયો છે. ચીન તરફથી સહાનુભૂતિની લાગણી વ્યક્ત કરું છું."

**ચીની એલચી**

"હિંદના મહાન લેખક અને કવિના મૃત્યુ પ્રત્યે મારો હાર્દિક શોક વ્યક્ત કરું છું. એમનું નામ મારા દેશમાં ખૂબ જાણીતું હતું અને એમનાં લખાણો સોવિયેટ પ્રજાના આમવર્ગને ખૂબ ગમતાં હતાં. રવીન્દ્રનાથ જગતસાહિત્યમાં હમેશાં ઊંચે સ્થાને બિરાજશે અને હિંદની મહાન પ્રજાના આત્માને વ્યક્ત કરનાર તેના સાચા પ્રતિનિધિ તરીકે તેનું નામ અમર રહેશે."

**મિ. મેઈસ્કી, લંડનના સોવિયેટ એલચી**

"આપણા બન્ને દેશની પ્રજાના દિલની ઊંડામાં ઊંડી મહત્ત્વાકાંક્ષા અને અભિલાષાઓના પ્રતીક સમા અને આપણા પ્રયાસમાં સદા ધૂમકેતુ સમા રવીન્દ્રનાથ ઠાકુર જેવા પ્રમુખ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે. તેમના ઉપદેશને જીવનમાં ઉતારવા આપણે મહાન પ્રયાસ કરીએ."

**ઇન્ડો–પોલિશ એસોસિયેશનના મંત્રી ડૉ. મેરિયા ફ્રેંક**

ઉપરનાં અવતરણો ઉપર એક દૃષ્ટિ ફેરવતાં જ વાંચનાર જોઈ શકશે કે કવિવરે કોનાં કોનાં અને કઈ કઈ જાતના માણસોનાં પ્રેમ

શ્રદ્ધા અને આદર મેળવ્યાં છે, કોનાં કોનાં હૃદય ઉપર એમની પ્રતિભાએ જાદુ કર્યું છે. એમને અંજલિ આપનારાંઓમાં હિંદુ છે, મુસલમાન છે, ખ્રિસ્તી અને યહૂદીઓ છે. સાવરકર અને ઝીણા સાહેબ જેવા કટ્ટરમાં કટ્ટર કોમીવાદીઓ છે; અને વાઇસરૉય, હિંદી વજીર, લૉર્ડ ઈરવીન જેવા ચુસ્ત સામ્રાજ્યવાદીઓ છે. એમાં એમને અંજલિ આપનારાઓમાં બર્નાર્ડ શૉ, બર્ટ્રાન્ડ રસેલ અને વેલ્સ જેવા સાહિત્યકારો છે, અરુંડેલ દંપતી જેવાં થિયૉસૉફિસ્ટો છે. એમાં રાષ્ટ્રવાદી, સમાજવાદી, સામ્યવાદી પણ છે. જગતની મહાન પ્રજાઓના એલચીઓ છે...અને છતાંયે એમને અંજલિ આપનારાંઓમાંનાં અસંખ્યમાંથી આ થોડાંક જ છે!

ગુરુદેવના સ્વર્ગવાસના સમાચાર મળતાં જ જગતનાં મોટાં મોટાં સંસ્કારકેન્દ્રોમાં તેમ જ ભારતવર્ષનાં તમામ શહેરો અને હજારો ગામડાંઓમાં શોકસભાઓ ભરવામાં આવી હતી અને બંગાળના આઠ લાખ બંગાળીઓએ તો પોતાના પ્યારા 'રવિબાબુ'ના અવસાન ઉપર અનવરત અશ્રુપ્રવાહ વહાવ્યો. એમના અવસાનથી બંગાળને, ભારતવર્ષને અને વિશ્વને જે ખોટ પડી છે તેનું માપ શી રીતે નીકળી શકે!

કવિવર રવીન્દ્રનાથ ગયા એટલે ભારતવર્ષના એક મહાન કલાકાર ગયા, એક મહાન ચિંતક અને ફિલસૂફ ગયા, માનવબંધુત્વના વિશ્વવ્યાપી ગાનના ગાયક ગયા, ભારતની સંસ્કૃતિના આત્મા ગયા, ગાંધીજીના એક પરમમિત્ર ગયા, હિંદ અને ચીનના પ્યારા ગુરુદેવ ગયા, આ વિરાટયુગના એક યુગપુરુષ ગયા.

આ વિરાટ પુરુષની ઓળખાણ કયા શબ્દોમાં કરાવી શકાય! એમની મહત્તા, એમની વિદ્વત્તા એમની અહિંસક રાષ્ટ્રીયતા, ગરીબો અને પદદલિત પ્રત્યેની એમની મમતા, એમની અસીમ માનવતા, એમની ચમત્કારિક કાવ્યપ્રતિભા, એમની સેવાવૃત્તિ, એમની ઉચ્ચ

કોટિની સાદાઈ અને સંસ્કારિતા – એમના વ્યક્તિત્વની સર્વતોમુખી પ્રતિભાને શબ્દબદ્ધ કરી શકાય તેમ નથી.

બાળક જ્યારે પોતાની માતાની ઓળખાણ આપે છે ત્યારે તેને મહાભારત ગ્રંથ લખવો પડતો નથી, ફક્ત 'મા' એટલું જ બોલવાથી જેમ એ માતાની સંપૂર્ણ ઓળખાણ આપે છે તેમ રવીન્દ્રનાથની ઓળખાણ એક જ શબ્દમાં આપવી હોય તો 'ગુરુદેવ' એ એક જ શબ્દમાં આપી શકાય. બીજી બાજુ તેમના નાના પ્રકારના ગુણોનું, તેની ખૂબીઓનું, તેમના વિવિધ પાસાંવાળા વ્યક્તિત્વનું પૂરું શબ્દચિત્ર આપવા માટે તો પાનાંનાં પાનાં ઓછાં પડે. આમ હોવાથી જ એમની મહત્તા આંકવી મુશ્કેલ બની જાય છે.

કવિવરના પાર્થિવ દેહનાં દર્શન કર્યાં નથી એવા લાખો માણસો તો એમને સાહિત્ય સંગીત અને કલા દ્વારા જ ઓળખે છે. નાટક, નવલકથા, વાર્તા, કાવ્યો, નિબંધો, પત્રો વગેરે અનેકવિધ સ્વરૂપો ધારણ કરીને રવીન્દ્રનાથ આપણી આગળ વિરાટ સ્વરૂપે ખડા થયા છે.

એમના પાર્થિવ દેહમાં પણ કોઈ એવું તત્ત્વ છુપાયેલું પડયું હતું કે જોનારને અલૌકિક જ લાગે. સુંવાળા રેશમ જેવા જુલફાંદાર વાળ, તેજસ્વી અને વિશાળ લલાટ, મોટી મોટી પારદર્શક આંખો, લાંબું સીધું અણીદાર નાક, વિશાળ છાતી ઉપર પથરાયેલી શ્વેત સુંવાળી ભવ્ય દાઢી, હાથપગનાં લાંબાં સીધાં અને જાડાં કલાત્મક આંગળાં – શરીરના અંગ અંગમાંથી જાણે અલૌકિક સૌંદર્ય નીતરતું હતું. જગતના મોટા મોટા કલાકારોએ એમના દેહસૌંદર્ય માટે અભિપ્રાય ઉચ્ચાર્યા છે કે, પુરુષશરીરની આટલી સંપૂર્ણ આકૃતિ અમે બીજે ક્યાંય જોઈ નથી. સૌન્દર્ય સૌષ્ઠવ અને કલા એમના દેહમાં પ્રતિબિંબિત થયાં હતાં.

પણ કવિવર જેવી મહાન વિભૂતિનું વ્યક્તિત્વ એમના બાહ્ય સૌંદર્યમાં જ નહોતું, એમનું હૃદય અને એમનો આત્મા તો એથીયે મહાન

હતો. એમના હૃદયની વિશાળતા, એમના પ્રેમની નિઃસીમતા, એમની લાગણીઓની કોમળતા એમની પોતાની જ વિશિષ્ઠતાઓ હતી. માનવ-હૃદયનો આટલો અદ્‌ભુત વિકાસ આ જગતમાં કોઇક જ ઠેકાણે અને ક્યારેક જ જોવામાં આવે છે.

દેહ, મન અને આત્માના સૌન્દર્યની અને શક્તિની આવડી જબરદસ્ત સિદ્ધિ એ શી રીતે પ્રાપ્ત કરી શક્યા હશે? જેમાંથી વિશ્વકર્માએ આવી તેજસ્વી, પ્રેમ લાવણ્ય અને કરુણામયી તેમ જ પ્રતિભાશાળી મૂર્તિ કંડારી એ માટી કઈ હશે? ક્યા મૂળ મસાલામાંથી આવું અદ્‌ભુત સર્જન થયું હશે? કોણે કોણે એને ટાંકણાં લગાવીને તૈયાર કરી હશે? કોણે કોણે એમાં રંગ પૂર્યા હશે? કોણે કોણે એને આભૂષણોથી અલંકૃત કરી હશે? વિશ્વની કઈ કઈ શક્તિએ એમના જીવનવિકાસમાં ભાગ ભજવ્યો હશે? હિમાલયના ઉત્તુંગ શિખરની પેઠે માનવતાના ઉત્તુંગ શિખર સુધી પહોંચવામાં દેશકાલીન પરિસ્થિતિએ શો ભાગ ભજવ્યો? માતપિતા અને ગુરુજનનો શો હિસ્સો હતો? પોતાનો પુરુષાર્થ અને સાધના કેટલાં હતાં? આ બધું સમજવા માટે જે બાગમાં આ મધુર ફળ નીપજ્યું તેનાં માટી, ખાતર, હવાપાણી અને પ્રકાશનો વિચાર કરવો જોઈએ. તો જ એમના જીવનને સમજવાની ચાવીઓ આપણા હાથમાં આવે. તો જ એમની પ્રતિભાનો થોડેઘણે અંશે પાર પામી શકાય. તો જ એમના મહાન અને ઉન્નત જીવનમાંથી પ્રેરણા ઝીલી શકાય. એ માટે આપણે કવિવરની ‘ સોનાર બંગલા ’ તરફ દૃષ્ટિ દોડાવવી પડશે. એ માટે આપણે એંસી વરસને પાછાં ઠેલી ભૂતકાળમાં જવું પડશે.

## ૨

# સાંસ્કૃતિક વારસો

'આમાર સોનાર બાંગ્લા આમિ તોમાર ભાલો બાસિ
ચિરદિન તોમાર આકાશ તોમાર વાતાસ
આમાર પ્રાણે બાજાય બાંશી.'

હિંદની પૂર્વસીમા પર આવેલો બંગદેશ એની અફાટ સમૃદ્ધિને માટે પ્રખ્યાત છે. આસામ બાદ કરતાં હિંદનો કોઈ ભાગ એવો નથી જ્યાં કુદરતે પોતાની આટલી વિવિધ વિપુલતા છૂટે હાથે વેરી હોય. એનાં ગાઢાં જંગલો, સાગર જેવડી નદીઓ, લીલોતરીથી ઢંકાયેલા પહાડો, વિશાળ સાગરતટ, કમલદલથી શોભતાં સરોવરો, લીલાંછમ ખેતરો, કલકલ હસતાં ઝરણાંઓ વગેરેએ બંગાળની ભૂમિને એક જુદા જ પ્રકારનું સૌન્દર્ય આપ્યું છે. અહીં ખૂબ વરસાદ પડવાને લીધે બારે માસ લીલુંછમ રહે છે. અહીં કાચું સોનું પાકે છે એટલે તે 'સોનાર બાંગ્લા' તરીકે ઓળખાય છે. અહીંના સમૃદ્ધિથી છલકાતા નદીકિનારા જોઈને યુરોપના પ્રથમ પ્રવાસીઓ નાચી ઊઠેલા. શાંત નીરવ રાત્રિએ કે ઉષાના રંગ ઊઘડતા હોય એ વખતે બંગાળના નદીકિનારે ફર્યા છો કદી ? એનું તારામંડિત આકાશ.

જોયું છે કદી ? એની રૂપેરી ચાંદનીનો રસાસ્વાદ લીધો છે કદી ? એના સૂર્યોદય અને સૂર્યાસ્તનાં અનુપમ દૃશ્યો નિહાળ્યાં છે કદી ? એના ધોધમાર વરસાદ વચ્ચે ગાંડાતૂર પૂરના પ્રવાહમાં પવન સાથે ફડફડાટ કરતી ઊડના પંખી જેવી હોડીની સૈર કરી છે કદી ? તો જ તમને એની ભવ્યતાનો—એની અદ્‌ભુતતાનો – કંઈ ખ્યાલ આવે. બંગાળનો આખો પ્રદેશ કાવ્યમય છે. આ ધરતીનું ધાવણ ધાવીને દરેક બંગાળી મોટો થાય છે. રવિબાબુ 'સુજલાં સુફલાં મલયજ શીતલાં' માતૃભૂમિને ખોળે ઊછરીને જ કાવ્યની પ્રેરણા પામ્યા.

બંગમૈયાને ખોળે ઊછરીને કાવ્યાનંદરસના સાગર રેલાવનાર એ પહેલા જ કવિ નથી. સેંકડો વર્ષોથી આ પ્રદેશમાં કવિઓની એક પરંપરા ચાલી આવે છે. શું પ્રાચીનકાળમાં કે મધ્યકાળમાં, બંગાળે એવા પુત્રો ઉત્પન્ન કર્યા છે જેણે ભારતીય સંસ્કૃતિના ભંડારને પોતાના વિપુલ દાનથી છલકાવી દીધો હોય. હજી મધ્ય-યુગમાં જ પ્રેમ અને ભક્તિનાં રહસ્યવાદી ગીત ગાનાર વિદ્યાપતિ અને ચંડીદાસ જેવા અમર કવિઓ થઈ ગયા. હજી હમણાં જ ચૈતન્યદેવે પોતાનાં પ્રેમભક્તિનાં ભજનોથી બંગાળને તર–બ–તર કરી દીધેલું. હજી હમણાં જ રામકૃષ્ણદેવે બંગાળમાં ભક્તિ અને ભાવનાનું પૂર રેલાવ્યું. એ અમર કવિઓનો અને આધ્યાત્મિક પુરુષોનો સંસ્કાર-વારસો આપણા રવીન્દ્રનાથને મળ્યો. એ અમર કવિઓનાં પ્રેમગાન બાળ રવીન્દ્રે દિલ ભરીને સાંભળ્યાં અને ગાયાં. આધ્યાત્મિક પ્રેમની અનુભૂતિ જે વિદ્યાપતિ અને ચંડીદાસને થયેલ, જે પ્રેમરસનું પાન ચૈતન્યદેવે કરેલું એ અનુભવ અને એ પ્રેમરસ એમનાં કાવ્યો દ્વારા આપણા રવીન્દ્રને મળ્યાં. આ અખંડ અને અમર મહાસ્રોતમાંથી જેણે પ્રેરણા પીધી તેનાં ગીતો પણ એવાં જ અમર કેમ ન નીવડે ? સાંધ્યગીત ને પ્રભાતગીત, નૈવેદ્ય અને ગીતાંજલિ, અને બીજાં પાર-વગરનાં અમર ગીતો રવિબાબુએ રચ્યાં છે. તેની પૂર્વભૂમિકા ચંડીદાસની પદાવલિમાં કે વિદ્યાપતિનાં પ્રેમગીતોમાં આપણને મળે છે.

બંગાળના આ ખાસ કવિઓ ઉપરાંત રવિબાબુએ વેદો અને ઉપનિષદોના જીવન્ત મંત્રોની અસર ઓછી નથી અનુભવી. ભારતીય સંતો અને ભક્તોએ કાવ્ય, સંગીત અને તત્ત્વજ્ઞાનની અમર ત્રિવેણી વહાવી તેમના જીવનને નવપ્લાવિત કરી દીધું છે. કબીર અને નાનક, તુલસીદાસ અને મીરાંબાઈ, સુરદાસ અને મહેરદાસ, હરિચંદ અને તુકારામ જેવા અનેક ભક્તોનાં ભજનોનું અમૃતપાન એમણે કર્યું હતું.

અને કાલિદાસ, ભવભૂતિ તથા બાણભટ્ટ જેવા પ્રાચીન સંસ્કૃત કવિઓ તથા જયદેવ જેવા મધ્યયુગના કવિઓ ઉપર તો તે પહેલેથી જ મુગ્ધ હતા. જ્યારે સંસ્કૃત ભાષા પણ પૂરી સમજતા નહિ એ વખતે પણ તેઓ સંસ્કૃત સાહિત્યના આશક હતા, કારણ કે એની છંદબદ્ધ કડીઓમાંથી માત્ર કાવ્ય જ નહિ – સંગીત ફૂટતું હતું. એની શબ્દરચનામાંથી, વીણાના તારમાંથી જેમ ઝંકાર નીકળે છે તેમ, નવા જ પ્રકારનો ઝંકાર ઊઠતો અને બાળરવીન્દ્રના હૃદયમાં અવનવા ભાવ જાગૃત કરતો. સંસ્કૃત સાહિત્યે એમને કેટલા મુગ્ધ કર્યા છે એ તો 'પ્રાચીન સાહિત્ય' નામના નિબંધસંગ્રહરૂપે બહાર પડેલા એમના પુસ્તકમાં આપણને જોવા મળે છે. કાલિદાસના કલ્પના-ભંડારે તથા કાદંબરીના શબ્દવૈભવ અને વિવિધ અલંકારોએ એમની સુકુમાર કલ્પનાને પહેલેથી જ રંગી દીધી હતી. કાલિદાસના મેઘદૂત કે નગાધિરાજ હિમાલયનાં તથા કાદંબરીમાં આવતા અચ્છોદ સરોવરનાં વર્ણન સાંભળતા કે રઘુવંશમાં દિલીપ રાજાની કથા અને સિંહ સાથેનો સંવાદ સાંભળતા કે 'અજવિલાપ' અથવા 'રતિવિલાપ'નું કરુણ રુદન સાંભળતા ત્યારે રવિબાબુના હૃદયમાં પહેલેથી જ અવ્યક્ત-રૂપે રહેલી સૌન્દર્યદૃષ્ટિ બોલી ઊઠતી: જેને હું શબ્દદેહ આપી શકતો નથી પણ જેને મારા રોમ રોમમાં અનુભવી રહ્યો છું તે આ જ. એમના શબ્દોની કોમળતા, ભાવની નાજુકતા, ભાષાની સમૃદ્ધિ, વર્ણનોની વિવિધતા અને સચોટતા તેમને આ જ કવિઓમાંથી મળ્યાં છે.

એમના શરૂઆતના જીવન ઉપર નજર નાખતાં એક બીજા તત્ત્વની પ્રબળ અસર દેખાઈ આવે છે. તે હતો એમનો નિસર્ગપ્રેમ. નિસર્ગદેવીના ખોળામાં રહીને તે સકલ સૃષ્ટિનો આનંદ અનુભવતા. માતાના ખોળામાં સૂતેલું બાળક જે ભાવ અનુભવે છે તે ભાવ રવિબાબુ કુદરતના સાંનિધ્યમાં અનુભવતા. આ બધું બહુ જ નાની વયમાં આપણને તેના જીવનમાં જોવા મળે છે. બાળપણના દિવસોનો અનુભવ તે પોતાની જીવનસ્મૃતિમાં આ પ્રમાણે જણાવે છે:

"કુદરતનો, મને યાદ આવે છે ત્યાં સુધી, પહેલેથી જ ગજબનો શોખ હતો. આકાશમાં એક પછી એક વાદળાંને ફરતાં જોતો ત્યારે હું આનંદના અતિરેકથી પાગલ બની જતો. બાળપણના દિવસોથી જ મને એવી લાગણી થતી હતી કે હું મારા એક નજીકમાં નજીકના મિત્રના સાંનિધ્યમાં છું. કુદરત પ્રત્યે મને એટલો બધો પ્રેમ હતો કે તેના વર્ણન માટે મારી પાસે શબ્દો નથી. કુદરત મારી સ્નેહાળ અને માયાળુ મિત્ર હતી અને હમેશાં મારી આગળ નવું જ સૌંદર્ય ખુલ્લું કરતી."

એક બીજી જગાએ કુદરતના સાંનિધ્યમાં તેમને કેવો આનંદ આવતો એનું વર્ણન કર્યું છે:

"શરદઋતુના પ્રભાતે પથારીમાંથી ઊઠતાંવેંત જ હું સીધો બાગમાં દોડી જતો. ઝાકળનાં બિંદુથી ભીનાં થયેલાં પાંદડાં અને લીલા ઘાસની મીઠી સોડમ મારા આખા શરીરને ભરી દેતી અને બાલ-રવિનાં તાજાં અને કોમળ કિરણો પવનમાં ડોલતાં તાડનાં ઝાડોની નીચે મારું સ્વાગત કરતાં. નિસર્ગદેવી હસતાં હસતાં મારી પાસે મૂઠી બંધ કરીને હમેશાં આવતી અને પૂછતી, 'મારા હાથમાં શું હશે?' અને કોઈ પણ વસ્તુ અસંભવિત નહોતી!"

રવિબાબુના જીવનઘડતરમાં જેમ વેદ અને ઉપનિષદના મંત્રોની, બંગાળની કાવ્યમય ભૂમિની, સંસ્કૃત કવિઓ તથા બંગાળના મધ્યયુગના

કવિઓની અસર છે, તેમ જ એ વખતના જાગૃતિના યુગની અસર પણ છે. એમનો બળવાખોર સ્વભાવ, એમની શોધક બુદ્ધિ, જૂની વસ્તુઓને કસોટીએ ચડાવ્યા પછી જ સ્વીકારવાની ટેવ, સુધારકવૃત્તિ વગેરેના ઘડતરમાં એ યુગનાં જૂનાં અને નવાં બળોના ઘર્ષણે અગત્યનો ભાગ ભજવ્યો હતો.

૧૮૬૧ના મે મહિનાની સાતમી તારીખ અર્વાચીન ભારતના ઇતિહાસમાં સ્મરણીય રહેશે, કારણ કે એ એક જ દિવસે હિંદુસ્તાનનાં બે મોટાં પાટનગરોમાં ઉચ્ચ બ્રાહ્મણકુટુંબમાં એવી બે મહાન વિભૂતિઓનો જન્મ થયો, જેમણે ભારતનું ગૌરવ અને પ્રતિષ્ઠા વધારી જગતમાં તેનું સ્થાન ઊંચું આણ્યું અને જેમણે પોતાનું સમગ્ર જીવન માતાની ગુલામીની બેડીઓ તોડવામાં અર્પણ કર્યું. આ બે પાટનગરો તે દિલ્લી અને કલકત્તા; અને આ બે વિભૂતિઓ તે પોતાની પ્રખર બુદ્ધિમત્તા, દૂરંદેશી અને બલિદાન વડે હિંદનું મુખ ઉજ્જવળ કરનાર રાજર્ષિ મોતીલાલ નેહરુ તથા વીસમી સદીના મહાન કવિ અને કલાકાર રસર્ષિ રવીન્દ્રનાથ ઠાકુર.

કલકત્તાના મધ્યભાગમાં દ્વારકાનાથ ટાગોર લેઇનમાં આવેલા ૭ નંબરના વિશાળ રાજભવનમાં પૂર્ણિમાની રાત્રિએ રવિબાબુનો જન્મ થયો. એમના પિતાનું નામ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર અને માતાનું નામ શારદાદેવી. રવિબાબુ મહર્ષિજીના ચૌદમા સંતાન હતા. એમનો જન્મ થયો ત્યારે જોડાસાકુનું રાજભવન બાળકોના કિલકિલાટથી અને વડીલોનાં ગાનથી ગુંજતું હતું. મહર્ષિજીનાં મોટાં સંતાનોમાંથી કેટલાંકનાં લગ્ન થઈ ચૂક્યાં હતાં, કેટલાંકને ત્યાં બાળકો સુદ્ધાં હતાં. આમ રવિબાબુના આગમને ભાઈ, ભાભી, બહેનો તથા કુટુંબનાં બાળકોના મોટા સમુદાયમાં એકનો ઉમેરો કર્યો હતો.

રવીન્દ્રનાથ ઠાકુરે ભારતની ઉષાનાં પહેલાં અજવાળાં જોયાં ત્યારે આખો દેશ એક મહાન સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહ્યો

હતો. ૧૮૫૭ના રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાના છેલ્લા નિષ્ફળ પ્રયાસ પછી સામ્રાજ્યવાદી બ્રિટને ભારતનો કબજો લીધો હતો. અગાઉના વિજેતાઓની પેઠે અંગ્રેજો માત્ર તેનો કબજો લઈને જ અટક્યા નહોતા, હિંદુસ્તાનની ગુલામી કાયમ કરવા માટે તેઓ અવનવા ફાંસલાઓ તૈયાર કરી રહ્યા હતા. તેમાં સૌથી પહેલું કામ હિંદને નિઃશસ્ત્ર કરી તેના લડાયક જુસ્સાને મારી નાખી તેને કાયમને માટે પાંગળું બનાવવાનું હતું, અને બીજું કામ તેની સાંસ્કૃતિક એકતા ઉપર ઘા કરી આખા દેશની વ્યવસ્થાને છિન્નભિન્ન કરી તેનું નૈતિક બળ તોડી પાડવાનું હતું. આમાં પ્રથમ કાર્યમાં તેઓ ફાવ્યા. બીજા કાર્યમાં તેમને જોઈતી સફળતા મળી નહિ. આ કામ પાર પાડવા માટે હિંદુસ્તાનમાં વટાળપ્રવૃત્તિ જોસભેર ચાલવા લાગી. પણ સદીઓથી પદદલિત થયેલા ભારતનો આત્મા હજી જાગૃત હતો. આ કંગાલ દશામાંયે એના હૃદયનો ખજાનો સાવ ખાલી નહોતો થઈ ગયો. એની સંસ્કૃતિ ઉપર તરાપ મારનાર પ્રવૃત્તિ સામે તેણે બરાબર મોરચા માંડ્યા અને ઉત્સાહના આવેશમાં આંધળૂકિયાં કરીને આગળ વધનાર વિધર્મીઓ અને વિદેશીઓને તેણે ભાન કરાવ્યું કે આગળ વધવામાં જોખમ છે; એમ કરવા જતાં ખડક જેવી મજબૂત ભારતીય સંસ્કૃતિની દીવાલ સાથે તેમને ટક્કર લેવાની છે.

એ જ એ વખત હતો જ્યારે મહર્ષિ દયાનંદે પંજાબમાં આર્યધર્મનો ઝંડો ફરકાવ્યો હતો. એ જ એ વખત હતો જ્યારે સમસ્ત ભારતવર્ષ બેચેન થઈ રહ્યું હતું. એ જ એ વખત હતો જ્યારે સારાયે બંગાળમાં ધાર્મિક પ્રવૃત્તિઓનું શોધન થઈ રહ્યું હતું. એ જ એ વખત હતો જ્યારે તત્કાલીન હિંદુ સમાજની અંદર રહેલી ખામીઓ દૂર કરવા, જૂનાં રીતરિવાજોને તોડવા અને સુધારાઓ દાખલ કરવા બ્રહ્મસમાજ કટિબદ્ધ થયો હતો. રાજા રામમોહનરોયે પૂર્વભૂમિકા પહેલેથી જ તૈયાર કરી રાખી હતી. તેમના કામને આગળ

ધપાવવા ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, કેશવચંદ્ર સેન અને આપણા કવિવરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર પ્રયત્નો કરી રહ્યા હતા. રામમોહનરાય પછી બ્રહ્મોસમાજનું નેતૃત્વ મહર્ષિ દેવેન્દ્રનાથના હાથમાં આવ્યું હતું. એમના શુભ પ્રયત્નથી જ્ઞાતિઓનાં બંધનો તોડવાની શરૂઆત થઈ ચૂકી હતી. હિંદુ સમાજના કલંકરૂપ ફરજિયાત વૈધવ્યના કોટ–કિલ્લાની કાંકરીઓ ખસવા લાગી હતી. સમાજને ભરખી જતી કેટલીક જૂની રૂઢિઓ અને રિવાજો નવા વિચારો સાથે અથડાતાં પ્રથમ થાક અનુભવી રહી હતી. બંગાળની નદીઓને આરે ફરીને ઉપનિષદ અને ગાયત્રીના મંત્રો ગુંજવા લાગ્યા હતા. બંગાળનાં ઝૂંપડાંમાં ફરીને વેદની ઋચાઓ બોલાવા લાગી હતી.

આમ જૂનો યુગ જ્યારે પૂરો થતો હતો અને નવા યુગની શરૂઆત થઈ રહી હતી ત્યારે ભારતવર્ષના અંધારા ક્ષિતિજ પર પૂર્વદિશામાંથી બાળરવિએ પ્રથમ કિરણ ફેંક્યું હતું. એ આવ્યો હતો સત્ય, શિવ અને સુંદરનું ગળથૂથીમાં જ પાન કરીને, મહર્ષિજીના ગુણોનો વારસો લઈને, ઈશ્વરના આશીર્વાદ પામીને, નવા યુગનો સંદેશ લઈને, યુગયુગનાં અંધારાં ઉલેચવાનો કાર્યક્રમ હાથ ધરીને !

## ૩

# પિતા

'છાયા તો વડલા જેવી ભાવ તો નદના સમા
દેવોના ધામના જેવું હૈયું જાણે હિમાલય.'

**બંગાળમાં** ટાગોરકુટુંબ સેંકડો વર્ષોથી એક વિશિષ્ટ સ્થાન ધરાવતું આવ્યું છે. એમનું કુળ ઘણું ઊંચું ગણાય છે. બંગાળના બ્રાહ્મણોની રાધીય શાખાના સાંડિલ્ય ગોત્રમાંથી એમની પરંપરા ઊતરી આવી છે. આજથી લગભગ બારસો વરસ પહેલાં રવીન્દ્રનાથ ઠાકુરના પૂર્વજોએ ગંગાકિનારે આવીને વસવાટ કર્યો ત્યારથી તેઓ 'રાધેય' નામે ઓળખાતા. રાધા એટલે ગંગા નદીનો જમણો કિનારો અને 'રાધેય' એટલે ગંગાના એ કિનારા ઉપર વસવાટ કરનાર લોકો.

જૂનાં રીતરિવાજો અને રૂઢિજડતા સામે લડત ચલાવવી એ ટાગોરકુટુંબનું ખાસ લક્ષણ એમ દેખાય છે. એક વખત કવિવરના પૂર્વજોએ બંગાળમાં વસતા મુસલમાનો સાથે ભોજન કરી જ્ઞાતિના નિયમોને તોડ્યા હતા ત્યારથી તેમને નાતબહાર કરવામાં આવ્યા હતા. જ્ઞાતિજનો તેમને તિરસ્કારની દૃષ્ટિથી જોતા. ત્યારથી આ કુટુંબ 'પીરાલી બ્રાહ્મણ'ના તિરસ્કારયુક્ત ઉપનામથી ઓળખાવા લાગ્યું.

'ટાગોર'ની છાપ તો આ કુટુંબને બહુ મોડી લાગી. સત્તરમા સૈકામાં ટાગોરના પૂર્વજોએ જેસોર છોડયું અને કલકત્તામાં, જ્યાં આજે સેંટ વિલિયમનો કિલ્લો છે એ જગા ઉપર, આવીને વસ્યા. ઊંચા કુળના બ્રાહ્મણો હોવાને લઈને બધા તેમને 'ઠાકુર' કહીને બોલાવતા. ઠાકુર એટલે 'માનનીય પુરુષ'. પાછળથી અંગ્રેજોના સંપર્કમાં આવતાં 'ઠાકુર'નું અંગ્રેજી ઉચ્ચારણ 'ટાગુર' અને 'ટાગુર'માંથી છેવટે 'ટાગોર' થઈ ગયું–જેમ ભરૂચનું બ્રોચ અને ખંભાતનું કેમ્બે થયું તેમ.

જયરામ ઠાકુર નામના એમના એક વડવાને ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે ઘણો સારો સંબંધ હતો. આ સંબંધને પરિણામે તેઓ પુષ્કળ ધન કમાયા. તેમના દીકરા નીલમણિએ કલકત્તામાં અત્યારે જ્યાં જોડાસાકુનું મકાન છે એ જગા ખરીદી હતી. નીલમણિના પૌત્ર દ્વારકાનાથ ઠાકુર એ મહર્ષિ દેવેન્દ્રનાથના પિતા અને આપણા કવિવરના દાદા. તેમની ઊંચા પ્રકારની રહેણીકરણી અને બાદશાહી ઠાઠમાઠને લઈને તેઓ 'પ્રિન્સ દ્વારકાનાથ' તરીકે ઓળખાતા હતા. અંગ્રેજોમાં તેમનું પુષ્કળ માન હતું. તેઓ મોટા વિદ્વાન અને સુધારક હતા. રૂઢિઓની જડતા સામે, સમાજની સંકુચિત ભાવના સામે, એ વખતે જે થોડા બંગાળીઓએ માથાં ઊંચક્યાં તેમાંના તેઓ એક હતા. એ વખતના પ્રચલિત હિંદુજાતિના આચારનું ઉલ્લંઘન કરીને તેમણે દરિયો ઓળંગ્યો હતો અને ઈંગ્લાંડ જઈ ત્યાંના જીવનનો પ્રત્યક્ષ પરિચય પામ્યા હતા. તેમનાં સાહિત્ય, કળા અને રીતભાતોમાંથી જે જે સારું લાગતું, જે જે ઉમદા લાગતું, તે અપનાવતાં તેઓ અચકાતા નહિ. ૧૮૪૬માં એમનું મૃત્યુ પણ ત્યાં જ થયું. ટાગોરકુટુંબના માતૃપક્ષે નવા યુગના સંદેશવાહક અને ભારતવર્ષમાં નવજાગૃતિનાં અજવાળાં લાવનાર પ્રથમ સિતારા સમા રાજા રામમોહનરોય હતા.

પણ રવિબાબુની પ્રતિભાનાં મૂળ શોધવા માટે એટલે બધે દૂર જવાની જરૂર નથી. એમના જીવનના સર્વાંગી વિકાસ અને સર્વતો-

મુખી પ્રતિભાનો વિચાર કરતાં જ એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની સૌમ્ય અને તેજસ્વી મૂર્તિ આંખ આગળ ખડી થાય છે, અને એમના વિવિધરંગી વ્યક્તિત્વ તથા ઉચ્ચ ગુણોનો વિકાસ જોતાં જ આપણને પ્રતીતિ થાય છે કે જ્યાં મહર્ષિ દેવેન્દ્રનાથ જેવી મહાન વિભૂતિ હોય ત્યાં જ રવીન્દ્રનાથનો ઉદ્ભવ સંભવે.

મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર એક જબરદસ્ત ચિંતક અને પવિત્ર પુરુષ હતા. એમની પ્રતિભા પ્રાચીનકાળના ઋષિમુનિઓની યાદ આપે એવી હતી. કુદરતને ખોળે ઉછરી તેના સાંનિધ્યમાં જ રહી મહિમામય ઈશ્વરનાં દર્શન કરવાની તેમની તીવ્ર આકાંક્ષા હતી એટલે તેઓ ઘેર બહુ ઓછું રહેતા. અવારનવાર હિંદનાં તીર્થયાત્રાનાં ધામોમાં પર્યટન કરતા રહેતા. હિમાલય અને દાર્જિલિંગના પહાડોમાં મહિનાઓ ગાળતા અથવા ગંગાકિનારે વૃક્ષરાજીની ઘટા નીચે સાદા ઝૂંપડામાં રહી પ્રાચીનકાળના ઋષિમુનિઓનું જીવન જીવતા.

જેમ એ ઋષિ હતા, દ્રષ્ટા હતા, તત્ત્વચિંતક હતા, ધર્મપુરુષ હતા તેમ એ દેશભક્ત પણ હતા. દેશની ગુલામી એમને સાલતી હતી. હિંદના કરોડો કંગાલો પ્રત્યે એમના દિલમાં સહાનુભૂતિ હતી. તેઓ ગરીબનવાજ હતા. ગરીબો પ્રત્યે એમને મમતા હતી. લોકોનાં દુ:ખો જોઈ એમની આંખોમાં કરુણાનાં અશ્રુ ઉભરાતાં.

એમને ઈશ્વરના વિરાટ સ્વરૂપની કોઈ કોઈવાર ઝાંખી થતી! કોઈ કોઈ વખત તે અવનવાં 'દિવ્ય' દશ્યો જોતા ત્યારે એમાં જ લીન થઈ જતા અને ઘણા વખત સુધી એ જ સ્થિતિમાં પડ્યા રહેતા ત્યારે તેમના શાંત મુખ ઉપર તેજની આભા પથરાઈ જતી, અને એવાં દશ્યોને અંતે એમના હૃદયમાંથી મહિમામયની સ્તુતિના ઉદ્ગાર નીકળી પડતા.

એ કલ્પનાવીર હતા. એમની ગગનગામી કલ્પનાદૃષ્ટિ દશ્ય અને અદશ્ય જગતની પેલે પાર પહોંચી જતી, અને એમની અવનવી કલ્પનાઓ

શબ્દદેહ ધારણ કરી જગત સમક્ષ રજૂ થતી ત્યારે આ જાદુની સૃષ્ટિ જોઈ જગત આશ્ચર્યથી અવાક્ થઈ જતું.

કલ્પનામય તેમ જ અધ્યાત્મપરાયણ જીવન જીવતાં છતાં ભૌતિક જીવનમાં તે જરાય બેદરકાર નહોતા. વ્યવહારિક જીવનમાં જેની ડગલે ને પગલે જરૂર પડે છે એવી ચોક્કસાઈનો ગુણ તેમનામાં ગજબનો હતો. તેઓ પોતે પાઈએ પાઈનો હિસાબ બરાબર રાખતા અને બીજા પાસે રખાવતા. વરસમાં ઘણા મહિના બહાર હોવા છતાં અને સીધી દેખરેખ રાખી શકતા ન હોવા છતાં જમીનદારીની તેમ જ ઘરની ઝીણામાં ઝીણી વિગતો તેની જાણ બહાર નહોતી રહેતી. ઘરનાં બધાં માણસો તેમનો આ સ્વભાવ જાણતાં હતાં. એમની પાસે કોઈ પણ વસ્તુ અધૂરી, અપૂર્ણ કે જેવી તેવી ચાલતી નહિ. દરેકને સોંપેલા કાર્યનો બરાબર અને ચોક્કસ હિસાબ આપવો પડતો.

મહર્ષિ દેવેન્દ્રનાથ એક ઉચ્ચ અને અસામાન્ય કોટિના લેખક હતા. તેમનામાં એક વિશિષ્ટ પ્રકારની સૌંદર્યદૃષ્ટિ હતી. વિશ્વનાં વિવિધ પદાર્થો અને જીવનમાંથી તેઓ વસ્તુ ઉઠાવતા અને કલાત્મક રીતે સુંદર શૈલીમાં રજૂ કરતા. એમની વિશિષ્ટ શૈલીને રજૂ કરતા એકાદ બે નમૂનાઓ અહીં નીચે આપવામાં આવે છે:

'This Taj is the taj of the world. Beneath was the blue Jamuna. The pure white taj in the midst with its halo of beauty seemed to have dropped on the earth from the moon.'

"આ તાજમહાલ એ ખરેખર જગજ્જનનીના માથાનો તાજ છે. તેના એક મિનારા ઉપર ચડીને જોયું તો પશ્ચિમના ક્ષિતિજને લાલ રંગે ભરી દેતો સૂર્ય અસ્તાચલમાં જઈ રહ્યો હતો. નીચે નીલરંગી યમુના નદી વહેતી હતી. તેની વચ્ચે સુધાધવલ નિર્મળ તાજ તેની ફરતા સૌંદર્યના તેજોમંડળને લઈને કેમ જાણે ચંદ્રમાંથી એક ટુકડો છૂટો પડીને પૃથ્વી ઉપર પડ્યો હોય એમ લાગતું હતું!"

"I had never seen such a beautiful flowering creeper before. My eyes were opened and my heart expanded. I saw the Universal Mother's hand resting on those small white blossoms. Who was there in this forest to inhale the scent of the flowers or see their beauty? yet with what loving care had she endowed them with sweet scent and loveliness, moisten them with dew and set them upon the creeper. Her mercy and tenderness became manifest to me. Lord! when such is Thy tenderness on little flowers what must be Thy extent of Thy mercy on us!"

"મેં આવી સુંદર પુષ્પલતા પહેલાં કદી જોઈ નહોતી. મારી આંખો વિસ્મયથી ફાટી ગઈ. મારું હૃદય પ્રફુલ્લિત થઈ ઊઠયું. તે સુધાધવલ નાની કળીઓ ઉપર મેં જગજ્જનનીનો હાથ વિશ્રામ પામતો જોયો. પણ આ નિર્જન વનમાં પુષ્પોના પમરાટનો ઉપભોગ કરનાર કે તેના સૌંદર્યનું પાન કરનાર કોણ હતું? છતાં કેવી પ્રેમાળ દેખરેખથી તેણે આ પુષ્પલતામાં મીઠી સુગંધ ભરી હતી કે ઝાકળ-બિંદુ વડે તેને તાજી ને તાજી રાખી હતી અને ફૂલોથી શણગારી હતી! જગજ્જનનીની દયા અને કોમળ લાગણીનાં મને દર્શન થયાં. હે સર્વ-શક્તિમાન પ્રભુ! જ્યારે આવાં નાનાં ફૂલો ઉપર તારી દયા અને કૃપાની કોમળી લાગણીઓ વરસે છે ત્યારે અમારા ઉપર તો તારી દયાનો કેટલો ધોધ છૂટતો હશે!"

કેવી કાવ્યમય કંડિકાઓ છે આ! શબ્દ શબ્દમાંથી સૌંદર્ય નીતરે છે! કેમ જાણે રવિબાબુની કલમમાંથી જ એ નીકળી ન હોય એટલું બધું સામ્ય લાગે છે!

મહર્ષિ દેવેન્દ્રનાં ઉચ્ચ ગુણો અને અસાધારણ શક્તિઓનું આટલું લંબાણપૂર્વક વિવેચન એટલા માટે કરવામાં આવ્યું છે કે,

તેના પ્રકાશમાં આપણે રવિબાબુના જીવનવિકાસની રેખા જોઈ શકીએ. કારણ કે ઉપર ગણાવી એમાંની એક પણ શક્તિ એવી નથી જેનાં આપણને રવિબાબુના જીવનમાં દર્શન ન થયાં હોય.

મહર્ષિ દેવેન્દ્રનાથની આર્ષદૃષ્ટિ, એમનો સળગતો દેશપ્રેમ, મિસ્કીનો પ્રત્યેની એમની મમતા, મોજશોખ તથા ઠઠારા પ્રત્યેનો અણગમો અને સાદાઈ અને ગરીબી પ્રત્યે અનુરાગ; એમનો પ્રવાસનો અદ્ભુત શોખ, નિસર્ગપ્રેમ, એકાંતપ્રિયતા, ઈશ્વરાભિમુખતા વગેરે બધા જ ગુણો રવિબાબુને વારસામાં મળ્યા હતા, અલબત્ત, રવિબાબુના જીવનમાં એ વધારે પરિમાર્જિત થયા–વધારે શુદ્ધ થયા.

જો કે એ વાત સાચી છે કે, 'પુત્રાત્ શિષ્યાત્ પરાજયેત' એ સૂત્ર મુજબ રવિબાબુએ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં–ખાસ કરીને લેખન અને કાવ્યકલામાં–પિતાને પાછળ રાખી દીધા. છતાં એમની અનેકવિધ શક્તિઓ અને ગુણોનાં મૂળ આપણને મહર્ષિના જીવનમાં પડેલાં જોવા મળે છે. વારસામાં મળેલી આ સમૃદ્ધ દોલત ઉપરાંત પણ રવિબાબુ મહર્ષિના જીવનમાંથી ઘણું ઘણું પામ્યા છે એની ના પાડી શકાય તેમ નથી. ખુદ રવિબાબુ પોતે જ એનો સ્વીકાર નીચેના શબ્દોમાં કરે છે:

'હું મારા પિતાને ક્યારેક જ જોતો, જો કે તેઓ ઘેરથી દૂર દૂર રહેતા છતાં ઘરમાં તેમની હાજરી ચોતરફ જણાતી, અને મારા સમગ્ર જીવન દરમિયાન તેમની અદૃશ્ય અસર પ્રબળપણે થતી આવી છે.'

આ ઉપરાંત એમની દૃશ્ય અસર પણ કેટલી બધી હતી તેનો ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે. અહીં એ વિષેનો ખ્યાલ આપવા માટે રવિબાબુના થોડા જ શબ્દો બસ થશે:

'તેમના જીવનના અંત સુધી મેં જોયું છે કે તેઓ કદી અમારા સ્વાતંત્ર્યની આડે આવ્યા નથી. કેટલીયે વાર તેમને ન ગમે

તથા તેમનો નિર્ણય ન સ્વીકારે એવી વાતો મેં કહી છે અને કરી છે. એક શબ્દ કહીને જ તે મને અટકાવી શક્યા હોત, પણ અંદરથી અટકવાનો અવાજ ન આવે ત્યાં સુધી તેઓ ધીરજ રાખી શાંત રહેવાનું પસંદ કરતા–ભલે ને યોગ્ય વસ્તુ હોય તોપણ તેનો યંત્રવત્ સ્વીકાર અમારી પાસે કરાવવાનું તે કદી ઇચ્છતા નહિ. એથી તેમને સંતોષ જ થતો નહિ, તેઓ તો અમે સત્ય પ્રત્યે હૃદયથી પ્રેમ કરીએ, તેને હૃદયપૂર્વક સ્વીકારીએ, એ સ્થિતિ ઇચ્છતા.”

એક બીજી જગાએ તેઓ લખે છે:

‘જેમ તેઓ પર્વતોમાં મને યથેચ્છ ભટકવા દેતા એ જ રીતે સત્યની શોધ માટે માર્ગની પસંદગી કરવાની તેમણે મને સંપૂર્ણ સ્વતંત્રતા આપી, રખે ને હું ભૂલ કરી બેસીશ એ ભયથી તે અટકતા નહિ કે મારા ઉપર દુઃખ આવી પડશે એ બીકથી તેઓ ચોંકી ઊઠતા નહિ. તેઓ તો અમારી પાસે એક આદર્શ, એક ધોરણ, એક કસોટી રજૂ કરતા–શિસ્તની સોટી કદી નહિ.’

મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનું કુટુંબ પહેલેથી જ સુધારક સંસ્કારી અને કલાપ્રેમી હતું. તે બંગાળના બીજા જમીનદારો કરતાં અનેક રીતે જુદું તરી આવતું હતું. સામાન્ય રીતે બંગાળના જમીનદારોનું જીવન એટલે આપણા અત્યારના દેશીરાજ્યોના આપખુદ રાજાઓનું જીવન--સ્વચ્છંદી અને દુરાચારયુક્ત. બંગાળનો એક એક જમીનદાર એટલે નાના એવા રજવાડાનો રાજા. તેમનો દમામ, તેમનો વૈભવ, તેમની દોમ દોમ સાહ્યબી, એમનાં વિશાળ રાજભવનો, એમની ઉડાઉગીરી, એમના નિર્બન્ધ સ્વચ્છંદો અને દુરાચારો વગેરે આપણી રિયાસતોના રાજવીઓનાં જીવનને આબેહૂબ મળતાં આવતાં હતાં. પણ ટાગોરકુટુંબ આમાં અપવાદરૂપ નીવડ્યું. ઈશ્વરે આપેલ ધન અને સત્તાનો તેમણે બરાબર સદુપયોગ કર્યો. એમના ઘરમાં સરસ્વતીની પૂજા થતી, કલાની ઉપાસના થતી, ધર્મનું અનુશીલન થતું, વિદ્યા કલા અને તત્ત્વજ્ઞાનની ત્રિવેણી અહીં સદાય વહેતી રહેતી.

જે ટાગોરકુટુંબના રવિબાબુ સૌથી ઝળકતા સિતારા થયા એ કુટુંબનાં બીજાં માણસો પણ કલા, સાહિત્ય, ધર્મ અને રાજકારણમાં આગળ વધેલાં હતાં. રવિબાબુના સૌથી મોટા ભાઈ દ્વિજેન્દ્ર રોય પણ જન્મજાત કવિ અને મહાન તત્ત્વજ્ઞ હતા. એમના ભાઈ સત્યેન્દ્રનાથ ઠાકુર આઈ. સી. એસ. થયા હતા. એમના એક ભાઈ જ્યોતીન્દ્ર સારા એવા કલાકાર હતા અને પોતાની કલા વડે રોથેન્સ્ટીન જેવાની પ્રશંસા પામ્યા હતા. રાજકારણ અને સાહિત્ય એમના પ્રિય વિષયો હતા. એમનાં એક બહેને 'બાળક' નામના માસિકનું વર્ષો સુધી સંચાલન અને સંપાદન કર્યું હતું. આ સિવાય એમના પિતરાઈઓ ગગનેન્દ્રનાથ અને અવનીન્દ્રનાથે તો ચિત્રકલામાં અસાધારણ કૌશલ્ય બતાવી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. આવા કલાપ્રેમી અને સાહિત્યના ઉપાસક ટાગોરકુટુંબના સંસ્કારી વાતાવરણમાં રવિબાબુ ઉછર્યા હતા.

# ૪

# પિંજરનું પંખી

'ખાંચાર પાખી છિલ'સોનાર ખાંચાટિતે
બનેર પાખીર છિલ બને
એકદા કિ કોરિયા મિલન હૈ'લ દોંહે'
કિ છિલ વિધાતાર મ'ને

'એક દિ' વિધાતાને કરવું હતું ને પિંજરના પંખી અને વનના પંખી બંનેને મળવાનું થયું. વનનું પંખી કહે, 'પીંજરાના પંખીભાઈ! ચાલો ને વનમાં જઈએ!'

**સામાન્ય** રીતે શ્રીમંત કુટુંબમાં જન્મ પામવો એ વિધાતાની કૃપા માનવામાં આવે છે. પૈસાદારને ત્યાં જન્મવું એ નસીબની મહેર ગણાય છે. પણ રવિબાબુને માટે તો શરૂઆતમાં એ સજારૂપ જ નીવડયું હતું. અને જો એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ તેમ જ મોટાભાઈ સત્યેન્દ્ર તથા એમનાં પત્નીએ પાછળથી એમને જે સંભાળ અને કાળજીપૂર્વક ઉછેર્યા તથા જીવનની સાચી તાલીમ આપી એ ન થયું હોત તો જગતે કદાચ જુદી જ જાતના 'રવિબાબુ' જોયા હોત અથવા ન્યે જોયા હોત!

મુક્તિની હવા લેનાર અને મુક્તપણે વિહરવા સરજાયેલો બાળક જન્મની સાથે જ જગતનાં, સમાજનાં, રૂઢિનાં અને પરંપરાનાં બંધનોમાં જકડાઈ ગયો. પાછળથી જગતને સ્વતંત્રતાના પાઠ પઢાવનાર આ બાળકને રૂઢિચુસ્તતા, અંધશ્રદ્ધા અને જડ પરંપરાનું દુઃખ કેવું હોય છે તેનો જાતઅનુભવ કરાવવાની વિધિની બાજી હોય કે ગમે તેમ હોય, નાનપણથી જ એમને બંધનમય જીવનનો અનુભવ થવા લાગ્યોઃ પહેલું બંધન હતું શ્રીમંતાઈનું.

રવિબાબુના પિતા મોટા જમીનદાર હતા અને જમીનદારના દરજ્જાને છાજે એવા બાપદાદાના વખતના બાંધવામાં આવેલા જોડાસાકુના ડેલીબંધ અને આલેશાન મકાનમાં એમને રહેવાનું હતું. જમીનદારોનાં મકાનને હોય છે તેવી આ મકાનને ચારે કોર દીવાલો હતી. અંદર મોટું જબરદસ્ત આંગણું, નાની એવી તળાવડી તેમ જ જેને બાગનું નામ ભાગ્યે જ આપી શકાય એવો નાનો શો બાગ હતો.

રવિબાબુને બચપણમાં આ બંધ મકાનમાં પરદાબીબીની પેઠે ગોંધાઈ રહેવું પડતું હતું. બહાર જવાની આજ્ઞા નહોતી. આ વખતે તેઓ ઘરની એક બારીમાં બેઠા બેઠા બહારની દુનિયામાં શું ચાલી રહ્યું છે એ જોવામાં મશગૂલ રહેતા. ઘરના આંગણામાં આવેલી તળાવડીમાં નાહવા આવનાર માણસોને તેઓ જોઈ રહેતા તો કોઈવાર કિનારે ઊગેલા જટાજૂટ વડલાને ગંભીર બનીને જોયા કરતા; પણ સૌથી વધારે મજા તો તેમને આકાશમાં દોડતાં વાદળાંઓ સાથે વાત કરવામાં પડતી હતી. બારીમાં બેઠા બેઠા રૂના ગોટા જેવાં મોટાં મોટાં વાદળાંને ઝડપથી પસાર થતાં તેઓ કલાકો સુધી જોઈ રહેતા – એ જ એમના જીવનનો એક માત્ર આનંદ હતો. વાદળ સાથે પ્રીતિ થવાનું કારણ જેમ તેમનો કુદરતપ્રેમ હતો તેમ જ સંગીતપ્રેમ પણ હતો. એક વખત વરસાદ વરસતો હતો અને આકાશમાં ઘટાટોપ વાદળાં ચડી આવ્યાં ત્યારે મોટાભાઈ મેઘદૂતના શ્લોકો બોલી રહ્યા હતા.

રવિબાબુ નાના હોવાથી સંસ્કૃત તો સમજતા નહિ પણ એના શબ્દોમાંથી જે કરુણ સંગીત ઝરતું હતું તેણે તેમના હૃદયમાં ઝણઝણાટી પેદા કરી દીધી.

શ્રીમંતને ત્યાં જન્મ લેવા માટેની બીજી શિક્ષા હતી નોકરોને હાથે ઊછરવાની. દરેક પૈસાદારને ત્યાં બને છે તેમ અહીં પણ બાળરવીન્દ્રને ઉછેરવાનું કામ મોટે ભાગે નોકરચાકરોના હાથમાં હતું. આમાંના કેટલાક ઘણા ખરાબ હતા. તેઓ પોતાને સોંપવામાં આવેલાં બાળકોને દબડાવતા, ખોટી ખોટી બીક બતાવતા અને જરૂર પડ્યે માર મારતા, અને રડવાનો પ્રયત્ન કરનારને વધારે ધાકધમકી આપી તેમનો અવાજ દાબી દેતા. રવિબાબુને પણ આ કડવો અનુભવ લેવાનો હતો. પોતાની જીવનસ્મૃતિમાં આ પ્રસંગ વિષે લખતાં તેઓ જણાવે છે કે, 'નોકરો સામાન્ય રીતે ખરાબ હોતા નથી પણ તેમના ઉપર વધારેપડતો કામનો બોજો પડે છે, પરિણામે તેઓ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખી શકતા નથી એટલે બધું વ્યવસ્થિત રાખવા તેમને સખ્તાઇથી કામ લેવું પડે છે.'

'જો બાળકોને બાળક તરીકે જ રહેવા દેવામાં આવે અને તેમની જિજ્ઞાસાવૃત્તિને સંતોષવામાં આવે તો બાળઉછેરનો પ્રશ્ન સાવ સહેલો બની જાય છે, મુશ્કેલી તો ત્યારે જ ઊભી થાય જ્યારે એમને સરકસનાં પશુઓની પેઠે તાલીમ આપવાનો પ્રયત્ન કરવામાં આવે.'

રવિબાબુને નોકરોનો જે કડવો અનુભવ થયો એ તો જાણે ઠીક, તેઓ અસંસ્કારી અને અભણ હતા, પણ સંસ્કાર અને શિક્ષણ આપવાનું જ જેમનું કાર્ય હતું એવા શિક્ષકોનો અનુભવ પણ એથી કંઈ જુદો થયો નહિ. એ વખત 'સોટીનો યુગ' હતો. 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ' એ શિક્ષણશાસ્ત્રનું પ્રથમ સૂત્ર હતું.

ઘરની હદમાંથી છૂટવા માટે, અને પોતે પણ બહાર જવા જેટલા મોટા થયા છે એનો સંતોષ લેવા માટે એક દિવસ રવિબાબુએ

પોતાના ભાઈઓ સાથે બહાર નિશાળે ભણવા જવાની હઠ લીધી ત્યારે ખાનગી શિક્ષકે તેમને એક તમાચો ચોડી દીધો અને શિખામણ આપી કે, 'યાદ રાખજે, આજે તું નિશાળે જવા માટે રડે છે પણ પછીથી નિશાળેથી છૂટવા માટે એથીયે વધારે રડવું પડશે.' રવિબાબુ પોતાની જીવનસ્મૃતિમાં આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં લખે છે કે, 'એ શિક્ષકનું નામ જો કે આજે ભૂલી ગયો છું, પણ તેની ભારેખમ શિખામણ અને એથીયે ભારેખમ હાથ મને હજીયે સાંભરે છે.'

આમ શાળાએ જવાની હઠને પરિણામે તેમને એક 'ઓરિયેન્ટલ સેમિનરી–પ્રાચીન શાળામાં' દાખલ કરવામાં આવ્યા. અહીં પણ સમજાવટ દ્વારા નહિ પણ સોટી દ્વારા જ શિક્ષણ અપાતું હતું. જે જે છોકરાને લેસન ન આવડતું તેને બાંકડા ઉપર ઊભો રાખી બંને હાથ લંબાવવામાં આવતા હતા અને ઉપર સ્લેટનો મોટો ખડકલો રાખવામાં આવતો હતો !

આ શાળામાં લાંબો વખત ફાવ્યું નહિ એટલે તેમને નોર્મલ સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા, પણ ત્યાંના વિદ્યાર્થીઓ એટલા અણઘડ અને અસંસ્કારી લાગ્યા, તથા તેમની રીતભાત અને ટેવો એટલી ગંદી લાગી કે રવિબાબુનું દિલ ન વિદ્યાર્થીઓ સાથે મળ્યું, ન શિક્ષકો સાથે. શિક્ષક પણ એટલી ગંદી ભાષા વાપરતો કે તેના પ્રત્યેથી એમનું માન ઊતરી ગયું.

શાળાના શિક્ષણ ઉપરાંત ઘેર પણ જાતજાતના શિક્ષકો આવતા હતા એટલે સવારથી સાંજ સુધી રવિબાબુનો કાર્યક્રમ ભરચક રહેતો.

સવારમાં ઊઠતાંવેંત જ તેમને કલકત્તાના એક કાણિયા કુસ્તીબાજ પાસે કુસ્તી શીખવાની હતી. ધૂળવાળા શરીરે જ દૂધ વગેરે પીને તુરત જ ૬ થી ૯।। સુધી નોર્મલ સ્કૂલના એક શિક્ષક પાસે ખાનગી અભ્યાસ કરવાનો રહેતો. એ શિક્ષક ગણિત, સાહિત્ય, ઇતિહાસ ભૂગોળ વગેરે શીખવતો. દિવસે શાળામાં જવાનું ઉપરાંત રાત્રે અઘોર-

બાબુ કરીને એક બંગાળી શિક્ષક અંગ્રેજી શીખવવા આવતા હતા. આ ઉપરાંત સપ્તાહમાં કોઈ કોઈ વાર પદાર્થવિજ્ઞાનના પાઠો પ્રયોગો દ્વારા શીખવવામાં આવતા હતા અને પંડિત હેરંબ નામના એક વિદ્વાન સંસ્કૃત વ્યાકરણ શીખવતા. આ સિવાય ઘરના નોકરો કે સગાંઓ તેમને રામાયણ અને મહાભારતની વાતો કરતાં.

આ બધાંમાંથી કેટલાંકમાં રવિબાબુને રસ પડતો, પણ મોટે ભાગે તો કંટાળો જ આવતો. શાળામાં તેઓ અભ્યાસમાં બહુ ધ્યાન આપતા નહિ પણ તેમના એક ભાઈનો કહેવાથી કવિતાઓ બનાવતા તે બીજાને વાંચી સંભળાવતા અથવા વાતો કરતા. શાળામાં સૌ એને ગપ્પીદાસ તરીકે ઓળખતું, જ્યારે તેઓ બધા તરફ ઉદાસીન રહેતા. વર્ગ ચાલતો હોય ત્યારે તેઓ કલ્પનામાં ચડી જતા અને આ પૃથ્વીની અંદર શું હશે, આકાશને પેલે પાર શું હશે, એવા એવા તરંગો એના માનસપટ ઉપર વર્તુલો ઉપજાવતા હતા. એમનું મુક્ત મન કુદરતના અફાટ પ્રદેશમાં ઊડવા માટે દોડતું હોય ત્યારે કોઈ અંગ્રેજીનો શિક્ષક તેને શબ્દો ગોખાવે કે વ્યાકરણના શુષ્ક નિયમો ગોખાવે એ કેમ ગમે ? આવા એક પ્રસંગનો ઉલ્લેખ કરતાં રવિબાબુ 'જીવનસ્મૃતિ'માં લખે છે:

'સાંજ પડી છે. વરસાદની ધારાઓ ભાલાંની પેઠે પૃથ્વી ઉપર વરસે છે. શેરીઓમાં ઘૂંટણ સુધી પાણી આવી ગયાં છે. બાગની અંદરનું તળાવ છલકાઈ ગયું છે ને વધારાનું પાણી બાગમાં ભરાયું છે અને બાગનાં ઘટાદાર વૃક્ષો પાણી વચ્ચેથી મસ્તક ઊંચાં કરીને ઊભાં છે! આ આનંદમય સાંજના વખતે અમારું જીવન કદંબનાં ફૂલની પેઠે મઘમઘી રહ્યું છે. ઓસરીમાં બેઠા બેઠા અમે ગલી તરફ એક કરુણ નજર નાખી રહ્યા છીએ. એવામાં અકસ્માત એક મોટા ધબકારાની સાથે જ જાણે હૃદય મૂર્છિત થઈ જાય છે. આવી ઋતુમાં પણ પેલી જાણીતી કાળી છત્રી ગલ્લીનો ખૂણો વળીને, હાર પામ્યા વિના, અમારા ઘર તરફ ચાલી આવે છે. એ બીજું કોઈ તો નહિ

હોય ? કદી નહિ. આ વિશાળ જગતના બીજા ખૂણા ઉપર આટલા નિયમિત માણસો હશે, પણ અમારી શેરીમાં તો અઘોરબાબુ એકલા જ હતા !'

આવા દિવસોમાં કેટલીયે વખત રવિબાબુનું દિલ અભ્યાસમાં ચોંટતું નહિ. શિક્ષક જ્યારે પાઠ શીખવતા હોય ત્યારે રવિબાબુ ઝોલાં ખાતા.

એ જ અરસામાં કલકત્તામાં એક વખત કાળો તાવ ફાટી નીકળ્યો, એટલે ટાગોરકુટુંબ ગંગાને કિનારે આવેલા પોતાની જમીનદારીના મકાનમાં રહેવા ગયું. ઘરબહાર આટલે દૂર રવિબાબુ પહેલવહેલા જ નીકળ્યા હતા. અફાટ સાગર જેવો ગંગાનો પટ અને તેમાં ચાલતી હજારો નાની મોટી હોડીઓ જોઈ રવિબાબુનું મન પ્રફુલ્લિત થઈ જતું. ગંગાકિનારે આવેલા પોતાના મકાનની ઓસરી આગળ વૃક્ષોની છાયા તળે કલાકો સુધી ખુરસી નાખીને તે બેસી રહેતા અને ગંગાનાં ભરતીઓટ, હવામાં ફડફડાટ ઊડતા હોડીઓના સઢ, નદીકિનારે ઊભેલાં વૃક્ષોની છાયા, ગંગાનાં નીર ઉપર પડતાં સંધ્યાનાં લાલ ઘેરાં પ્રતિબિંબ, શરદની ચાંદની, ચોમાસાનો વરસાદ, ગાંડાં પૂર વગેરે વસ્તુઓ તેમના મન ઉપર એવું જાદુ કરતી કે એ રહસ્યમય પ્રદેશમાં તેઓ અનંત આનંદમાં વિહરતા. આ વખતે તેમને લાગતું કે પોતે દીવાલો છાપરાં અને લાકડાંના મોટા બીમના ગર્ભમાંથી નીકળીને નવો જન્મ પામ્યા છે !

આવા વખતમાં તેમને બંગાળના ગ્રામવિસ્તારમાં ફરવાનું બહુ મન થતું. દૂર દૂર ફૂલોનાં ઝૂમખાંની પેઠે વેરાયેલાં બંગાળનાં ઝૂંપડાં, તેનાં તળાવો, તેનાં લીલાંછમ ડાંગરનાં ખેતરો, તેમને રમવા બોલાવતાં નાગરવેલનાં પાનના માંડવાઓ, ગામડાંના લોકો અને તેનાં બજારો, તેમના ઉત્સવો વગેરે તેઓ કલ્પનામાં જોતા તેને પ્રત્યક્ષ જોવા

તેમનું મન તલસી ઊઠતું. પણ બહાર જવાની મનાઈ હતી. રવિબાબુ લખે છે કે, ' અમે બહાર તો નીકળ્યા હતા પણ સ્વતંત્ર રીતે નહિ, મુક્તપણે વિહરવા માટે નહિ. અમે પિંજરમાં પુરાયેલા હતા. પાંજરાની કાઠી ઉપર ઊભા હતા પણ પગમાં તો હજુયે સાંકળ પડી હતી. '

એક વખત એમના વડીલો નજીકના ગામડામાં જતા હતા. રવિબાબુનું ઘણા દિવસથી તલસતું દિલ આજે હાથ ન રહ્યું. વડીલો વાતોમાં મશગૂલ થઈ આગળ જતા હતા. રવિબાબુ ચુપચુપ તેમની પાછળ પાછળ ગયા. જુગજુગની પ્યાસ હોય તેમ ઘટાદાર વૃક્ષોની છાયા, હસતાં ખેતરો, ગામડાનું અરીસા જેવું તળાવ, લીલાંછમ છોડવાં વગેરે દૃશ્યોને એમની આંખો દિલ ભરીને પી રહી હતી, ત્યાં જ એમના વડીલની નજર પડી અને તેમને ધમકાવ્યા, ' અરે ! તું અહીં ક્યાંથી ? ચાલ્યો જા, જલદી ઘરભેગો થઈ જા. ' રવિબાબુ લખે છે કે, ' મારા પગ ઉઘાડા હતા, મારે ગળે ખેસ નહોતો, હું તેમના જેવડો મોટો નહોતો એ જ જાણે મારો ગુનો હતો ! '

આમ રવિબાબુની સ્થિતિ પિંજરના પંખી જેવી થઈ પડી હતી. બહારની દુનિયા તેમને માટે બંધ હતી છતાં એમની કલ્પના તો દૂરદૂરના અજાણ્યા પ્રદેશોમાં ઊડ્યા કરતી અને ભૂગોળમાં પણ જેમનો ઉલ્લેખ ન હોય તેવા કેટલાયે પ્રદેશોમાં ઘૂમી વળતી. થોડો વખત નદીકિનારે રહ્યા પછી વળી પાછા જોડાસાંકુના કેદખાનામાં પુરાયા.

રવિબાબુએ પાછળથી જે 'પિંજરનું પંખી' અને ' અચલાયતન ' નામનું નાટક લખ્યું તેની રચનામાં આ બધા કડવા અનુભવોનું જીવન્ત પ્રતિબિંબ નથી એમ કોણ કહી શકશે ?

કલકત્તાથી પાછા ફર્યા બાદ થોડા જ વખતમાં મહર્ષિ દેવેન્દ્રનાથે રવિબાબુને અને તેમના બે ભાઈઓને બ્રાહ્મોસમાજની વિધિપૂર્વક

ઉપનયનસંસ્કાર કરાવ્યા. આ માટે તેમણે પંડિત વેદાંતવાગીશની મદદ લઈ થોડીક વૈદિક વિધિઓ એકત્ર કરી. ગાયત્રીમંત્રનો શુદ્ધ ઉચ્ચાર શીખવવા માટે મહર્ષિજી રવિબાબુની પાસે દિવસો સુધી એ મંત્રો મોટેથી બોલાવતા—આમાં રવિબાબુને રસ પડતો હતો.

શાળાના અને ઘરના એકધારા વાતાવરણમાંથી આ જાતનો ફેરફાર રવિબાબુને આનંદનું સાધન થઈ પડ્યો, પણ છતાંયે શાળાની જડ શિસ્ત અને શિક્ષકની સોટીની તલવાર એમને માથે લટકતી હતી! એ ખ્યાલ તેમના મનને શાંતિ પામવા દે તેમ નહોતું. એવામાં એક સામાન્ય પ્રસંગ બન્યો જેણે તેમના જીવનમાં અસામાન્ય પરિવર્તન કરી નાખ્યું—જેણે તેમની આસપાસનું કારાગાર ભાંગી નાખી એમના આત્માને મુક્ત કર્યો.

એક દિવસ એક વનનું પંખી આવ્યું અને પીંજરાનું બારણું ઉઘાડી અંદરના પંખીને બંધનમુક્ત કરી વનમાં લઈ ગયું!

# ૫

## પ્રથમ પ્રવાસ

શિખર હોઈતે શિખરે છુટિબ
ભૂધર હોઈતે ભૂધરે લૂટિબ
હેસે ખલખલ, ગેયે કલકલ, તાલે તાલે દિબ તાલી
એત કથા આછે, એત ગાન આછે, એત પ્રાન આછે મોર
એત સુખ આછે. એત સાધ આછે, પ્રાન હયે આછે ભોર
કિ જાનિ કિ હ'લો આજિ
જાગિયા ઉઠિલ પ્રાન
દૂર હોતે શુનિ જેન
મહાસાગરેર ગાન
ઓ રે ચારિ દિકે મોર, એ કિ કારાગાર ઘોર
ભાંગો ભાંગો ભાંગો કારા, આઘાતે આઘાત કર

"શિખર શિખર ઉપર હું રમવા નીકળીશ. પહાડે પહાડ હું ઘૂમી વળીશ. ખિલખિલાટ હસતું, કિલકિલાટ ગાતું, તાલે તાલ દેતું હુ આ કારાગાર-માંથી નાસી છૂટીશ. મારે હૈયે કેંક કથાઓ ભરી છે, કેંક ગાન ઊભરાય છે, કેટલી ચેતના તલસે છે."

પીંજરાના પંખીનો પ્રાણ આજે ન જાણે કેમ કરીને જાગી ઊઠ્યો છે! એની સુસ્ત પાંખો આજે ગગનમંડળમાં ઊડવા ફડફડાટ કરી રહી છે,

દૂરના મહાસાગરના ગીતે એના હૃદયમાં ખળભળાટ મચાવ્યો છે. આજે એનું દિલ પીંજરાના કારાગારની દીવાલો ભેદવા તલસી રહ્યું છે.

રવિબાબુના કારાવાસની મુદ્દત પૂરી થવા આવી છે ને એમનો કારાગારનો અનુભવ પૂરતો થઈ ચૂક્યો છે. ઘરમાં અને શાળામાં રૂઢિઓનાં બંધનોથી બંધાયેલા એમના જીવનવિકાસના પ્રબળ પ્રવાહને આડેનો બંધ તૂટવાની અણી ઉપર છે. આત્મવિકાસને રૂંધનારી શાળાની વિનાશકારી પદ્ધતિએ એમના ઊછરતા વ્યક્તિત્વ ઉપર આઘાત પર આઘાત લગાવ્યા હતા. એ પદ્ધતિમાંથી છૂટવાનો સમય આવી ચૂક્યો છે. આ કારાગારની દીવાલો ભેદીને પર્વતોનાં શિખરે શિખરે ભમી મુક્તકંઠે ગીતો લલકારવાની એમની અભિલાષા પૂરી થવાનો હવે સમય નજીક આવી પહોંચ્યો છે.

માથું મુંડાવીને બ્રાહ્મણ બનેલો કિશોર રવીન્દ્ર નિશાળમાં વિદ્યાર્થીઓની મશ્કરીમાંથી કેમ બચવું એની ચિંતામાં હતો, ત્યાં એક દિવસ તેમને પિતાએ પોતાની પાસે બોલાવીને પૂછ્યું, 'કેમ, તને મારા સાથે હિમાલય આવવાનું કેવુંક પસંદ પડશે?' ત્યારે રવિબાબુના આનંદની સીમા ન રહી. આ પ્રસંગનું વર્ણન કરતાં તેઓ લખે છે, 'બંગાલ એકેડેમીના કેદખાનામાંથી દૂર હિમાલય જવાનું! મને કેવું એ ગમશે! અરે મેં આનંદની ઘોષણાથી આકાશ ભેદી નાખ્યું હોત, એ વસ્તુ મને કેવું ગમશે તેનો કંઈક ખ્યાલ આપે છે.'

પ્રવાસની પૂરતી તૈયારી કરી બાળરવીન્દ્ર પિતાની સાથે હિમાલયની યાત્રાએ ઊપડયા. રવિબાબુ જીવનમાં પહેલી વાર જ ગાડીમાં બેઠા હતા. રસ્તામાં બોલપુર આવ્યું. થોડા દિવસ માટે પહેલો પડાવ જ્યાં અત્યારનું શાન્તિનિકેતન છે ત્યાં નાખ્યો. એ વખતે ત્યાં આજનું શાન્તિનિકેતન નહોતું, પણ મહર્ષિ દેવેન્દ્રનાથે ખરીદેલી થોડી જમીન અને છૂટાંછવાયાં બેત્રણ મકાનો માત્ર હતાં.

ઘર અને શાળાના અંધિયાર વાતાવરણમાંથી છૂટી ગ્રામ્યપ્રદેશના વિસ્તૃત અને મુક્ત વાતાવરણમાં–અને એ પણ જડ અને શુષ્ક નિયમો લાદનાર શિક્ષકોના અમલ નીચે નહિ પણ ઘટાદાર વટવૃક્ષની શીતળ છાયાસમા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, પ્રેમાળ પિતાની મમતાભરી વાત્સલ્યની છાયા નીચે! અહીં કોઈ જાતનું બંધન ન હતું. રવિબાબુ આજુબાજુના રમ્ય પ્રદેશમાં યથેચ્છ વિહરતા. ફૂલોનાં ઝૂમખાં જેવાં ગરીબોનાં ઝૂંપડાંમાં જતા, લીલાંછમ વેરાયેલાં ખેતરોમાં રખડતા, સૂર્યોદય અને સૂર્યાસ્તનાં અદ્દ્ભુત દૃશ્યો નિહાળતા.

મહર્ષિ પણ એક જન્મજાત કેળવણીકારની અદાથી તેમનાં નાનાં નાનાં કાર્યોને મહત્ત્વ આપતા, તેમના બાળજીવનમાં રસ લેતા, તેમને જવાબદારીવાળાં કામો સોંપતા. તેમનાં સ્વપ્નોને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરતા. એક દિવસ રવિબાબુ નજીકની નદીમાંથી રંગબેરંગી પથ્થરો એકઠા કરી લાવ્યા. 'વાહ! આટલા સરસ રંગીન કાંકરા તું ક્યાંથી લાવ્યો?' 'પાસેની જ નદીમાંથી. ત્યાં આવા રંગબેરંગી હજારો કાંકરાઓ પડ્યા છે.' બાળક રવીન્દ્રે હર્ષાવેશમાં આવીને જવાબ દીધો. 'ત્યારે તો મારી ટેકરીને એથી શણગારીશ. કેમ? અને રવીન્દ્રનો આત્મા પ્રફુલ્લ થઈ ઊઠ્યો. વ્યવહારિક જીવનની તાલીમ આપવા માટે દેવેન્દ્રનાથે તેમના હાથમાં થોડા પૈસા આપી હિસાબ રાખવા અને બતાવવા જણાવ્યું. રોજ સવારે પિતા સાથે ફરવા જતા ત્યારે ભિખારીઓને તેઓ પૈસા આપવાનું કહેતા અને રોજ સાંજે હિસાબ માગતા ત્યારે હિસાબ બરોબર થતો નહિ. કોઈ વાર પૈસા ઘટી પડતા તો કોઈ વાર વધી પડતા. વધી પડતા ત્યારે હસીને તે કહેતા, 'ખરેખર, મારે તને હવે ખજાનચી બનાવવો પડશે. પૈસા તારા હાથમાં આવતાં વધવાની કળા શીખતા હોય એમ લાગે છે!" પોતાની કીમતી ઘડિયાળને ચાવી આપવાનું કામ કે ભગવદ્દગીતાના પોતાને ખાસ ગમતા શ્લોકોની નકલ કરવાનું કામ રવિબાબુને એ સોંપતા. આમાં કોઈ વાર ઘડિયાળની કમાન તૂટી જતી

કે બીજું નુકસાન થતું તેના ઉપર ધ્યાન આપતા નહિ. એમને મન રવીન્દ્રના સર્વાંગી વિકાસ આગળ એવા નુકસાનની શી વિસાત હતી! આ બધાં જવાબદારીવાળાં કામ રવિબાબુ ઉત્સાહથી કરતા અને જીવનમાં પહેલી જ વાર તેમના વ્યક્તિત્વનો સ્વીકાર અને આદર થતો જોઈ પાણીમાં રહેલા કમળની પેઠે એમનો આત્મા ખીલી ઊઠ્યો. આ સંબંધી તેઓ લખે છે, 'ઘેર તો હું સાવ નકામો છોકરો ગણાતો. અહીં જ્યારે મને અગત્યનાં કામો સોંપવામાં આવ્યાં ત્યારે મને એ પરિસ્થિતિના ગૌરવનું ભાન થયું.'

શાળાના શુષ્ક વાતાવરણમાં પણ જ્યાં રવીન્દ્રને કાવ્યો સ્ફુરતાં ત્યાં બોલપુરના મુક્ત વાતાવરણમાં ન સ્ફુરે એ કેમ બને? વળી પહેલાં તેની પાસે હાથે બાંધેલી સામાન્ય પોથી રહેતી હતી, જ્યારે હવે તો રવીન્દ્રનું સ્થાન વધ્યું હતું એટલે બાંધેલી બેડોળ નોંધપોથીની જગાએ સુંદર નોટબુક આવી હતી. આ ગૌરવનું રવીન્દ્રને ભાન હતું એટલે તેની પાસે માત્ર કવિતા લખવાનો જ સવાલ નહોતો પણ એક કવિનું ગૌરવ અને મોભો સાચવવાનો સવાલ હતો. આ કવિ બનવાનો પાઠ પૂરેપૂરો ભજવવા માટે તે વૃક્ષની છાયા નીચે બેસી દૂર દૂર સુધી પોતાની દૃષ્ટિ દોડાવ્યા કરતા અને ત્યાંથી પ્રેરણા લઈ કાવ્ય રચવાની શરૂઆત કરતા. તેમના આ પ્રવાસનું સર્વપ્રથમ ફળ 'પૃથ્વીરાજ–પરાજય' નામનું યુદ્ધગીત. બોલપુર છોડતી વખતે ઉતાવળમાં એ નોંધબુક ત્યાં જ રહી ગયેલી એટલે એ કાવ્યની આવરદા પોથીની આવરદા સાથે જ પૂરી થઈ.

બોલપુરથી અલ્લાહાબાદ કાનપુર વગેરે સ્થળોએ ફરતા ફરતા તેઓ અમૃતસર આવી પહોંચ્યા. અહીં સરોવરની વચ્ચે આવેલા સૂર્યના તાપમાં ઝળહળતા શીખોના સુવર્ણમંદિરે તેમને મુગ્ધ કર્યા. આ મંદિરમાં પિતાની સાથે તે રોજ દર્શન જતા. કદાવર શરીર અને ભવ્ય દાઢીવાળા શીખોને પ્રાર્થના કરતા તે આશ્ચર્યથી જોઈ રહેતા. વીરત્વની મૂર્તિ જેવા

શીખ લોકોએ તેમના મન ઉપર જે છાપ પાડી એ સંસ્કાર જલદી ભુંસાયા નહિ. આગળ જતાં રવીન્દ્ર જ્યારે મોટા થયા ત્યારે આ શીખોની બલિદાનકથાઓને પોતાના કાવ્યમાં મૂર્તિમંત કરી.

'એક દિન પંચસિંધુને તીર
અભયનાં ચઢયાં આભ લગ નીર'

અમૃતસરમાં પૂરો એક મહિનો રહેવાનું થયું. આ દિવસોમાં સાંજે જ્યારે મહર્ષિજી પ્રાર્થના કરવા બેસતા ત્યારે રવીન્દ્રને પણ બોલાવતા. એક વખત મહર્ષિજીએ કોઈની પાસેથી વાત સાંભળી કે રવીન્દ્ર ભક્તિનાં ગીતો રચે છે. તુરત જ ઉત્સાહિત થઈને રવીન્દ્રના આ પ્રયત્નને તેઓ ઉત્તેજન આપતા. અહીં સાંજની પ્રાર્થના વખતે રવીન્દ્ર પાસે રોજ તેનાં સ્વરચિત ભક્તિગીતો ગવરાવતા. આમ કરવાનો તેમનો ઉદ્દેશ રવીન્દ્રની અંદર ગુપ્ત રીતે રહેલા કાવ્ય અને સંગીતના ઝરણાને બહાર લાવવાનો હતો.

ચિન્સુરામાં એક વખત મહર્ષિજી માંદા પડયા ત્યારે જ્યોતીન્દ્ર અને રવીન્દ્ર બંન્નેને બોલાવ્યા અને તેમને હારમોનિયમ સાથે ગીતો ગાવાનું કહ્યું. રવીન્દ્રે જ્યારે ગીતો પૂરાં કર્યાં ત્યારે મહર્ષિજીએ ઉત્સાહિત થઈને કહ્યું, 'જો આ પ્રદેશના રાજા બંગાળી જાણતા હોત તો તેણે જરૂર આ ગીતો સાંભળીને તને ઈનામ આપ્યું હોત, પણ એમ થઈ શકે તેમ નથી માટે મારે એ કામ કરવું જોઈએ.' આમ કહીને તેમણે રવીન્દ્રને એક ચેક આપ્યો.

રવીન્દ્રને હિમાલય જોવાની એટલી પ્રબળ ઉત્કંઠા હતી કે અમૃતસરના છેલ્લા દિવસો મહિનાઓ જેવા લાંબા લાગવા માંડયા. આખરે એ કંટાળાભરેલા દિવસો પૂરા થયા અને પરમ આનંદનો દિવસ આવ્યો!

હિમાલય, જેનાં દર્શન કરવા માટે, જેનાં ઉચ્ચ શિખરો અને ઊંડી ખીણોમાં ભટકવા માટે રવીન્દ્રનું મન તલસી રહ્યું હતું તેના

પ્રથમ દર્શને તેને પાગલ બનાવી દીધા. એનાં ગગનગામી શિખરો, દૂરથી ગલગોટાનાં ફૂલ જેવી વૃક્ષરાજીથી ઢંકાયેલી ટેકરીઓ ઉપરથી ખળખળ વહેતાં ઝરણાંઓ વગેરેએ તેમના હૃદયને મુગ્ધ બનાવી દીધું. ઝંપાન(એક જાતનું વાહન)માં બેસીને તેમને ઉપર ને ઉપર જવાનું હતુ. સવારથી સાંજ સુધી સિનેમાના ચિત્રપટની પેઠે તેમની આંખ આગળ એક પછી એક અદ્દભુત દૃશ્યો ખડાં થતાં. પહાડ ઉપર જતા વાંકાચૂકા રસ્તાઓ, પાતાલ-ઊંડી ખીણો, મોટી મોટી ગુફાઓ, નાખી નજર ન પહોંચે એવાં ગાઢાં જંગલો, પહાડની વિપુલ વનસ્પતિ-આમ એક પછી એક દૃશ્ય રસ્તા ઉપર આવતું જ જાય. આ વખતના રવીન્દ્રના આનંદનું વર્ણન તેના પોતાના શબ્દોમાં જ જોઈએ:

'આખો દિવસ મારી આંખોને આરામ લેવાનો નહોતો, કારણ કે રખે ને કંઈક જોવાનું બાકી રહી જાય એવી મારા મનમાં બીક હતી. જ્યારે જ્યારે રસ્તો વળાંક લેતો અને આંખ આગળ લીલોતરીથી ઢંકાયેલો સાંકડો માર્ગ ખુલ્લો કરતો ત્યારે વિશાળ વનવૃક્ષો ઝૂમખાંની પેઠે એકમેકની નજીક દેખાતાં અને તેમની છાયા નીચેથી નાના નાના જળપ્રવાહો લીલથી છવાયેલા ખડક ઉપરથી કલકલ કરતા વહેતા આવતા હતા ત્યારે ધ્યાનસ્થ રહેલા વયોવૃદ્ધ અને ભવ્ય દાઢીવાળા ઋષિના પગમાં નાની છોકરી હસતી-કિલ્લોલતી રમતી હોય એવું લાગતું હતું. અહીં અમારી ગાડીઓ થોભતી અને અમે આરામ લેતા. આટલી સુંદર જગાઓને છોડીને આગળ વધવાનું થતું ત્યારે મારું કલાતરસ્યું હૃદય પોકારી ઊઠતું: 'શા માટે નિસર્ગનાં આટલાં સુંદર દૃશ્યોને છોડીને અમારે આગળ વધવાનું છે! હમેશને માટે અહીં જ શું કામ નહિ રહેવાતું હોય!''

દરરોજ સવારે દૂધ અને નાસ્તો કર્યા પછી પ્રવાસ શરૂ થતો અને હિમાલયના સ્ફટિક જેવા પહાડો ઉપર જ્યારે સંધ્યાના રંગ

પથરાતા ત્યારે તે અટકી જતો. સાયંકાલની પ્રાર્થના શરૂ થતી. પિતાપુત્ર ડાક બંગલામાં ખુરસી ઢાળીને બેસતા. એ પછી નીલ આકાશમાં તારાઓની મહેફિલ જામતી અને મહર્ષિ રવિબાબુને દરેક જુદા જુદા તારાની અને ઝૂમખાની ઓળખાણ આપતા. ચમકતા તારાઓથી સુશોભિત નીલ આકાશ, હિમાલયના બરફથી ઢંકાયેલાં શિખરો, દેવદારુ વૃક્ષોની ઘટા આંખ આગળ વિવિધ અને મનોરમ દશ્યો ખડાં કરતાં અને રાત્રિની નીરવતા એ સૌંદર્યમાં પોતાની રહસ્યમયતાનાં જાદુ ફેંકતી. કલ્પનાશીલ રવિબાબુ કુદરતનું આ વિપુલ સૌંદર્ય નીરખવામાં તલ્લીન બની જતા.

રાત્રિના છેલ્લા પ્રહર પહેલાં જ મહર્ષિજી રોજ ઊઠી જતા અને ખુલ્લી ઓસરીમાં પદ્માસન લગાવી ઈશ્વરના ચિંતનમાં લીન થઈ જતા. ધ્યાન અને સમાધિ પૂરી થયા પછી રાત્રિનો અંધકાર હજી દૂર ન થયો હોય એ વખતે મહર્ષિજી ધીરે પગલે રવિબાબુની પથારી પાસે જતા અને એમના મસ્તક ઉપર કોમળ હાથ ફેરવીને એમને જગાડતા. આ વખત તેમને સંસ્કૃત શ્લોકો કંઠસ્થ કરવા માટે નિયત કરી રાખ્યો હતો. ઝાંખા તારાના પ્રકાશમાં ઝળહળતાં બરફ-આચ્છાદિત શિખરો અને ધુમ્મસથી ઘેરાયેલું જંગલનું સૌન્દર્ય નિહાળતાં નિહાળતાં, રવિબાબુ એક પછી એક શ્લોક બોલ્યે જતા.

એ પછી દૂધ પીવાનો કાર્યક્રમ ચાલુ થતો. કોણ જાણે કેમ, રવિબાબુને દૂધ પહેલેથી જ બહુ ભાવતું નહિ જ્યારે મહર્ષિજીને દૂધનો ભારે શોખ. તેઓ એકી સાથે ત્રણ દૂધ પી શકતા. રવિબાબુને તેમની સાથે દૂધ લેવાનું હોવાથી પરાણે પીવું પડતું. આમાંથી છૂટવા માટે તેમણે એક યુક્તિ શોધી કાઢી. તેમણે દૂધ પીરસનાર નોકરને દૂધનો પ્યાલો ફીણથી જ ભરી દઈને આપવા સમજાવી દીધો. ત્યારથી રવિબાબુની મુશ્કેલી ટળી ગઈ.

દૂધ પીવાનો કાર્યક્રમ પૂરો થતો ન થતો એટલામાં આકાશની રંગભૂમિનો પડદો ઊંચકાતો. રાત્રિના ઝાંખા તારા એક પછી એક વિદાય લેતા ત્યાં તો બરફાચ્છાદિત હિમાલયના મંદિરમાં ઉષા અવનવા રંગના સાથિયા પૂરી જતી. રવિબાબુનું સૌંદર્યપ્રેમી હૃદય આ રંગકાવ્યોનું રસપાન કરવામાં તલ્લીન થઈ જતું. કેટલો વખત પસાર થાય છે તેનું ભાન રહેતું નહિ, ત્યાં રંગનું બીજું મહાકાવ્ય રચાતું. પ્રાતઃકાલનો બાલસૂર્ય પૃથ્વીની ફલકપાટી ઉપર વિવિધરંગી કિરણો ફેંકી તેજછાયાની ફૂલગુંથણી કરતો અને હિમગિરિનાં શિખરો તેજથી ઝગમગી ઊઠતાં—કેમ જાણે જગજ્જનનીના મુગટના હજારો હીરા એક સાથે પ્રકાશી ઊઠયા હોય ! અને મહર્ષિજી કુમાર રવીન્દ્રને સાથે રાખી સૂર્યદેવને અંજલિ આપતા.

" ॐ भूर्भुवः स्व । ॐ तत् सवितु वरेण्यं भर्गो देवस्य धीमहि । धीयो यो न प्रचोदयात् ।

ॐ असतो मा सद्गमय
तमसो मा ज्योतिर्गमय
मृत्योर्माऽमृतं गमय

આ મંત્રોના પવિત્ર ધ્વનિના તરંગો વાતાવરણમાં પ્રસરી જતા. મહર્ષિ પોતાની કમળ જેવી આંખો બંધ કરી ' ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ' શબ્દ ઉચ્ચારતા ત્યારે તેમના મુખ ઉપર દિવ્ય તેજની આભા પ્રસરી જતી અને સમસ્ત વિશ્વને પોતાના આત્માનંદથી ભરી દેતા.

એ પછી ઉપનિષદના શ્લોકો દ્વારા પ્રાર્થના શરૂ થતી. મહર્ષિજી આ પ્રાર્થનામાં પણ રવીન્દ્રને સાથે જ રાખતા. એમના કંઠમાં એવું માધુર્ય હતું, એમના સ્વરમાં એવો રણકાર હતો કે નગાધિરાજ હિમાલય એ પવિત્ર સ્વરલહરથી ગુંજી ઊઠતો—કેમ જાણે વિશ્વદેવના

મંદિરમાં એમની પૂજાનો ઘેરો ઘંટારવ થતો હોય તેમ સમસ્ત વાતાવરણ–જંગલો અને પહાડો, ખીણો અને કંદરાઓ–સંસ્કૃત શ્લોકોના છંદબદ્ધ સંગીતથી રણઝણી ઊઠતું. વાતાવરણમાંથી જાણે સુસ્તી, આળસ, મંદતા ચાલી જતી અને સચરાચર સૃષ્ટિ જીવન્ત બની જતી.

રવીન્દ્રના મુગ્ધ હૃદય ઉપર આ બધાંની અસર કેમ ન પડે? પ્રભાતનું સંગીત, સૂરજ ચંદ્ર અને તારાઓના અવનવા રંગની મહેફિલો, કુદરતની સમૃદ્ધિ અને મહર્ષિજીના પવિત્ર અને કોમળ હૃદયની ભાવનાઓ એમના આત્માને ઉચ્ચ કોટિના આનંદથી ભરી દેતાં. તેમનું મન પ્રફુલ્લિત થઈ જતું. અહીં તેના રસતરસ્યા આત્માનો ખોરાક હતો, અહીં તેની ચિરસૌંદર્યની જુગજૂની પ્યાસ છીપતી હતી.

પ્રાર્થના પૂરી થયા પછી ફરવા જવાનો કાર્યક્રમ હતો. પણ મહર્ષિજીની ઝડપી ચાલ જ્યાં મોટા મોટા માણસોને પણ પાછળ રાખી દેતી ત્યાં કિશોર રવીન્દ્ર શી રીતે ટક્કર ઝીલી શકે! તેઓ ત્વરિત ગતિથી આસપાસનાં વનોમાં ભટકવા નીકળી પડતા અને રવિબાબુ પાછળ રહી જતા. છેવટે એકલા શિખરોમાં ફરીને પાછા આવતા ત્યાં મહર્ષિજી પણ આવી પહોંચતા. એ પછી એક કલાક અંગ્રેજી શીખવવામાં ગાળતા.

દસ વાગે નાહવાનો કાર્યક્રમ શરૂ થતો. મે મહિનાની શરૂઆત હતી છતાં હિમાલયમાં સખત ઠંડી પડતી. પાણીમાં પગ મૂકતાં જ વીંછીના ડંખની પેઠે પાણી ચટકા ભરતું અને શરીરમાંથી એક કંપારી પસાર થઈ જતી, છતાં મહર્ષિજીની રજા સિવાય ઠંડા પાણીને થોડું સહ્ય બનાવવા જેટલું ગરમ પાણી પણ મળી શકે તેમ ન હતું. મહર્ષિ આવા જ ઠંડા પાણીથી સ્નાન કરવાનું ઉત્તેજન આપતા અને કહેતા કે, ‘ઠંડા જલમાં જે જીવનશક્તિ છે તથા મંદતા અને

જડતા દૂર કરી સ્ફૂર્તિ અને બળ પેદા કરવાનો જે ગુણ છે તે બીજી વસ્તુમાં નથી.' પોતે પણ આટલી વૃદ્ધાવસ્થામાં બરફ જેવા ઠંડા જલમાં જ સ્નાન કરતા.

બપોરે જમ્યા પછી વળી પાછો અભ્યાસ શરૂ થતો, પણ સવારના શારીરિક વ્યાયામને અંતે ભોજન ઉપર હાથ માર્યા પછી ભણવાનું શે ગમે ? રવિબાબુને ભણતાં ભણતાં ઝોલાં આવતાં અને મહર્ષિજી તેમને છુટ્ટી આપી દેતા; પણ ભણવામાંથી છુટ્ટી મળતાં જ તેમની ઊંઘ ઊડી જતી અને હાથમાં કડિયાળી ડાંગ લઈને ફરી પાછા પહાડોમાં ભટકવા નીકળી પડતા.

નિવાસસ્થાન પાસે જ દેવદારુનું ગાઢ જંગલ હતું. આ જંગલમાં હિંસક પશુઓ અને બીજો ભય હતો, છતાં મહર્ષિજી કદી તેમને એવાં જોખમવાળાં સ્થળોમાં જતા રોકતા નહિ, ઊલટું પોતાના જુવાનીના કાળનાં સાહસકર્મોની વાતો કરી ઉત્તેજન આપતા.

આમ રવિબાબુ શાળા અને ઘરના કૃત્રિમ અને આત્મનાશી સંચામાંથી છૂટી અહીં જીવનની સાચી તાલીમ પામ્યા. ભારતવર્ષની કઈ યુનિવર્સિટીએ તેમને જીવનની આવી સાચી કેળવણી આપી હોત ?

६

# બૅરિસ્ટર થવા માટે

**પિતા** સાથે ચાર મહિના હિમાલયમાં ગાળ્યા પછી કુમાર રવીન્દ્ર ઘેર પાછા આવ્યા. આ ચાર મહિનામાં તો એ સાવ બદલાઈ ગયા હતા. હિમાલયની કડકડતી ઠંડી અને ગુલાબી હવાએ એમનું શરીર લાલઘૂમ બનાવી દીધું હતું. કુદરતની અફાટ સમૃદ્ધિએ એમની કલ્પનાને પાંખો આપી હતી. હિમાલયની યાત્રા પછી એમનો કુદરતપ્રેમ વધારે તીવ્ર બન્યો હતો. આટલો વખત બહાર રહેવાને લીધે અને અવનવા અનુભવો લેવાની તક મળી એને લીધે થોડા દિવસ ઘરમાં તેમનું માન વધ્યું. સૌ તેના જીવનમાં રસ લેતાં હતાં, સૌ તેમની કવિતામાં રસ લેતાં હતાં, પરિણામે રવિબાબુને થયું કે, ‘હમ ભી કુછ હૈં.’

આમ થવાનું એક બીજું પણ કારણ હતું. પ્રવાસેથી આવ્યા પછી તેમણે જોયું કે કુટુંબમાં એક નવા માણસનો ઉમેરો થયો હતો. જોડાસાકુના મોટા ઘરને શોભાવે એવી ‘મોટા ઘર’ની દીકરી ટાગોરકુટુંબમાં ગૃહિણી થઈને આવી હતી. રવિબાબુનાં આ સૌથી નાનાં ભાભી હતાં. તેના પ્રેમાળ સ્વભાવે અને આકર્ષક રીતભાતે કલ્પનાશીલ રવિબાબુના હૃદયને થોડીવારમાં જ જીતી લીધું. રવિબાબુની

કવિતાની કદર કરનારાંઓમાં તથા તેમનાં લખાણોની પ્રશંસા કરનારાંઓમાં તેનું સ્થાન સૌથી મોખરે હતું, અને બે વરસ પછી ૧૮૭૫ માં જ્યારે એમનાં માતાનો સ્વર્ગવાસ થયો ત્યારે તેનું સ્થાન લેનાર પણ આ જ ભાભી હતાં.

આમ ઘરનું વાતાવરણ તો એને માટે પ્રમાણમાં અનુકૂળ નીવડયું, પણ શાળાનો 'હાઉ' તો માથે ઊભો હતો. અનેક પ્રકારનાં બહાનાં બતાવી જ્યારે તેણે બંગાલ ઍકેડેમીમાં જવાની નામરજી બતાવી ત્યારે એમને સેંટ ઝેવિયરમાં દાખલ કરવામાં આવ્યા. પણ થોડો વખત રહીને ત્યાંથી પણ પાછા ફર્યા. કિશોર રવીન્દ્ર એટલા લાગણીપ્રધાન અને નાજુક હતા કે શાળાની જડએસલાખ શિસ્તમાં તેમને કદી ફાવ્યું જ નહિ. મોટા ભાઈઓએ તેમને થોડો વખત સમજાવવાનો પ્રયત્ન કરી જોયો પણ પરિણામ શૂન્ય. એક દિવસ એમનાં મોટાં બહેન તેને સમજાવવા લાગ્યાં, 'અમારા મનમાં તો એમ હતું કે રવિ ભણીગણીને મોટો માણસ થશે, પણ તું તો સાવ પાણીમાં બેસી ગયો ને અમને નિરાશ કરી નાખ્યાં.' પણ કોઈની સમજાવટ કામ કરે તેમ નહોતું. જ્યાં સૌંદર્યનું નામનિશાન નહોતું એવી શાળાની સનાતન ચક્કીમાં જોડાવાનું તેમને મંજૂર નહોતું. આખરે ઘરનાં બધાં માણસોએ એમને સમજાવવાનો પ્રયત્ન છોડી દીધો.

પણ આનો અર્થ એ ન હતો કે રવિબાબુને ભણવાનું ગમતું નહિ; ઊલટું જ્યારે જ્યારે તેમના માનસને અનુકૂળ એવી સગવડો મળતી ત્યારે તેમની ગ્રહણશક્તિ અને ઉત્સાહ ઓર વધી જતાં. ખરું પૂછો તો તેના જીવનવિકાસ માટે કોઈ પણ જાતનાં બાહ્ય બંધનોવાળી સંસ્થાઓ નકામી હતી. એમના ઘરનું જ વાતાવરણ એટલું બધું ઉચ્ચ ભાવનાઓ અને સંસ્કારોથી

ભરેલું હતું કે રવીન્દ્રને ત્યાંથી જ આપોઆપ સંસ્કારો મળી ગયા. શંકરાચાર્યને માહિષ્મતીને તીરે નીર ભરવા આવતી લલનાઓને મંડનમિશ્રના ઘર વિષે પૂછતાં જવાબ મળ્યો હતો કે, 'જ્યાં મેનાપોપટ જેવાં પક્ષીઓ પણ દેવોની ભાષા બોલે છે તે પંડિત મંડનમિશ્રનું ઘર જાણ !' ટાગોરકુટુંબ વિષે પણ એમ જ કહી શકાય કે, 'જ્યાં નાનાંમોટાં તમામ સાહિત્ય, સંગીત, નૃત્ય અને અભિનયકલાની ઉપાસના કરી રહ્યાં છે એ ટાગોરનું કુટુંબ જાણ !' એમના કુટુંબમાં, પિતરાઈ ભાઈઓમાં, ભાઈ–ભાભીઓમાં કોઈ લેખક હતું, કોઈ ચિંતક હતું, તો કોઈ ફિલસૂફ હતું; કોઈ ચિત્રકાર, કોઈ કુશળ નટ તો કોઈ મોટું પંડિત હતું. આ વાતાવરણમાં રવિબાબુને પોતાનો માનસિક ખોરાક મળી જતો, પછી શાળામાં જવાની જરૂર શી ?

શાળામાં જવાનું બંધ કર્યું એટલે રવિબાબુને ઘેર ભણાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો. આ બધા સમય દરમિયાન એમનું લેખનનું પ્રિય કાર્ય તો વગર અટકચે ચાલતું જ હતું. રવિબાબુને ઘેર આવનારા કેટલાક શિક્ષકો તો સમજી જ ગયા હતા કે રવીન્દ્ર કદી શાળાના જડ અભ્યાસક્રમને આધીન થઈને તો કંઈ શીખી શકશે જ નહિ, એટલે એમાંના એક તેમને શેક્સપિયરનું 'મૅકબેથ' આપી ફાવે તે રીતે વાંચવા અને બંગાળીમાં ઉતારવા કહ્યું. અને રવિબાબુએ માત્ર તેર વરસની કુમળી વયમાં જ ઘણા રસપૂર્વક પોતાને સોંપાયેલું કામ સફળતાથી પૂરું કર્યું. એ પછી એક વર્ષે જ્યારે 'માઘ'નો મેળો ભરાયો ત્યારે 'હિમાદ્રિશિખરે શિલાસન પરી' એ નામનું સ્વદેશ-ભક્તિથી નીતરતું ગીત રચ્યું અને હિંદુમેળામાં જ્યારે રવીન્દ્રે એ ગાયું ત્યારે સેંકડો શ્રોતાજનોએ આ બાલકવિને તાળીઓથી વધાવી લીધો. પાછળથી 'અમૃતબઝાર પત્રિકા'ના તા. ૨૫–૨–૭૫ ના અંકમાં 'હિંદુમેળાનો ઉપહાર' એ શીર્ષક નીચે તે ગીત પ્રગટ થયું હતું.

આટલી ઉંમરમાં બંગાળી ભાષામાં જે કંઈ સાહિત્ય હતું તે બધું વાંચી નાખ્યું. એ વખતના એમના સાથીદારો, સહાયકો અને ઉત્તેજન આપનારાઓમાં અભય ચોધરી તેમ જ એમના ભાઈ જ્યોતીન્દ્રનું સ્થાન ઊંચું આવે છે. તે રવિબાબુને લેખનકળા તેમ જ કાવ્યકલા ખીલવવા માટે ઉત્તેજન આપતા. રવિબાબુનાં ભાભી પણ બંગાળી સાહિત્યનાં ભારે શોખીન હતાં. જે કંઈ વાચન એ પસંદ કરતાં એનું ધોરણ એટલું ઊંચું હતું કે તેઓ હૃદય ભરીને તેનો રસાસ્વાદ લેતાં. રવિબાબુને તેમની સાથે ખૂબ ફાવી ગયું. કેટલાંયે પુસ્તકો બન્ને સાથે બેસીને પણ વાંચતાં. સૌથી મોટાભાઈનું સાર્વશ્રેષ્ઠ પુસ્તક 'સ્વપ્નલોક' હમણાં જ પૂરું થયું હતું, તે આ બંનેનું પ્રિય પુસ્તક હતું. આ ઉપરાંત તેમના પિતરાઈ ભાઈઓ હતા જે તેમની સાથે કાલિદાસનાં સંસ્કૃત કાવ્યો અને નાટકો વાંચતા. આમ ટાગોરકુટુંબમાં પહેલેથી જ સાહિત્યપ્રેમીઓ અને કલાકારોનું એક નાનકડું મંડળ ઊભું થઈ ગયું હતું. એ બધાંના એકત્ર પ્રયત્નથી 'જ્ઞાનાંકુર' નામનું માસિક શરૂ થયું. રવિબાબુએ અહીં પણ પોતાની ઉમેદવારી નોંધાવી દીધી અને 'વનફૂલ' નામનું લાંબું કાવ્ય આ માસિકમાં આપ્યું.

આ વખતે દિલ્લીમાં ભરવામાં આવેલા દરબાર ઉપર કટાક્ષ કરતું એક કાવ્ય રચી કલકત્તાના વાર્ષિક મેળામાં ગાયું. તેમાં તેમણે બ્રિટિશ અમલની ઠીક ઝાટકણી કાઢી હતી, અને કહ્યું હતું કે દેશમાં જ્યારે દુષ્કાળ લોકોને ભરખી રહ્યો છે ત્યારે અમારા રાજ્યકર્તાઓને દરબાર ભરવા કેમ ગમે છે?

અગાઉ જણાવ્યા મુજબ રવિબાબુ ઉપર સંસ્કૃતકવિઓ તેમ જ બંગાળના વૈષ્ણવકવિઓ ચંડીદાસ અને વિદ્યાપતિની જબરદસ્ત અસર હતી. એમનાં ભક્તિરસનાં ગીતો સાંભળવા અને ગાવામાં તેઓ એકરૂપ થઈ જતા, તે એટલે સુધી કે એમનાં ગીતોનું તેઓ સફળ અનુકરણ કરવા લાગ્યા.

આ પ્રયત્નમાં તેમને કેટલી સફળતા મળી છે તેનું માપ કાઢવા રવિબાબુએ એક યુક્તિ રચી. પોતાના એક મિત્ર પાસે જઈને ઠાવકાઈથી વાત શરૂ કરી, 'આદિ સમાજની લાયબ્રેરીમાં પુસ્તકો ઉથલાવતો હતો ત્યાં એક જર્જરિત પુસ્તક હાથ લાગ્યું. ભાનુસિંહ કરીને કોઈ પ્રાચીન વૈષ્ણવકવિનાં પદોનો તેમાં સંગ્રહ છે. એમાંથી મેં થોડાં ઉતારી લીધાં છે. જુઓ, તમને કેવાં લાગે છે?' એમ કહીને રવિબાબુએ બેચાર ગીતો ગાઈ સંભળાવ્યાં.

'અદ્દ્ભુત !' એ મિત્ર એકાએક બોલી ઊઠ્યા. 'આવાં તો વિદ્યાપતિ કે ચંડીદાસ પણ લખી શકે નહિ. જરૂર, તમારે આ છપાવવાં જોઈએ.'

પણ જ્યારે રવિબાબુએ તેમને ખરી હકીકત જણાવી ત્યારે તેમનો ઉત્સાહ ઓસરી ગયો અને ઢીલા અવાજે તેમણે કહ્યું, 'હા, ઠીક છે, એ કાંઈ એટલાં બધાં ખરાબ નથી !'

પણ આ રમૂજી પ્રકરણનો વધારે રમૂજી ભાગ તો એ હતો કે એ વખતે જર્મનીમાં અભ્યાસ કરતા નિશિકાન્ત ચેટરજી નામના એક બંગાળી વિદ્યાર્થીએ પોતાની પી એચ. ડી.ની ઉપાધિ માટે 'બંગાળી ગેય કવિતા' ઉપર નિબંધ લખ્યો. આમાં ભાનુસિંહને પ્રાચીન કવિને ઊંચે આસને બેસાડવામાં આવ્યો અને તેનાં ગીતોને યુરોપનાં 'લીરિક ગીતો' સાથે સરખાવવામાં આવ્યાં. અને આ નિબંધ માટે તેને પી એચ. ડી.ની ઉપાધિ મળી પણ ખરી !

આ જ વરસમાં 'ભિખારિણી' નામની વાર્તા, 'કવિ–કાહિની' નામની લાંબી કવિતા, 'કરુણા' નામની એક અધૂરી નવલકથા અને બીજું કેટલુંક સાહિત્ય રવિબાબુએ લખ્યું.

અહીં રવીન્દ્રનો અભ્યાસ નહિ થઈ શકે એમ જાણી એમના એક ભાઈએ તેમને ઇંગ્લાંડ મોકલવાની સૂચના કરી. આ સૂચના

રવીન્દ્રે વધાવી લીધી. ઈંગ્લાંડ જતાં પહેલાં રવીન્દ્રે થોડો વખત મોટાભાઈ સત્યેન્દ્રનાથ સાથે અમદાવાદમાં ગાળ્યો. આ દિવસો મસ્તીના હતા. આખો દિવસ કાવ્યો રચવાં, લેખો લખવા, નવાં નવાં પુસ્તકો વાંચવાં, સાબરમતીની રેતીમાં આંટા મારવા—એ તેમનો કાર્યક્રમ રહેતો. રાત્રે કેટલીયે વાર તેઓ કલ્પનામાં ચડી જતા ત્યારે ઊંઘ ઊડી જતી. એ વખતે રવીન્દ્ર શાહીબાગની અગાસીમાં જોશભેર આંટા મારતા અને રાત્રિની શીતળ ચાંદનીમાં ચમકતી સાબરમતીના સાંકડા પટને નિહાળતા નિહાળતા નવા રચેલા એકાદ કાવ્યની લીટી ગણગણતા. આમ કરતાં કરતાં ગીત માટે નવા સ્વરની શોધ કરતા. બંગાળી સંગીતમાં તેમણે જે નવા નવા રાગો અને સૂરોની મિલાવટ કરી છે તેની શરૂઆત અહીંથી થઈ હતી. એ વખતના ફૂલકુમારીને ઉદ્દેશીને લખેલા કાવ્યનો નવો રાગ રચ્યો હતો અને તે કાવ્ય આજે પણ એમનાં સારાં ગણાતાં પુસ્તકોમાં સ્થાન પામ્યું છે.

છ મહિના આ રીતે ગાળ્યા પછી ૧૮૭૭માં ઈંગ્લાંડ જવા માટે એ ઊપડ્યા. વિદેશનો આ તેમનો પ્રથમ પ્રવાસ હતો. અહીં બધું અજાણ્યું અજાણ્યું લાગતું હતું, પણ ભાઈ–ભાભીના પ્રેમાળ સ્વભાવે એ ઊણપ પૂરી દીધી. અહીં તેમને બ્રાઈટનની એક શાળામાં દાખલ કરવામાં આવ્યા, પણ ત્યાંયે એમના મનનું સમાધાન થયું નહિ. અભ્યાસ સંતોષકારક રીતે ચાલ્યો નહિ. બાળકો સાથે રમવામાં અને વરસતા બરફથી છવાયેલાં લીલાંછમ મેદાનો જોવામાં એ દિવસો પસાર કરતા. અહીં અભ્યાસ બરાબર આગળ નહિ વધે એમ લાગવાથી લંડનની યુનિવર્સિટી કૉલેજમાં એમને દાખલ કરવામાં આવ્યા, પણ કુદરતમય જીવન જીવવા ટેવાયેલા કવિને લંડનનું ઘોંઘાટભર્યું અને ધૂમાલિયું વાતાવરણ ફાવ્યું નહિ. એ વખતે શિયાળાની ઋતુ હતી. કોઈની સાથે ઓળખાણ પણ નહોતી. આખો દિવસ ક્યાં જવું, શું કરવું એ સૂઝતું નહિ. રવિબાબુને પોતાના નાનપણના દિવસો યાદ આવતા—જ્યારે

તેમને ઘરમાં ગોંધાઈ રહેવું પડતું હતું. પણ એ વખતે તો બંગાળની કાવ્યમય ગોદમાં એ રહેતા હતા. આકાશના મેઘ સાથે, તળાવ અને બાગ સાથે તેમને મહોબ્બત હતી; ચાંદની અને તારાઓ સાથે તેમને પ્રેમ હતો—જ્યારે અહીં એવું કશું નહોતું.

લંડનની કંટાળાભરેલી અને ઉદાસીન દુનિયાનો તે નીચેના શબ્દોમાં પરિચય આપે છે: ' શિયાળાના દિવસોમાં નવા આવનાર માટે લંડન કરતાં વધારે નિર્દય જગા બીજી એકે નહિ હોય. વાતાવરણમાં ઉદાસીનતા અને ગુસ્સો હતાં. આકાશ મેલું રગડા જેવું હતું. મરેલા માણસની આંખ જેવો પ્રકાશ ધૂંધળો હતો અને ક્ષિતિજ કેમ જાણે ઢગલો થઈને બેસી જ ગયું હોય એવું લાગતું હતું.

આમ ચારે બાજુનું વાતાવરણ તેમના આત્માને ગૂંગળાવી રહ્યું હતું. અહીં બેત્રણ કુટુંબ બદલાવ્યાં. પછી એક સારું કુટુંબ મળી ગયું. ત્યાં રવિબાબુને ઠીક ફાવતું હતું. ઘરનાં બધાં માણસોએ તેમને કુટુંબીજન તરીકે અપનાવી લીધા હતા.

લંડનની યુનિવર્સિટી કૉલેજમાં પણ કાયદાના અભ્યાસમાં તેઓ બહુ આગળ વધી શક્યા નહિ. અહીં લેટિન ભાષા શીખ્યા પણ સૌથી વધારે રસનો વિષય તો સાહિત્ય અને સંગીત જ હતો. પ્રો. મોર્લે દ્વારા તેમણે અંગ્રેજી સાહિત્યનો ઠીક ઠીક પરિચય કરી લીધો. અહીં જ સારી એવી તક મળતાં તેમણે યુરોપિયન સંગીતનો પણ થોડો અભ્યાસ કરી લીધો. લંડનમાં તેઓ ઘણી વખત ' બ્રિટિશ મ્યુઝિયમ 'માં જઈ ઘણા કલાકો ગાળતા.

એક વરસ રહીને રવિબાબુ તેમના ભાઈની સાથે સ્વદેશ પાછા ફર્યા. યુરોપના પ્રવાસ તેમ જ ઇંગ્લાંડના વસવાટ દરમિયાન તેમના સાહિત્યસર્જનનો પ્રિય વ્યવસાય તો ચાલુ જ રહ્યો હતો. 'યુરોપ–પ્રવાસીના પત્રો ' તથા ' ભગ્ન હૃદય ' નામનું નાટક લખવાનું તેમણે શરૂ કર્યું હતું જે હિંદમાં પાછા ફર્યા પછી પૂરું કર્યું.

પરદેશથી પાછા ફર્યાં પછી ટાગોરકુટુંબમાં સંગીત, નાટક, સાહિત્યનું એક નવું મોજું આવ્યું. અહીં અવારનવાર સાહિત્યકારો, સંગીતકારો અને કલાકારો એકઠા થતા. આવા મંડળ આગળ ભજવવા માટે રવિબાબુએ એક નવા જ પ્રકારનું ગીત–નાટક રચ્યું—'વાલ્મિકિની પ્રતિભા'. એના સ્વરોમાં યુરોપીય તેમ જ ભારતીય સંગીતનું મિશ્રણ હતું. આ નાટકમાં મુખ્ય પાત્ર વાલ્મિકિ તરીકે રવિબાબુ પોતે જ ઊતર્યાં. નાટક બધાએ વખાણ્યું–મોટાભાઈ જ્યોતીન્દ્રે તો ખાસ. એથી ઉત્તેજિત થઈને 'કાલમૃગયા' નામનું બીજું નાટક એમણે રચ્યું.

આ વખતનું એમનું જીવન ભરપૂર આનંદમાં પસાર થતું હતું. આખો દિવસ નવી નવી રચનાઓ કરવી, નવી નવી પદ્ધતિઓ શોધવી, એ જ તેમના રસનો વિષય થઈ પડચો હતો. આ વખતની પોતાની સ્થિતિ એ નીચેના શબ્દોમાં રજૂ કરે છે:

" અમારા ઘરમાં દિનપ્રતિદિન સંગીતનો ધોધ આગળ ને આગળ ધસતો જતો હતો, અને તેના વેરાયેલા પાણીની ઝાલકો અમારા જીવનમાં મેઘધનુષ્યના રંગો ઉપજાવતી હતી. અને પછી યુવાનીની તાજગીથી અમારી નવજાત શક્તિ કૌમાર્યની જિજ્ઞાસાથી પ્રેરાઈને દરેક નવા માર્ગે શોધખોળ કરવા નીકળી પડતી. અમે દરેક વસ્તુની પરીક્ષા કરશું, દરેક ક્ષેત્રમાં નવીન પ્રયોગો અને પ્રયત્નો કરશું, અને કોઈ પણ સિદ્ધિ અમને અશક્ય જણાતી નહિ. અમે લખતા, ગાતા, અભિનય કરતા. દરેક દિશામાં–દરેક ક્ષેત્રમાં — અમે અમારું હૃદય ઠલવી દેતા. વીસમા વરસમાં જ્યારે મેં પ્રવેશ કર્યો ત્યારે મારા મનની આ સ્થિતિ હતી ! "

આ જ સમયમાં રવિબાબુ વકતા તરીકે બહાર આવ્યા. કલકત્તાની મૅડિકલ કૉલેજના 'લૅક્ચર–થીએટર'માં તેમણે પોતાના પ્રિય વિષય 'સંગીત અને ઊર્મિ' પર પ્રથમ જાહેર ભાષણ આપ્યું.

આમ રવિબાબુના કલાપ્રિય આત્માને અનુકૂળ વાતાવરણ મળતાં જ તેમની શક્તિઓ ઝડપથી વિકાસ પામતી જતી હતી, છતાં કુટુંબનાં કેટલાંક માણસોએ રવિબાબુને 'બેરિસ્ટર' બનાવવાનો આગ્રહ છોડયો ન હતો. આ માટે તેમને ફરીવાર વિલાયત મોકલવાનું ઠર્યું હતું. બધી તૈયારી કરીને તેમને પોતાના ભત્રીજા સત્યપ્રસાદ ગાંગુલી સાથે રવાના કર્યા, પણ રવિબાબુનું દિલ ઇંગ્લાંડ ઉપરથી ઊઠી જ ગયું હતું, તેના કેટલાક કડવા અનુભવો હજી તાજા જ હતા, એટલે મદ્રાસ સુધી પહોંચ્યા પછી અધવચ્ચેથી જ એમણે પ્રવાસ અટકાવ્યો, ઇંગ્લાંડ જવાનું માંડી વાળ્યું અને મસૂરીની ટેકરીઓ ઉપર, જયાં મહર્ષિ દેવેન્દ્રનાથ એકાંત જીવન ગાળતા હતા ત્યાં, એ પહોંચ્યા અને ત્યાં થોડા દિવસ રહીને ગંગાકિનારે ચંદ્રનગરમાં રહેતા પોતાના ભાઈ સાથે રહેવા એ ચાલ્યા ગયા.

ઇંગ્લાંડના ધૂંધળા વાતાવરણની જગાએ બંગાળના એ કાવ્યમય પ્રદેશમાં અને એ પણ ગંગાકિનારે–પછી પૂછવું જ શું? પરદેશી વાતાવરણ-માંથી માતાના ખોળામાં જતા હોય એટલો રવિબાબુને આનંદ થયો. બંગાળનું તારાઓથી ઝગમગતું આકાશ, ગંગાનો વહેતો પ્રવાહ, વિસ્તૃત ક્ષિતિજ અને પુષ્કળ વખત–આ બધી વસ્તુઓ તેમના જીવનનો ખોરાક હતી. તેઓ લખે છે કે, 'નદીકિનારે ગાળેલા મારા આ સુંદર દિવસો ગંગાની પવિત્ર ધારામાં જેમ કમળ તરતાં જતાં તેટલી સહેલાઈથી પસાર થતા હતા!'

આ વખતે તેઓ ગીતો ગાતા, કવિતાઓ રચતા અને મસ્તીમાં દિવસો પસાર કરતા. આ જ દિવસો દરમિયાન તેમણે 'સાંધ્યગીતો' લખ્યાં. 'વહુ ઠાકુરાનીર હાટ' નામની પહેલી નવલકથા શરૂ કરી અને વિવિધ વિષય ઉપર કેટલાક નિબંધો પણ લખ્યા.

આમ રવિબાબુના જીવનનો અને સાહિત્યનો એક કાળ પૂરો

થયો. આ કાળ તેમના જીવનનો ઘડતરકાળ હતો. પ્રવાસ દ્વારા– અભ્યાસ દ્વારા — તેમણે જુદા જુદા અનુભવો લીધા. અનેક જાતના પ્રયોગો કર્યા. આ કાળ દરમિયાન તેમણે ખૂબ મંથનો ભોગવ્યાં. વિવિધ જાતની લાગણીઓ અનુભવી. એમના મનઃપ્રદેશના કોઈ અજ્ઞાત ભાગમાંથી એવી એવી ઊર્મિઓ જાગતી જેને શબ્દોમાં સંપૂર્ણ રીતે ઉતારી શકાય નહિ. રવિબાબુ પોતે આ કાળને ‘બાળકને દાંત’ આવવાના કાળ સાથે સરખાવે છે — જ્યારે તેને તાવ આવે છે, બેચેની થાય છે, ઝાડા થાય છે, એક પ્રકારની અશાંતિ–અસુખ– વગેરે રહે છે; પણ દાંત આવી ગયા પછી જેમ બાળક પોતાની તંદુરસ્તી પાછી મેળવે છે તેવી જ રીતે રવિબાબુએ પણ અર્ધવિકસિત લાગણીઓ અને અસ્પષ્ટ વિચારો, તરંગો અને ઊર્મિઓના મહાસાગરમાં ઝોલાં ખાધાં–જ્યાં સુધી એમની અંદર રહેલા વ્યક્તિત્વનો પૂરો વિકાસ ન થયો ત્યાં સુધી.

૭

# સાહિત્યાચાર્યોનો પરિચય

રવિબાબુ પોતાના સાહિત્યજીવનના પ્રભાતકાળમાં એ વખતના કેટલાયે બંગાળી સાહિત્યકારોના સંસર્ગમાં આવ્યા હતા. પણ એ કાળમાં એમના જીવન ઉપર કાયમી અસર મૂકી જનારાઓમાં મુખ્યત્વે બે માણસોનાં નામ ગણાવી શકાય: એક બંગાળના જબરદસ્ત વિદ્વાન શ્રી. રાજેન્દ્રલાલ મિત્ર અને બીજા પ્રખ્યાત બંગીય નવલકથાકાર શ્રી. બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર તાત્કાલિક બંગીય વિદ્વાનો અને પંડિતોમાં આગળપડતું સ્થાન ધરાવતા હતા. તેઓ બહુશ્રુત હતા અને અનેક વિષય ઉપરનું તલસ્પર્શી જ્ઞાન ધરાવતા હતા. સંભાષણ કરવાની અજબ કળા તેમણે હસ્તગત કરી હતી. અનેક વિષયો ઉપર અજબ છટાથી તેઓ કલાકો સુધી વાતો કરી શકતા અને સાંભળનારને પોતાના જ્ઞાન અને વિચારોના ઊંડાણથી તથા વિચારોને રજૂ કરવાની કળાથી આશ્ચર્યચકિત કરી દેતા. તેઓ હસમુખા, મળતાવડા અને નમ્ર હતા. નાનામાં નાના માણસ સાથે તે એટલા જ માનપૂર્વક વાતો કરતા. ઊગતા સાહિત્યકારોને તે ઉત્તેજન આપતા, તેમની શક્તિઓની કદર

કરતા, તેમના વ્યક્તિત્વને આદર આપતા. આટલા મોટા વિદ્વાન હોવા છતાં તે નાના સાહિત્યસેવીઓ પ્રત્યે કદી તુચ્છતાથી જોતા નહિ.

રવિબાબુને એમનો પ્રથમ પરિચય જ્યોતીન્દ્રનાથે શરૂ કરેલી એક સાહિત્યપ્રવૃત્તિને અંગે થયો. વાત એમ બની કે રવિબાબુના મોટાભાઈ જ્યોતીન્દ્રનાથને બંગાળી ભાષાના સર્વાંગી વિકાસને માટે કંઈક કરવું જોઈએ એમ ઘણા વખતથી લાગતું હતું. આ માટે તે ઘણી વખત વિચાર કરતા હતા. આ વિચારને અંતે તેમને એમ લાગ્યું કે બંગાળના તમામ વિદ્વાનો, પંડિતો અને સાહિત્યકારોના સહકાર સાધી, તેમની પૂરેપૂરી મદદ લઈ, એક એવી સંસ્થા ઊભી કરવી જે બંગાળી ભાષામાં જુદા જુદા વિષય ઉપર પારિભાષિક શબ્દો યોજે અને તે આવા શબ્દોનો સંગ્રહ કરી એક બૃહત કોશરૂપે બહાર પાડે. આ ઉપરાંત આ જ સંસ્થા બંગાળી ભાષાના વિકાસને માટે જે જે દિશાઓમાં ખેડાણ કરવું ઘટે તે કરે. જ્યોતિબાબુના સ્વભાવ પ્રમાણે આ વિચાર જ્યાં સુધી અમલમાં ન મુકાય ત્યાં સુધી તેમને જંપ વળે તેમ નહોતું. એથી ઉપરના વિચારની સંસ્થા સ્થાપવાના નિર્ણય ઉપર તેઓ આવી ગયા. આ કાર્ય માટે બંગાળના સાહિત્યિક માણસોની મુલાકાત લેવાનું કેટલુંક કામ તેમણે રવિબાબુને સોંપ્યું. રવિબાબુને તો એ જ જોઈતું હતું.

આ માટે રવિબાબુએ પંડિત વિદ્યાસાગર, બંકીમબાબુ અને બીજા અનેક વિદ્વાનોની મુલાકાત લીધી અને તેમની આગળ 'સાહિત્યિક સંસ્થા'ની યોજના મૂકી. આ યોજનામાં એકાદ અપવાદ સિવાય બહુ ઓછા માણસોએ ઉત્સાહ બતાવ્યો — એ અપવાદ હતા રાજેન્દ્રલાલ મિત્ર.

પંડિત વિદ્યાસાગરે તો રવિબાબુની યોજના શાંતિપૂર્વક સાંભળ્યા પછી સલાહ આપી કે, 'આ કાર્યમાંથી અમારા જેવા મોટા માણસોને

બાદ કરી નાખો, કારણ કે આ બધા મોટા પંડિતો કદી એકમત થશે નહિ.’ બંકીમબાબુ સભ્ય થયા પણ એ ઉપરાંત કશી સક્રિય મદદ ન આપી, અને બીજા કેટલાક તો એવા હતા જેમણે ઉત્સાહ આપવાને બદલે મુશ્કેલીઓના ડુંગર ઊભા કરી વાત માંડી વાળવા જણાવ્યું. પણ આ કાર્યમાં સક્રિય ઉત્સાહ આપનાર ડૉ૰ રાજેન્દ્રલાલ મિત્ર હતા.

રવિબાબુની યોજનાને તેમણે તુરત જ વધાવી લીધી, એટલું જ નહિ પણ આ સંસ્થાનું પ્રમુખપદ સ્વીકારવાનું વચન આપ્યું. જ્યાં સુધી આ સંસ્થા ચાલી ત્યાં સુધી તેઓ તેના પ્રમુખ તરીકે રહ્યા અને પ્રમુખ તરીકે માત્ર ખુરસી જ શોભાવી નહિ પણ ‘સાહિત્યિક એકેડેમી’નું કામ આગળ ધપાવવા તેમણે સતત પરિશ્રમ કર્યો. સંસ્થાના મંગળાચરણરૂપે જ તેમણે ભૌગોલિક શબ્દો યોજવાનું કામ હાથ ધર્યું અને થોડા વખતમાં પૂરું કર્યું. ‘મોટા માણસો’ના સહકારને અભાવે જો કે આ સંસ્થા થોડા વખતમાં જ પડી ભાંગી પણ એ બહાને રવિબાબુને રાજેન્દ્રલાલ મિત્રનો જે પરિચય થયો તે કીમતી હતો.

એમની વિદ્વત્તા, સાલસ સ્વભાવ અને બહુશ્રુતપણા વિષે ઉલ્લેખ કરતાં રવિબાબુ લખે છે :

“રાજેન્દ્રલાલ મિત્ર પોતે જ એક એકેડેમી હતા. એ વખતે હું કેટલાયે બંગાળી પંડિતોને મળ્યો છું પણ રાજેન્દ્રલાલ મિત્રજીએ પોતાની તેજસ્વિતાની જે છાપ મારા ઉપર અંકિત કરી છે એવી બીજા કોઈએ કરી નહોતી.

“જ્યારે જ્યારે હું તેમને મળવા જતો ત્યારે એ પોતાના વિદ્યા-વ્યાસંગમાં રત થયેલા જ હોય. પણ મને જોતાંવેંત એ પોતાનું કામ એક બાજુ મૂકીને મારી સાથે વાત કરતા...કોઈ ને કોઈ વિષય લઈ તેના ઉપર લાંબાં સંભાષણો ચલાવતા. આ વાતચીત સાંભળવાનું તેમણે મારે માટે આકર્ષણ ઊભું કર્યું હતું. બીજા કોઈ પણ માણસ સાથેની

વાતચીત મને આટલા બધા વિવિધ વિષયો ઉપરના સૂચક વિચારોની આટલી સમૃદ્ધિ આપત નહિ. હું તો મંત્રમુગ્ધ તેમને સાંભળ્યા જ કરતો."

આગળ ચાલતાં રવિબાબુ જણાવે છે કે, "બંગાળી એકેડેમીના કાર્ય માટે બીજા ઉપર આધાર ન રાખતાં માત્ર એમને એકલાને સોંપ્યું હોત તોપણ 'અત્યારની સાહિત્ય પરિષદે' જે કર્યું છે તેના કરતાં વધારે આગળ ધપ્યું હોત."

બંગાળના આ જબરદસ્ત વિદ્વાન, જાહેર કાર્યકર્તા અને કેળવણીકાર તથા સંશોધકની કદર બંગાળે જોઈએ તેવી ન કરી એ બદલ રવિબાબુએ પોતાની જીવનસ્મૃતિમાં દુઃખ વ્યક્ત કર્યું છે.

એ વખતના જીવનકાળમાં રવિબાબુનું બીજું આકર્ષણ બંકીમ॰ બાબુ હતા. બંકીમબાબુ સાથે ગાઢ પરિચય તો પાછળથી થયો, પણ મહાપુરુષના પ્રથમ દર્શને જ રવિબાબુના દિલમાં એમના પ્રત્યે માન અને આકર્ષણ જગાવ્યું હતું.

કલકત્તા યુનિવર્સિટીમાં બાબુ ચન્દ્રનાથ બસુએ જૂના વિદ્યાર્થીઓનું વાર્ષિક સંમેલન ભર્યું હતું. એ સંમેલનમાં રવિબાબુ ફરતા હતા એ વખતે જ એક પ્રતિભાશાળી વ્યક્તિ જે સૌથી જુદી તરી આવતી હતી તેમના તરફ એ આકર્ષાયા. એ કોણ હશે તેની તપાસ કરતાં માલમ પડયું કે એ જ બંગાળી સાહિત્યકાર બંકીમબાબુ, ત્યારે રવીન્દ્રના હર્ષનો પાર રહ્યો નહિ.

તેનું લાંબું અને સીધું સોટા જેવું ભરાવદાર શરીર, સત્તાપ્રદર્શક બિડાયેલા હોઠ અને અણીદાર નાક અને તીક્ષ્ણ દૃષ્ટિ જોનાર ઉપર એક જુદો જ પ્રભાવ પાડતાં હતાં. રવિબાબુ આ પ્રતિભાશાળી વ્યક્તિને જોઈને અંજાઈ ગયા હતા અને તેને ફરીને મળવાની અને તેમની સાથે વાત કરવાની ઇચ્છા તેમના દિલમાં જન્મી હતી.

એ પછી બંકીમબાબુ હાવરાના ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ તરીકે નિમાયા ત્યારે તેમને મળવાની તક મળી. રવિબાબુને તેમને મળવાની તો ઘણા દિવસથી ઈચ્છા હતી, પણ આવડા મોટા માણસ સાથે શું વાતચીત કરવી એ જ મૂંઝવણનો સવાલ હતો. આ કારણે જો કે તેમને મળવા જતાં સંકોચ થતો હતો છતાં મળવાની ઉત્કંઠા અને બંકીમબાબુ પ્રત્યેના તીવ્ર આકર્ષણે સંકોચ ઉપર વિજય મેળવ્યો અને એક દિવસ હિંમત એકઠી કરીને બંકીમબાબુની મુલાકાત એમણે માગી.

બંકીમબાબુએ તેમને આવકાર આપ્યો, પણ ત્યાં જતાં જ રવિબાબુએ એકઠી કરેલી હિંમત છૂટી પડી અને મનમાં ગભરામણ થવા લાગી. એ વખતે બંકીમબાબુ સાથે જેમ જેમ તેઓ વાત કરવા અને ચાલુ રાખવા પ્રયત્ન કરવા લાગ્યા તેમ તેમ ગભરામણ વધતી ચાલી. જ્યાં શબ્દો જ એકસરખા નીકળે નહિ ત્યાં શું થાય ? જેમ તેમ કરીને તે દિવસની મુલાકાત પૂરી થયા પછી ઘેર પાછા ફર્યા ત્યારે એકમાત્ર શરમની લાગણી તેઓ અનુભવી રહ્યા હતા.

એ પછી તે મોટા થયા અને બંગાળના સાહિત્યજગતમાં યુવાન કવિ તરીકે ચમકવાની શરૂઆત કરી ત્યારે તે બંકીમબાબુના વધારે નજીક પરિચયમાં આવ્યા. રવિબાબુનો કાવ્યસંગ્રહ 'સાંધ્યગીત' બંકીમબાબુની પ્રશંસા પામ્યો હતો. એટલે સુધી કે એક વખત રમેશચંદ્ર દત્તને ત્યાં મેળાવડો હતો ત્યારે બંકીમબાબુને પહેરાવવામાં આવેલો હાર તેમણે યુવાન કવિ રવીન્દ્રના ગળામાં પહેરાવ્યો. આ પ્રસંગે ઉત્સવમાં હાજર રહેલા તમામ બંગાળીઓનું ધ્યાન રવિબાબુ તરફ ખેંચ્યું.

રવિબાબુ એ વખતે લાંબા જુલફાંદાર વાળ રાખતા હતા અને પોશાક પણ કવિને શોભે એવો રાખતા હતા. આ બધાંને કારણે બંગાળીઓ તેમને 'બંગાળના શેલી' તરીકે ઓળખવા લાગ્યા.

એ અરસામાં બંકીમબાબુનું પ્રખ્યાત માસિક 'બંગદર્શન' બંધ પડયું અને તેમણે તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરતું એક નવું માસિક 'પ્રચાર' શરૂ કર્યું. આ માસિકમાં પણ રવિબાબુ કાવ્યો આપવા લાગ્યા. એ રીતે તેઓ બંકીમબાબુના વધારે ને વધારે સંસર્ગમાં આવવા લાગ્યા. હવે તેઓ અવારનવાર બંકીમબાબુને ઘેર જતા અને ચર્ચાઓમાં ભાગ લેતા. હજી પણ તેઓ ત્યાં બેઠા બેઠા મોટા ભાગે સાંભળવાનું જ કાર્ય કરતા. બંકીમબાબુના મોટાભાઈ અક્ષયબાબુ અહીં થતી ચર્ચાઓને જીવન્ત બનાવનાર મુખ્ય પાત્ર હતા. રવિબાબુને તેમના પ્રત્યે ખાસ આકર્ષણ હતું, કારણ કે એમનો મળતાવડો અને હસમુખો સ્વભાવ રવિબાબુની શરમ અને સંકોચ દૂર કરવામાં ઠીક સહાયરૂપ થઈ પડયો હતો.

પણ ધીરે ધીરે રવિબાબુની પ્રતિભા પણ દેખાવા લાગી. એમનાં લખાણો અને કાવ્યોમાં નવી ચમક આવવા લાગી. બંગાળી લોકોમાં એમના સાહિત્યની ચર્ચા થવા લાગી ત્યારે રવીન્દ્રનાથને પણ આત્મવિશ્વાસ પેદા થયો.

દરમિયાન એક એવો પ્રસંગ બન્યો જેને લઈને બંકીમબાબુ સાથેના આ મીઠા સંબંધમાં વિક્ષેપ આવ્યો. પંડિત શશધર નામના એક માણસે હિંદુશાસ્ત્રની કેટલીક ક્રિયાવિધિને વૈજ્ઞાનિક ગણાવી "વેદ મેં સબ કુછ હૈ" એવું પ્રતિપાદન કરી હિંદુધર્મના પુરાણા સ્વરૂપને લોકપ્રિય બનાવવા પ્રયત્ન કર્યો. આ કાર્યને બંકીમબાબુનો મજબૂત ટેકો હતો. તેમના સહકારથી જ એ ઝપાટાબંધ લોકપ્રિય થતું હતું. જૂની રૂઢિઓ અને પુરાણી ધાર્મિક વિધિઓ સામે બ્રહ્મો-સમાજને સખત વાંધો હતો. આ પ્રશ્ન ઉપર ધીરે ધીરે બંકીમબાબુ અને રવિબાબુ વચ્ચે ઉગ્ર ચર્ચા ચાલી.

રવિબાબુએ બંકીમબાબુની આ જૂનીપુરાણી વિચારધારા

ઉપર તીવ્ર કટાક્ષ-બાણો ચલાવ્યાં. તેમના વિચારોની મજાક ઉડાવી. હિંદુધર્મની કેટલીક કઢંગી ક્રિયાવિધિઓની વિરૂપતા નાટકો કાવ્યો અને કટાક્ષલેખો દ્વારા બતાવી.

પણ આ ગરમાગરમ ચર્ચાને અંતે બંકીમબાબુએ રવિબાબુ ઉપર એક સરસ પત્ર લખી એ ચર્ચા અને તેમાં ઠાલવેલા રાગદ્વેષને જતાં કરી મિત્રતાનો હાથ લંબાવ્યો. બંકીમબાબુની આ ઉદારતા અને મહાનુભાવતાએ રવિબાબુના મન ઉપર ઊંડી અસર કરી હતી.

૮

# નૂતન દર્શન

**નદીકિનારે** થોડા વખત ગાળ્યા પછી રવિબાબુ મોટાભાઈ જ્યોતીન્દ્રની સાથે કલકત્તા ગયા. ત્યાં સદર સ્ટ્રીટમાં મ્યુઝિયમ પાસે જ તેમણે એક નવું મકાન લીધું હતું. અહીં રહીને તેઓ કાવ્ય રચવામાં અને નવલકથા લખવામાં મશગૂલ રહેતા હતા, પણ અહીં આવ્યા પછી એમના હૃદયમાં કોઈ આંતરિક ફેરફાર શરૂ થઈ ગયો હતો. હવે તેમને જગતની તમામ વસ્તુઓ પહેલાં નહોતી લાગી એટલી સુંદર લાગવા માંડી હતી. સામાન્યમાં સામાન્ય વસ્તુમાં પણ તેમને હવે સુંદરતાનાં દર્શન થતાં હતાં અને તેમનું જીવન આનંદમય બની ગયું હતું. આ સ્થિતિમાં રવિબાબુએ થોડા દિવસો ગાળ્યા. પછી એક દિવસ તેમણે એક એવું અલૌકિક દૃશ્ય જોયું, જેણે તેમના જીવન ઉપર ચિરસ્થાયી છાપ પાડી, એટલું જ નહિ પણ જગત અને જીવનને જોવાની દૃષ્ટિ જ બદલાવી નાખી. આ ઐતિહાસિક પ્રસંગનો ઉલ્લેખ કરતાં રવિબાબુ લખે છે.

“ સદર સ્ટ્રીટનો ખૂણો અને તેની સામે આવેલા ફ્રી સ્કૂલના મેદાન ઉપરનાં વૃક્ષો અમારા મકાનમાંથી ઊભાં ઊભાં જોઈ શકાય

છે. એક સવારે હું એ મકાનની ઓસરીમાં એ રસ્તા ઉપર નજર નાખતો ઊભો હતો. એ વખતે મેદાનનાં ઝાડની ઘટા પાછળથી સૂર્ય ઊગતો જતો હતો. જેમ જેમ હું એ દૃશ્ય જોતો ગયો તેમ તેમ જાણે મારી આંખ આગળથી એક પડદો ખસી ગયો અને મેં સમસ્ત જગતને સૌંદર્ય અને આનંદના તરંગો વચ્ચે એક ચમત્કારિક પ્રભામાં સ્નાન કરતું જોયું. આ પ્રભાએ એક પળમાત્રમાં ઘણા દિવસથી મારા હૃદય ઉપર એકઠાં થયેલાં નિરાશા અને અંધકારનાં પડોને ભેદી નાખ્યાં અને તેને પ્રકાશનાં મોજાંઓથી છલકાવી દીધું."

એ પ્રકાશ, એ આનંદ અને એ લાગણીઓનો પ્રવાહ હૃદયની બધી પાળોને તોડીને કાવ્યરૂપે બહાર ધસી આવ્યો. એ જ કાવ્ય તે રવિબાબુનું સુપ્રસિદ્ધ 'નિર્ઝરેર સ્વપ્નભંગ'. રવિબાબુ કહે છે તેમ એ દિવસથી તેઓ સાચા અર્થમાં કવિ બન્યા. એ દિવસે એ કવિ તરીકે જન્મ્યા. કવિ તરીકેની કારકિર્દીના મંગળાચરણ જેવું આ રહ્યું તે ઐતિહાસિક કાવ્યઃ

आजि ए प्रभाते रविर कर,
केमने पशिल प्राणेर पर,
केमने पशिल गुहार आंधारे
प्रभात पाखीर गान ।
ना जानि केनरे एत दिन परे
जागिया उठिल प्राण ।
जागिया उठेछे प्राण,
ओ रे उथलि उठेछे बारि,
ओ रे प्राणेर बासना प्राणेर आबेग
रुधिया राखिते नारि ।
थर थर करि कांपिछे भूधर
शिला राशि राशि पडिछे खसे,

રંગભૂમિનું દૃશ્ય



'ડાકઘર'ના અભિનેતા

फुलिया फुलिया फेनिल सलिल
गरजि उठिछे दारुण रोषे।
हेथाय हाथाय पागलेर प्राय
घुरिया घुरिया मातिया बेडाय,

बाहिरिते चाय, देखिते ना पाय,
कोथाय कारार द्वार।
केनरे विधाता पाषाण हेन,
चारि दिके तार बांधन केन।
भांग्‌रे हृदय भांग्‌रे बांधन,
साध्‌रे आजिके प्राणेर साधन,
लहरीर परे लहरी तुलिया
आघातेर परे आघात कर।
मातिया जखन उठेछे पराण,
किसेर आंधार, किसेर पाषाण,
उथलि जखन उठेछे बासना,
जगते तखन किसेर डर।
आमि ढालिब करुणा—धारा,
आमि भांगिब पाषाण—कारा

आमि जगत प्लाबिया बेडाव गाहिया
आकुल पागल पारा।
केश एलाइया, फुल कुडाइया,
रामधनु आंका पाखा उडाइया,

रविर किरणे हासि छडाइया
दिब रे पराण ढालि।
शिखर हइते शिखरे छुटिब,
भूधर हइते भूधरे लुटिब,

हेसे खलखल, गेये कलकल,
ताले ताले दिब ताली ।
एत कथा आछे, एत गान आछे,
एत प्राण आछे मोर,
एत सुख आछे, एत साध आछे,
प्राण हये आछे भोर ॥

कि जानि कि हल आजि, जागिया उठिल प्राण
दूर हते सुनि जेन महासागरेर गान ।
ओ रे चारि दिके मोर,
ए की कारागार घोर,
भांग भांग भांग कारा, आघात आघात कर ।
ओरे आज कि गान गेयेछे पाखी,
एसेछे रविर कर ॥

"પૃથ્વીના પેટાળમાં જાગેલું ઝરણું ગાય છે: આજે આ પ્રભાતે સૂર્યકિરણ કેમ કરીને મારા પ્રાણ પાસે પ્રવેશ્યું ! આ ગુફાના અંધકારમાં પ્રભાત–પંખીનું ગાન કેમ કરીને પહોંચ્યું ! ખબર નથી આટલા દિનો પછી આ પ્રાણ કેમ કરીને જાગી ઊઠ્યો !

"મારા થીજી ગયેલા પ્રાણમાંથી આ ચેતનફુવારો ક્યાંથી ઊડે છે !

"પૃથ્વીનાં પડ થરથર કંપે છે અને મારી ચારે બાજુની શિલાઓ ફાટવા લાગી છે. ફીણના ગોટેગોટા ઉછાળતાં ધમધમ કરતાં પાણીના ફુવારા ગરજી ઊઠ્યા છે અને ઘૂમરીઓ ખાતાં તાતા રોષમાં બહાર નીકળવા માગે છે, પણ બહાર જવાનું દ્વાર જ સૂઝતું નથી.

"હે વિધાતા ! ચારે બાજુ આ પાષાણની દીવાલો શા માટે ચણી

છે? શા માટે મારી આસપાસ કારાગાર રચ્યું છે? હે આત્મશક્તિ! આ બધાં બંધનોને તોડી–ફોડીને પ્રાણની મુક્તિનું સાધન મેળવ. મોજાંઓના એક પછી એક ઘા દઈને કારાગારનાં બંધન તોડી નાખ. જ્યારે મારો પ્રાણ મુક્તિની મસ્તીએ ચડયો છે ત્યારે બંધન કેવાં ને પથ્થરની દીવાલો કેવી! મુક્તિની વાસના જોર કરીને જ્યારે ઊછળી પડી છે ત્યારે તેને ડર કોનો!

"હું પાષાણનું કારાગાર તોડીને કરુણાની ધારા રેલવતું જગતને તરબોળ કરી નાખીશ. હું છૂટા કેશ મૂકીને પાગલ બનીને ફૂલોને વીણતું મેઘધનુષની રંગે પાંખો રંગીને દેશવિદેશ ઊડયા કરીશ. શિખર શિખર ઉપર હું રમવા નીકળીશ. પહાડે પહાડ ઉપર હું લેટતું ચાલીશ. ખિલખિલાટ હસતું, કિલકિલાટ ગાતું, તાલે તાલ દેતું હું આ શિલાઓના કારાગારમાંથી નાસી છૂટીશ. મારે હૈયે એટલી કથાઓ ભરી છે, એટલાં ગીતો ભર્યાં છે, એટલું સુખ અને એટલો આનંદ થાય છે કે પ્રાણ નાચી ઊઠયો છે!

"આજે કોણ જાણે શું થયું છે કે મારો પ્રાણ જાગી ઊઠયો છે– કેમ જાણે દૂરથી મહાસાગરનું ગીત સાંભળતો હોય! અરે! મારી આસપાસ આ કારાગાર શેનું છે? ભાંગો ભાંગો એ કારાગારને! હે નીરધારાઓ! ઘા ઉપર ઘા લગાવો! ઓ રે! આજ આ પંખી શું ગાન ગાઈ રહ્યાં છે! રવિકિરણ આવી પહોંચ્યું છે!"

**આ** કાવ્યની રચના પછી પણ રવિબાબુના મનની એ આનંદમય સ્થિતિ ઘણા દિવસ સુધી ટકી રહી. તે કહે છે તેમ એ દિવસથી સારી દુનિયા તેમને એક સુમેળ અને સુતાલબદ્ધ પૂર્ણ સંગીત જેવી જણાવા લાગી. માણસો, શેરી, ઘર, છોકરાં વગેરે સુંદર જણાવા લાગ્યાં. અરે, જે જે વસ્તુ તેમને કંટાળો ઉપજાવતી,

જે જે વ્યક્તિઓ તેમના અણગમાનું કારણ બનતી, એ પણ હવે સુખદાયક થઈ પડી. એ અદ્ભુત દર્શનથી રવિબાબુની આંતરિક દષ્ટિ ખુલ્લી ગઈ અને તેમને પોતાના જીવનનું રહસ્ય સમજાયું. એ પ્રસંગ પછી તેમને પોતાના જીવનનું ધ્યેય સમજાયું. એ ધ્યેય હતું બાહ્ય આવરણો દૂર કરી જીવનના સૌંદર્યને પૂર્ણ રીતે બહાર લાવવાનું—તેના સમગ્ર સૌંદર્ય સહિત જીવનની પૂર્ણતાને પ્રગટ કરવાનું.

આ અરસામાં તેમને દાર્જિલિંગ જવાનું થયું ત્યારે તેમણે એ કાર્યક્રમ વધાવી લીધો. તેમને એમ લાગ્યું કે કલકત્તાની એક શેરીમાં જે દશ્ય જોયું તેનું પૂર્ણ સ્વરૂપ તો દાર્જિલિંગના પહાડોમાં કુદરતની રંગભૂમિ ઉપર જોવા મળશે, પણ દાર્જિલિંગ જતાં જ તેમને પોતાની ભૂલ માલમ પડી. આ સંબંધી તે લખે છે કે,

"હિમાલય જતાં જ એ દિવ્ય દશ્ય મારા મનમાંથી ખસી ગયું. પહેલાં મેં એમ ધાર્યું હતું કે હું બહારથી સત્યનાં દર્શન કરી શકીશ, કુદરતના બાહ્ય સૌંદર્યમાં જ મને સત્યની પૂર્ણતાનાં દર્શન થશે. પણ એ મારી ભૂલ હતી. હિમાલય ગમે તેટલો મહાન અને ઊંચો હોય તોયે તે સત્યને મારી હથેળીમાં મૂકી દઈ પ્રત્યક્ષ દર્શન કરાવી શકે નહિ, પણ પરમશક્તિમાન પરમેશ્વર એક નાનકડા બિંદુમાંથી પણ આખા વિશ્વનું દર્શન કરાવી શકે."

કલકત્તામાં થોડો વખત ગાળ્યા પછી રવિબાબુ કારવાડ ગયા. હિંદના પશ્ચિમકિનારે કેનેડા જિલ્લાનું એ મુખ્ય શહેર છે. રવિબાબુના મોટાભાઈ એ વખતે ત્યાંના જજ હતા. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં આ પ્રદેશ મલયગિરિના નામે ઓળખાય છે.

આ નાનકડું બંદર દરિયાકિનારે બીજાકારે વસેલું છે અને તેની ચારે બાજુ ટેકરીઓએ કુદરતી વાડ બાંધી છે. આ ટેકરીઓમાંથી જ વાંકાચૂકા વળાંક લેતી કાલનદી જંગલને વીંધતી ચાલી આવે છે

અને સમુદ્રમાં મળી જાય છે. રાત્રિની ચાંદનીમાં અહીંનું સૃષ્ટિસૌંદર્ય ઓર ખીલી ઊઠે છે. રવિબાબુ હોડીમાં બેસીને સમુદ્રકિનારે અથવા કાલનદીમાં ફરવા નીકળતા. આવા જ એક પ્રસંગે રાત્રિની નીરવ શાંતિમાં કાલનદીમાં ફરતા ફરતા મુખ આગળ આવી પહોંચ્યા. ત્યાંથી હોડીમાં બેસી દરિયાકિનારાની રેતીમાં ઊતર્યા. બાજુમાં જ ગરીબ ખેડૂતના ઝૂંપડામાં થોડો આરામ કરી ઘેર પાછા ફર્યા ત્યારે એમના હૃદયમાં કાલનદીના સ્રોતસમો ઊર્મિઓનો સ્રોત ચાલુ થઈ ગયો હતો. એ આખી રાત તેમને ઊંઘ આવી નહિ અને પરિણામે એક સુંદર કાવ્ય ટપકી પડયું.

'Let me sink down losing myself in the depths of midnight.

'Let the Earth leave her hold of me, let her free me from the obstacle of dust.

'Let there be no song, no word, no sound, nor touch, nor sleep, nor awakening. But only the moonlight like a swoon of ecstacy over the sky and my being.'

"હું આત્મવિલોપન પામી મધ્યરાત્રિના અતલ જલમાં ડૂબી જઈ વિલીન થઈ જવા માગું છું.

"હે ધરતીમાતા! મારા ઉપરનો તારો છેલ્લો બંધ છોડી દે. માટીના પીંજરામાંથી મને મુક્તિ આપી દે.

"સંગીત, બંધ થાઓ! શબ્દ, વિદાય લો! ધ્વનિ અને સ્પર્શ, સુષુપ્તિ અને જાગૃતિ, વિલીન થઈ જાઓ! પણ પરમાનંદની મૂર્ચ્છનાસમું ચંદ્રનું અજવાળું મારા સમગ્ર જીવનને અને આકાશને છાવરી દો!"

કારવાડના નિવાસ દરમિયાન રવિબાબુએ 'પ્રકૃતિર પ્રતિશોધ' નામનું એક ગીતનાટય લખ્યું, જેમાં સૌથી પહેલાં એમણે પોતાના

જીવનની ફિલસૂફીને વ્યક્ત કરી. આ તત્ત્વનું જ્ઞાન પણ રવિબાબુને કારવાડના સમુદ્રકિનારે આપ્યું. આ સંબંધમાં તેઓ લખે છે કે, 'કારવાડનો દરિયાકિનારો એ સત્યનાં દર્શન કરવા માટે યોગ્ય સ્થળ છે કે કુદરતનું સૌંદર્ય એ કંઈ કલ્પનાની ઇન્દ્રજાળ નથી, પણ અનંત શક્તિમાનના આનંદનો આવિર્ભાવ કરનાર વસ્તુ છે અને એ રીતે જ આપણને તેનામાં તદાકાર થઈ જવા માટે આકર્ષે છે.'

'પ્રકૃતિર પ્રતિશોધ' અને એ પછીનાં તમામ લખાણોમાં રવિબાબુનું એક જીવનસત્ય વણાઈ ગયું છે અને તે આ 'અંતવાળા પદાર્થોમાં અનંત-શક્તિને મેળવવાનો આનંદ.'

કારવાડમાં થોડા મહિના રહીને રવિબાબુ કલકત્તા આવ્યા અને એ પછી થોડા જ વખતમાં, એટલે કે ૧૯૮૩ના ડિસેંબરની ૯મી તારીખે, ખુલનાના એક પ્રતિષ્ઠિત અને શ્રીમંત સદ્‌ગૃહસ્થ બેનીમાધવ ચૌધરીનાં પુત્રી ભવતારિણી સાથે એમનું લગ્ન થયું. પતિગૃહે આવ્યા પછી એમનું નામ મૃણાલિનીદેવી રાખવામાં આવ્યું.

રવિબાબુનું લગ્ન થયા પછી પાંચ–છ મહિનામાં જ એમનાં માતાસમાં ભાભી કાદંબરીદેવી ગુજરી ગયાં. નાનપણથી માવિહોણા બાળકને ઉછેરી મોટો કરી તેનો ગૃહસંસાર શરૂ કરાવીને કેમ જાણે પોતાનું અવતારકૃત્ય પૂરું થયું હોય એમ સમજી તુરત જ તેઓ ઊપડી ગયાં.

રવિબાબુના જીવનમાં મૃત્યુએ જગાવેલો આ પહેલો આઘાત હતો. એમના હૃદયમાં મૃત્યુએ જગાવેલી એ પહેલી વેદના હતી. જીવન અને મૃત્યુ વિષે એમના અંતરમાં ઊઠેલું એ પહેલું તોફાન–પહેલું મંથન–હતું જો કે ચૌદ વર્ષની ઉંમરે તેમણે માતાને ગુમાવી હતી, પણ એ વખતે તેઓ સાવ બાળક હતા અને કાદંબરીદેવીએ

પોતાના સાલસ સ્વભાવથી વાત્સલ્યના અજસ્ર સ્રોતથી માવિહોણાં બાળકોને નવરાવી નાખી માતાની ખોટ ભુલાવી દીધી હતી. પણ ભાભીના મૃત્યુસમયે તેઓ ૨૪ વર્ષના જુવાન હતા. દસ વર્ષ સુધી સ્નેહના તાણાવાણામાં આ બંનેનું જીવન ગૂંથાયું હતું એટલે એ આઘાત ભુલાય તેવો નહોતો. આ કરુણ પ્રસંગનો ઉલ્લેખ કરતાં રવિબાબુ લખે છે :

"પણ ચોવીસ વર્ષની ઉંમરે મૃત્યુનો મને જે પરિચય થયો તે કાયમી નીવડ્યો, અને તેના આઘાતો પાછીથી આવતા દરેક શોક-પ્રસંગે આંસુમાં ઉમેરો કરતા ચાલુ જ રહ્યા. જીવનમાં હર્ષ અને શોકના અવિરત પ્રવાહમાં વચ્ચે gaps — 'અવકાશ' — આવે છે તેનો મને ખ્યાલ પણ નહોતો, એથી હું પેલેપાર કંઈ જોઈ શકતો નહોતો અને આ જીવન જ મને સર્વસ્વ લાગતું હતું; પણ એકાએક જ્યારે મૃત્યુ આવ્યું અને તેના બહારથી લાગતા સુંવાળા તાણાવાણામાં ક્ષણમાત્રમાં જ ચીરો પાડ્યો ત્યારે હું સ્તબ્ધ બની ગયો. મારી આસપાસની બધી જ દુનિયા—સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા, વૃક્ષો, વનસ્પતિ વગેરે બધું જ—જેમ ને તેમ સત્યરૂપે હતું અને છતાંયે જે મનુષ્યનું પણ આ બધાં જેટલું સત્ય હતું, અને જે મારે માટે તો જીવનના મનના અને હૃદયના હજારો સંસર્ગ દ્વારા જીવિત હતાં, તે એક ક્ષણ-માત્રમાં સ્વપ્નની પેઠે અલોપ થઈ ગયાં !

"આ આઘાતમાંથી મને જે ભયંકર અંધકાર દેખાયો તેણે મને થોડો વખત રાતદિવસ ખેંચવાનું ચાલુ રાખ્યું. હું વારંવાર એ જગાએ જતો અને જે ગયું તેની જગાએ શું બાકી રહ્યું એ આશ્ચર્યથી જોતો ત્યાં સ્થિરદૃષ્ટિએ ઊભો રહેતો.

"અને છતાં આ અસહ્ય દુઃખમાં મારા મનના અંધકારમય પ્રદેશમાં આનંદના ઝબકારા પ્રકાશનો તણખો એવી રીતે વેરી જતા

કે જેથી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ! જીવન પોતે જ એક બંધિયાર અને સ્થિર ખાનું નથી એ વિચારે જ મારા મનનો ભાર હળવો કરી દીધો. જીવનની નક્કર દીવાલોમાં આપણે કાયમને માટે બંદીવાન બનીને રહેવાનું નથી એ વિચાર અજાણી રીતે મારા મનમાં ઉત્પન્ન થયો અને આનંદની ભરતી ઉપજાવતો ગયો."

મૃત્યુ અને જીવન વિષેના આ મંથનને પરિણામે રવિબાબુ શાંતિ પામ્યા. એમના ચિત્તને ડોળી નાખનાર ઝંઝાવાતસમી ઊર્મિઓ અને લાગણીઓ ધીરે ધીરે શમતી ગઈ. જગત અને જીવનને હવે તે મૃત્યુની ભૂમિકા ઉપરથી જ જોવા લાગ્યા અને વિશ્વનિયંતાની આ રચનામાં—યોજનામાં—તેમને નવું જ સૌંદર્ય જોવા મળ્યું!

આ પહેલા આઘાતને લઈને એ જે માનસિક યંત્રણામાંથી પસાર થયા તેને લઈને માનવ – લાગણીઓ અને માનવ – ઊર્મિઓનો તેમને વધારે ઊંડો પરિચય થયો. ચિત્તવૃત્તિનાં અનેકવિધ પાસાંઓ તેમની આગળ ખુલ્લાં થયાં. પરિણામ એ આવ્યું કે હવે પછીનું સાહિત્ય વધારે ચિંતનશીલ, વધારે વિચારપ્રધાન અને વધારે નક્કર સ્વરૂપ લેતું ગયું.

**હવે** પછીનું રવિબાબુનું જીવન ગંગાના પટની પેઠે વિસ્તરતું જાય છે અને સમુદ્રને મળતાં પહેલાં ગંગા જેમ નાનીમોટી સેંકડો શાખાઓ દ્વારા પાણી અને કાંપ ઘસડી લાવી ડેલ્ટાનો ફળદ્રુપ પ્રદેશ બનાવે છે તેમ રવિબાબુના જીવનમાં અનેક જાતના જુદા જુદા પ્રવાહો વહી એમના વિસ્તૃત જીવનક્ષેત્રને નંદનવનસમું બનાવે છે. ગંગા નદીના સુંદરવન પ્રદેશ જેવા રવિબાબુના આ નંદનવનનું સંપૂર્ણ દર્શન એક જ દષ્ટિમાં ભરી શકાય એમ નથી, એટલે આપણે તો માત્ર તેમાં અહીંતહીં વિહાર કરીને ટુકડે ટુકડે એ સમગ્ર જીવનનો ખ્યાલ લેવો પડશે.

# ૭

# સાહિત્યકાલ

૧૮૮૩થી ૧૯૦૨ સુધીનો કાળ એ રવિબાબુના સાહિત્ય-જીવનનો બીજો તબક્કો હતો. આ કાળ એમના જીવનના સુખી દિવસોનો કાળ ગણી શકાય. યુવાનીમાં પગ મૂકતાંની સાથે જ એમણે લગ્નજીવનની શરૂઆત કરી અને તેઓ ગૃહસ્થ બન્યા. ગૃહસ્થને છાજે એ રીતે સંસારની તમામ ફરજોનું પાલન કર્યું. કવિ હોવા છતાં જાગીરનો વહીવટ સુંદર રીતે કર્યો. રૈયતનાં દિલ જીતી લીધાં. આ જ વર્ષો એવાં હતાં જેમાં તેમણે કુટુંબને માટે અર્થોપાર્જનની પ્રવૃત્તિમાં સક્રિય રસ લીધો હોય. એ પછીનાં વર્ષો એમના જાહેર-જીવનનાં વર્ષો કહેવાય – આશ્રમની દૃષ્ટિએ જોઈએ તો એ વાન-પ્રસ્થાશ્રમનાં વર્ષો ગણાય. આ વર્ષોના જીવનની તથા એમના સંસાર-જીવનની એક ઝાંખી કરી લઈએ એ પહેલાં આ વરસોમાં સાહિત્યના ક્ષેત્રમાં તેમણે શી શી સિદ્ધિઓ મેળવી એના ઉપર એક ઊડતી નજર ફેંકી લઈએ.

અગાઉ જણાવવામાં આવ્યું તેમ રવિબાબુના જીવનનો આ

કાળ નિશ્ચિંતતાનો હતો. મોટા ભાગે ગ્રામ્યપ્રદેશમાં રહેવાને લીધે એમને વખત પણ પુષ્કળ મળતો હતો. એ રીતે સાહિત્યસર્જનને માટે જે અનુકૂળતાઓ જોઈએ એ તમામ અનુકૂળતાઓ તેમને મળી ગઈ હતી. પરિણામે તેમણે નાટકો, નિબંધો, કાવ્યો, સંવાદો, પત્રો, નવલકથા અને નવલિકાઓ, હાસ્યરસિક લેખો, વ્યંગ્યાત્મક સાહિત્ય વગેરે ઢગલાબંધ લખ્યું અને બહાર પાડ્યું. આમાંનું કેટલુંક સાહિત્ય તેમના વિચારગાંભીર્ય, કલ્પનાવૈભવ અને પદ્ધતિની નવીનતાની દૃષ્ટિએ તદ્દન જુદું જ તરી આવે છે. આ જ સમયની કેટલીક કૃતિઓએ તેમને બંગાળના પ્રથમપંક્તિના સાહિત્યકારોની હરોળમાં બેસારી દીધા.

ભાભીના મૃત્યુથી થીજેલી કલમ નવી દૃષ્ટિ પ્રાપ્ત થવાને પરિણામે ફરીને ચાલુ થઈ. મૃત્યુનાં સાક્ષાત્ દર્શન, તેમાંથી ઊઠેલું મંથન અને તેને અંતે પ્રાપ્ત કરેલાં સમાધાન અને શાંતિએ તેમને વધારે ઈશ્વરાભિમુખ બનાવ્યા. આ જ અરસામાં તેમણે અગાઉ વ્રજભાષામાં લખેલાં ભક્તિનાં પદો 'ભાનુસિંહેર પદાવલિ' એ શીર્ષક નીચે પ્રકાશિત કર્યાં, તેમ જ 'શૈશબ સંગીત' નામનો બાળકોનાં ગીતોનો સંગ્રહ પણ પ્રસિદ્ધ કર્યો; અને જે પ્રેમ, વાત્સલ્ય અને ઉદારતાનાં હજાર હજાર સ્મરણો મૂકીને ચાલ્યાં ગયાં હતાં એ ભાભીના દિવંગત આત્માને એમણે આ કાવ્યસંગ્રહો અર્પણ કર્યા. આ સમય દરમિયાન 'કડિ ઓ કોમલ' નામનો ત્રીજો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો. એમાં શૈલી, મિસિસ બ્રાઉનીંગ, અર્નેસ્ટ માયર્સ, વિક્ટર હ્યુગો જેવાં પાશ્ચાત્ય કવિઓનાં સારાં સારાં કાવ્યોને બંગાળીમાં ઉતારવામાં આવ્યાં હતાં.

લગ્ન પછી બે–અઢી વર્ષે રવિબાબુ પિતા બન્યા. એ વખતે મૃણાલિનીદેવી બહુ જ નાનાં હતાં. આટલી નાની ઉંમરે તે બાળકના ઉછેરનું કામ બરાબર નહિ કરી શકે એમ લાગવાથી તેની ધાત્રીનું કામ રવિબાબુએ પોતે જ કર્યું હતું. આ પ્રસંગની એમના મન ઉપર

ઘણી જ અસર થઈ હોવી જોઈએ, કારણ કે એ પછી થોડા વખતમાં તેમણે ‘ હિંદુલગ્નનો આદર્શ ’ એ વિષય ઉપર જે નિબંધ લખ્યો તેમાં બાળલગ્નની પ્રથાને વખોડી નાખવામાં આવી હતી. આ જ વરસમાં બહાર પડેલા ‘ ચિઠ્ઠીપત્ર ’ નામના પુસ્તકમાં જુનવાણી દાદા અને વર્તમાનયુગે રંગાયેલા જુવાન પૌત્ર વચ્ચેની કાલ્પનિક પત્રમાળા આપવામાં આવી હતી.

૧૮૮૮માં રવિબાબુ એકાંતવાસ ગાળવા માટે યુક્તપ્રાંતમાં આવેલા ગાઝીપુર શહેરમાં ગયા. અહીં તેમણે ‘ માનસી ’ નામનો એક કાવ્યસંગ્રહ તૈયાર કર્યો. ‘માનસી’નાં કાવ્યો અગાઉ પ્રસિદ્ધ થઈ ગયેલાં કાવ્યો કરતાં અનેક રીતે જુદાં તરી આવે તેવાં હતાં. એ કાવ્યો એમના વિચારોનું ઊંડાણ અને ગાંભીર્ય પ્રગટ કરતાં હતાં. વસ્તુ તેમ જ એ રજૂ કરવાની રીતમાં પણ નવીનતા હતી.

ગાઝીપુરમાં થોડા વખત રહ્યા પછી તેમણે જુવાનીમાં એક વખત સેવેલા સ્વપ્નને પાર પાડવાનો – ગ્રાંડટ્રંક રોડને રસ્તે થઈને પેશાવર સુધી પ્રવાસ કરવાનો–વિચાર કર્યો, અને એ માટે તૈયારી ચાલતી હતી ત્યાં જ પિતાની આજ્ઞા મળી: પદ્માનદીને તીરે આવેલી જાગીર સંભાળવાની. કલ્પનામાં વિહરનારા કવિને જમીનદારીનું રૂપિયા – આના – પાઈવાળું કામ ન ગમે એ સ્વાભાવિક છે પણ કલ્પનાના જીવન સાથે જ વ્યવહારુ જીવનની તાલીમ રવિબાબુ એ જ પિતાને હાથે પામ્યા હતા. વળી બંગાળના જીવતા કાવ્યસમી પદ્માનદીનો રળિયામણો કિનારો અને રંગભૂમિના પડદા જેવાં નિસર્ગનાં સુંદર દશ્યો તેમને બોલાવતાં હતાં. બંગાળના લોકો, તેમનું સાદું જીવન અને સાદાં ગીતો તેમને સાદ પાડી રહ્યાં હતાં, એટલે રવિબાબુએ પિતાની આજ્ઞા માથે ચડાવી જમીનદારીના વહીવટનું કામ સંભાળ્યું.

આ કાળ એમના જીવનનો સુખીમાં સુખી કાળ હતો. ભવિષ્યમાં ગ્રામસેવા અને કેળવણીનું જે કામ તેમને હાથે થવાનું હતું તેની પૂર્વતૈયારી કરવા માટે જ કેમ જાણે ઈશ્વરીય યોજના હોય તેમ તે અહીં આવ્યા. પદ્માને કિનારે જીવનની સાધના શરૂ થઈ. પદ્માનો વિસ્તૃત પટ તેમને માતાના ખોળાસમો લાગતો હતો. વિશાળ ખુલ્લું આકાશ અને ખુલ્લાં ખેતરો, છૂટાંછવાયાં ગ્રામવાસીઓનાં ઝૂંપડાં અને હોડીઓનો પ્રવાસ–આ કાવ્યમય વાતાવરણ કવિને ખૂબ ગમી ગયું. અહીંનાં નાનાં નાનાં ગામડાંઓ, જ્યાં ભારતની સંસ્કૃતિનો પ્રાણ ધબકતો હતો, તેનો જીવન્ત સ્પર્શ થયો. ગ્રામવાસીઓનાં જીવનનો, તેમનાં સુખદુઃખનો, તેમનાં સ્વપ્નોનો, તેમની આશા અને અભિલાષાઓનો, તેમના કૌટુંબિક અને સામાજિક પ્રશ્નોનો, તેમની રોજેરોજની હાડમારીઓનો પ્રત્યક્ષસંસર્ગ તેમને અહીં જ થયો. અહીં જ તેઓ ગ્રામવાસીઓના સાચા સંસર્ગમાં આવ્યા. અહીં જ તેઓ તેમનાં અંતરની વાત જાણી શકયા. આ પદ્માનદીને અને આ ગ્રામ્ય-પ્રદેશને તેમણે પોતાની કેટલીયે વાર્તાઓમાં ચિરંજીવ બનાવી દીધાં છે.

કાવ્યમય પ્રદેશ, પુષ્કળ આરામ અને અવકાશ અને બધા જ પ્રકારની સગવડને લઈને એમનાં બુદ્ધિ અને મન અને હૃદયની શક્તિઓ અને લાગણીઓએ જે મોકળાશ અનુભવી તેને પરિણામે જે ઉચ્ચ કોટિનું સાહિત્ય સર્જાયું તેણે તેનો કીર્તિધ્વજ સમસ્ત બંગાળમાં ફરકતો કર્યો. ‘ રાજા ઓ રાણી ’ અને ‘ વિસર્જન ’ જેવાં નાટકોએ તેમને બંગાળી નાટ્યકારોના પ્રમુખસ્થાને મૂકી દીધા. જોડાસાકુના નિવાસસ્થાને ‘ વિસર્જન ’ જ્યારે પહેલવહેલું ભજવાયું ત્યારે તેના મુખ્ય પાત્ર –‘ રઘુપતિ ’–તરીકે રવિબાબુ પોતે જ રંગભૂમિ ઉપર આવ્યા હતા. આ જ વર્ષમાં – એટલે ૧૯૯૦ માં – ઉનાળાના થોડા દિવસો એમણે શાન્તિનિકેતનના આશ્રમમાં ગાળ્યા અને વર્ષાઋતુ શરૂ થાય એ પહેલાં કાલિદાસના ‘ મેઘદૂત ’ને બંગાળીમાં

ઉતાર્યું. એ પછી મોટાભાઈ સત્યેન્દ્રનાથ તથા લોકેન પાલિત સાથે ત્રણચાર મહિના યુરોપમાં ફરી આવ્યા. તેનું પરિણામ તે ‘ યુરોપ જાત્રાર ડાયરી ’. યુરોપથી પાછા ફર્યા પછી તેમણે ‘ સાધના ’ નામનું એક બીજું બંગાલી માસિક શરૂ કર્યું અને તેમાં પુષ્કળ કાવ્યો, વાર્તાઓ, નિબંધો, નાટિકાઓ વગેરે લખ્યાં. ૧૮૯૨માં એકત્રીસ વર્ષની ઉંમરે ‘ ચિત્રાંગદા ’ નામનું જે ગીત–નાટક લખ્યું તે એમના એ વખતના સાહિત્યમંદિરનું ઊંચામાં ઊંચું શિખર હતું.

આ પછીનાં પાંચ વર્ષોમાં ‘ સોનાર તરી ’ નામનો કાવ્ય–સંગ્રહ, ‘ વિદાય અભિષાપ ’ નામનું ગીત – નાટક તથા ‘ ક્ષુધિત પાષાણ ’ નામનો વાર્તાસંગ્રહ અને ‘ પંચભૂતેર ડાયરી ’ નામનો વિચારપ્રધાન સંવાદસંગ્રહ એમણે બહાર પાડચો. તેમનું આ છેલ્લું પુસ્તક સાહિત્યમાં એક નવીન ભાત પાડે છે. આ સંવાદો રવિબાબુ કેવા જબરદસ્ત સંભાષણકર્તા છે તેનો કંઈક ખ્યાલ આપે છે. જગત-સાહિત્યમાં આ સંવાદો ઘણું ઊંચું સ્થાન ધરાવે છે. આ પુસ્તક વિષે પ્રમથનાથ ચૌધરી નામના બંગાળી વિદ્વાન તો ત્યાં સુધી કહે છે: ‘ વિશ્વસાહિત્યમાં આ સંવાદો જોડે ઊભા રહી શકે એવા સંવાદો માત્ર પ્લેટોના જ છે. ’

૧૮૯૬માં ‘ ચિત્રા ’, ‘ નદી ’, ‘ ચૈતાલિ ’, ‘ જીવનદેવતા ’ વગેરે કાવ્યસંગ્રહો તથા ‘ માલિની ’ નામનું ગીતનાટચ બહાર પડચાં.

૧૮૯૭માં ‘ વૈકુંઠેર ખાતા ’ નામનું હાસ્યભરપૂર નાટક એમણે રચ્યું અને તેને ભજવવામાં આવ્યું. મુખ્ય પાત્ર ‘ કેદાર’નો પાઠ રવિબાબુએ ભજવ્યો હતો. એ પછીનાં ત્રણચાર વર્ષોમાં તેમણે કેટલાંયે નિબંધો, વાર્તાઓ અને ગીતો લખ્યાં. તેમાં જગદીશચંદ્ર બોઝને અર્પણ કરેલું ‘ કથા ઓ કાહિની ’ ઉલ્લેખનીય છે. આ પુસ્તક ગુજરાતીમાં શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ‘ કુરબાનીની કથાઓ’ના નામે ઉતાર્યું છે. આ ઉપરાંત ‘ ક્ષનિકા ’ – જેનાં કેટલાંક કાવ્યો અંગ્રેજી ‘ગાર્ડનર’માં ઊતર્યાં

છે તે અને ‘ ચિરકુમાર સભા ’ એટલે કે ‘ અપરિણીત – મંડળ ’ નામનું હાસ્યરસનું પુસ્તક લખ્યું.

આમ રવિબાબુના સાહિત્યકાળનો બીજો તબક્કો પૂરો થાય છે. આમ સાહિત્ય અને કવિતા જેની જીવનયાત્રાના આરંભથી જ વફાદાર સાથી તરીકે સાથે રહ્યાં હતાં તે રવિબાબુની ઉમર અને જ્ઞાનના વધવાની સાથે જ વધતાં ગયાં – પણ એ તો એમના સમગ્ર જીવનનું, ભલે ને પ્રધાન અંગ છતાંય, એક જ અંગ હતું.

પદ્માનદીને કિનારે ગ્રામવાસીઓ સાથે પ્રેમ અને મૈત્રીભર્યું જીવન જીવ્યા પછી એમને જે જ્ઞાન મળ્યું તેના ઉપર ચિંતન ચાલતું હતું. બંગાળનાં ગામડાંની સમસ્યા અને ઉકેલ એ હિંદનાં ગામડાંની સમસ્યા અને ઉકેલ હતો એવું રવિબાબુને ભાન થયું. ત્યારથી એમનો આત્મા માત્ર કાવ્ય અને સાહિત્યની રચનાથી સંતોષ પામતો નહોતો પણ કંઈક નક્કર વસ્તુને ઝંખતો હતો—એવી નક્કર વસ્તુ જેથી કરીને લાખો ગરીબોનાં જીવનમાં ફેરફાર થાય, ભારતવર્ષની પદદલિત પ્રજા ફરીને બેઠી થાય. તેઓ એવું કંઈક કામ કરવા માગતા હતા જેથી કરોડો ભારતવાસીઓની ભૌતિક ગરીબાઈની સાથે તેમનાં મનની ગરીબી દૂર થાય. આ માટે લોકોને કેળવવા જોઈએ, ભલે નાના પણ નક્કર પાયા ઉપર એનું ચણતર થવું જોઈએ એમ તેમને લાગતું હતું. અત્યાર સુધીનો ગ્રામજીવનનો વસવાટ એટલા માટે જ કેમ હોય તેમ તેમને ગામડાંઓના પ્રશ્નોની ઠીક ઠીક માહિતી અને અનુભવ મળ્યાં હતાં. પરિણામે ૧૯૦૦ની સાલમાં તેમણે જીવનના એક નવા, છતાંયે ચિરપરિચિત, ક્ષેત્રમાં—કેળવણીના ક્ષેત્રમાં – પગ મૂક્યો. પણ રવિબાબુને એક કેળવણીકાર શિક્ષકના રૂપમાં જોઈએ એ પહેલાં તેના સંસારજીવનમાં અને રાજકીય જીવનમાં એક ડોકિયું કરી લઈએ.

# ૮

# સંસારજીવન

**હજારો** પાનાંઓ લખી બંગાળી સાહિત્યના સીમાડા છલકાવી દેનાર રવિબાબુએ પોતાના અંગત જીવન ઉપર એક અક્ષર પણ નથી લખ્યો એ કંઈ જેવી તેવી વાત નથી. જો કે ઈશ્વરની અનંત શક્તિ સાથે પોતાની જીવનવીણાના તાર જોડી દેનાર અને વિશ્વની સેવામાં જ પોતાના જીવનની સાર્થકતા માનનાર મહાપુરુષને અંગત જીવનની બાબતો વિષે વાતો કરવાનું નિરર્થક લાગે, છતાંયે જગત તો એમના જીવનનું આ પાસું જોવા વધારે ઉત્સુક હોય છે. એમની વિરાટ અને ગગનગામી શક્તિઓને તે માથું નમાવે છે, છતાં એમને પ્રિય તો છે એની માનવસહજ શક્તિઓ. વિભૂતિને તે વંદન કરે છે, પણ તેને જોવું છે માનવહૃદય. શ્રીકૃષ્ણ અને રામ જેવા લોકોત્તર પુરુષો જનતાના ત્યારે જ થયા જ્યારે એ મનુષ્ય થઈને મનુષ્ય વચ્ચે રહ્યા.

આમ રવિબાબુની અસાધારણ શક્તિઓ અને ઉચ્ચ ગુણો કરતાંયે લોકોને એમની જીવનસરિતાનો સામાન્ય પ્રવાહ શો હતો તે જાણવાની વધારે ઈચ્છા થાય. તેઓ કેમ ખાતા હશે, કેમ પીતા

હશે, ક્યાં સૂતા હશે, કુટુંબનાં માણસો સાથે કેમ વર્તતા હશે, તેમનાં સુખદુ:ખ અને હર્ષશોકની લાગણીઓ સામાન્ય માણસ જેવી જ હશે કે કંઈ જુદી હશે–એ બધું જાણવાની સહેજે ઇચ્છા થાય. પણ ઉપર જણાવ્યું તેમ રવિબાબુએ તો એમના જીવનના આ પાસા ઉપર પડદો જ લગાવી દીધો છે. અને જો એમની નજીકમાં રહેલાં ટાગોર–કુટુંબનાં જ એક વિદુષી સન્નારી શ્રી. હેમલતાદેવીએ આ વિષય ઉપર પ્રકાશ ન પાડ્યો હોત તો રવિબાબુના ગૃહજીવન વિષે આપણને જે થોડુંઘણું જાણવા મળે છે તે પણ ન મળ્યું હોત. જે હકીકતો અહીં રજૂ કરવામાં આવી છે તે એમને જ આભારી છે.

રવિબાબુનું લગ્ન થયું ત્યારે તેની ઉંમર બાવીસ વર્ષની હતી એ વાત એટલી આશ્ચર્યજનક નથી લાગતી, પણ તેમનું લગ્ન, યુવતી તો શું, કુમારી પણ ભાગ્યે જ કહી શકાય એવી, દસ વર્ષની કિશોરી બાળા સાથે થયું એ હકીકત જાણવા મળે છે ત્યારે આશ્ચર્ય થયા વગર રહેતું જ નથી. પ્રથમ તો એ વાત જ માનવામાં આવતી નથી કે મહર્ષિ દેવેન્દ્રનાથ જેવા સુધારક બ્રહ્મોસમાજીને ત્યાં બાળલગ્ન જેવી વસ્તુ હોઈ શકે, પણ એ વખતની સામાજિક સ્થિતિ આજના કરતાં તદ્દન જુદી જ હતી. આજે જે વસ્તુ આપણને પહેલી જ નજરે બેહૂદી, નકામી અને નુકસાનકારક લાગે છે તેટલી એ વખતે નહિ લાગતી હોય એમ આ દૃષ્ટાન્ત ઉપરથી લાગે છે. બાળલગ્નની ભયંકરતા આજે જેટલી સમજાઈ છે તેટલી નહિ સમજાઈ હોય, અથવા સમજાયા છતાં એ વખતનાં સામાજિક બળો વધારે બળવાન હોવાં જોઈએ, કારણ કે રવિબાબુએ પણ પોતાની પુત્રીઓનાં અગિયાર અને ચૌદ વર્ષની ઉંમરે લગ્ન કરેલાં તેનો ખુલાસો ઉપરનાં કારણો સિવાય બીજો કંઈ જાણવા મળતો નથી. સામાજિક રીતરિવાજો અને સામાજિક માન્યતાની જબરદસ્ત વ્યક્તિઓ ઉપર પણ એ કાળે કેટલી પ્રબળ અસર હતી તે આપણને જાણવા મળે છે અને એ યુગને





# નવપરિણીત

કવિવર અને મૃણાલિની દેવી



• કવિવરના ધર્મપત્ની મૃણાલિની દેવી •

આજના વર્તમાનયુગ સાથે સરખાવવા જતાં આપણો દેશ પ્રગતિ તરફ જઈ રહ્યો છે તેનું સહેજે ભાન થાય છે. ગમે તેમ તોયે આ બાળલગ્નની બૂરી અસર વ્યક્તિ અને સમાજ ઉપર અચૂક રીતે થાય જ છે. કવિપત્ની મૃણાલિનીદેવી દસ વર્ષની ઉંમરે ગૃહિણી થયાં અને તેર વર્ષની ઉંમરે માતા થયાં અને ઓગણત્રીસ વર્ષની યુવાન વયમાં જ રવિબાબુના સંસારને સૂનો કરી ચાલ્યાં ગયાં એમના આ અકાળ મૃત્યુ પાછળનું દેખીતું કારણ બાળલગ્નની આ ભયંકર પ્રથા સિવાય બીજું શું હોઈ શકે ?

રવિબાબુનું ગૃહજીવન–સંસારજીવન–એકંદરે સુખી હતું. મૃણાલિનીદેવી બંગાળની વહુનો – હિંદુ સ્ત્રીનો, પતિપરાયણ નારીનો – એક સુંદર નમૂનો હતાં. શ્રીમંત કુટુંબમાંથી આવ્યાં છતાં તેનામાં લેશમાત્ર અભિમાન, ઘમંડ કે ઉછાંછળાપણું નહોતું. પતિની તેમ જ ઘરનાં માણસોની સેવા કરવી એ જ એમના જીવનનો મોટામાં મોટો આનંદ હતો. કુટુંબના સુખમાં જ એ પોતાનું સુખ જોતાં. એમના મિલનસાર અને મધુર સ્વભાવે રવિબાબુના સંસારને રળિયામણો બનાવી દીધો હતો.

મૃણાલિનીદેવી સ્વભાવથી જ સાદાં હતાં. વધારેપડતાં કપડાંના કે ઘરેણાંના ઠાઠમાઠ કરવા એમને ગમતા નહિ. ઊંચા કુળની દીકરી અને ઊંચા કુળની વહુ હોવા છતાં તે સાદાં કપડાં પહેરવાનું જ પસંદ કરતાં હતાં. રવિબાબુના ઉચ્ચ વિચારો અને સાદું જીવન જીવવાની ભાવનાએ એમની આ સાદાઈને વધુ ઓપ આપ્યો અને પોતે પહેલાં હતાં એથીયે વિશેષ સાદાં બનીને રહ્યાં. રવિબાબુના ઉન્નત વિચારો અને ભાવનાઓનો પ્રભાવ એમના ઘર ઉપર પણ ન પડે એ શી રીતે બને ? એ વખતે રવિબાબુ ઘરની સ્ત્રીઓને બહારનાં ભપકા અને કપડાં – ઘરેણાં તથા બીજી ફેશનેબલ ચીજોનો ઠઠારો કરતાં અટકાવતા હતા. કૃત્રિમ ઉપાયો દ્વારા સુંદર દેખાવાના સ્ત્રીઓના પ્રયત્નને તેઓ ધિક્કારતા અને કહેતા, 'અસભ્ય દેશનાં માણસોમાં જ પોતાનાં મુખ

રંગવાનો રિવાજ કે ટેવ હોય છે. મુખ ઉપર રંગ લગાવી શું સ્ત્રીઓ પોતાને અસભ્ય દેશની નિવાસિની તરીકે ઓળખાવવા માગે છે ?'

એક દિવસ કુટુંબની બીજી સ્ત્રીઓએ મૃણાલિનીદેવીના કાનમાં પરાણે એરિંગ–લટકણિયાં–પહેરાવ્યાં, એટલામાં રવિબાબુ એ ઓરડામાં આવી પહોંચ્યા. એ આવતાંજ મૃણાલિનીદેવી શરમનાં માર્યાં લાલ-ચોળ થઈ ગયાં અને પોતાના બન્ને હાથ કાન ઉપર ઢાંકી દીધા. ઘરની બીજી સ્ત્રીઓએ ખૂબ ખેંચતાણ કરીને તેમના હાથ ત્યાંથી ખસેડવાની મહેનત લીધી, પણ વ્યર્થ !

આમ જો કે પોતાના જીવનમાં સાદાઈ ગ્રહણ કરી હતી, તોપણ પોતાના પતિ તથા બાળકો સુધી એ નિયમનો અમલ કરવાનું તેમને રુચતું નહિ. નવા નવા અને કીમતી પોશાક પહેરાવવાનો તેમને ભારે શોખ હતો. તે અત્યંત ઉત્સાહથી પોતાનાં બાળકોને જ્યારે આવાં કપડાં પહેરાવતાં ત્યારે રવિબાબુ ક્યારેક ક્યારેક તેમને સમજાવતા :

"અમીરીથી જ બાળકો સાચાં મનુષ્ય બનતાં નથી. એથી તો ઊલટી દોષની માત્રા ખૂબ વધી જાય છે. તારાં બાળકો કઈ રીતે સારાં અને સાચાં મનુષ્ય બની શકે એનો જ હું તો વિચાર કરું છું અને એ માટે પ્રયત્ન પણ કરું છું." આ બધું સાંભળીને મૃણાલિનીદેવી રાજી થતાં. પોતાના પતિના આવા ઉમદા વિચારો જોઈ તેઓ ગર્વ અનુ-ભવતાં, છતાં સ્ત્રીસહજ સ્વભાવ પ્રમાણે પોતાનાં બાળકોને સારાં સારાં અને ઊંચાં કપડાં પહેરાવવાની ઈચ્છા એમના મનમાં સદાય ગુપ્ત રીતે રહ્યા કરતી અને ક્યારેક વાતોમાં એ પ્રકટ પણ થઈ જતી.

એક વખત રવિબાબુના જન્મદિવસે મૃણાલિનીદેવીએ એ શુભ પ્રસંગે પતિને પહેરાવવા માટે ઘણી જ શ્રદ્ધાપૂર્વક ખાસ સોનાનાં બટન તૈયાર કરાવ્યાં. એ જોઈ રવિબાબુએ કહ્યું: 'છિઃ છિઃ પુરુષ તે વળી કદી સોનું પહેરતા હશે, કેવી શરમની વાત છે ! તમારા લોકોની

રુચિ પણ કેવી વિચિત્ર છે!' આ સાંભળીને મૃણાલિનીદેવીએ બટન ભંગાવી નંખાવ્યાં.

એ વખતની એક બીજી ઉલ્લેખનીય ઘટના છે. રવિબાબુની એક કન્યાને સાસરે જવાનું થયું. રવિબાબુએ તેને સાધારણ કપડાં-લત્તાં વગેરે આપી વિદાય આપી. સગાંવહાલાંઓ આ જોઈ કહેવા લાગ્યાં, 'આ રીતે સાવ સાધારણ વેષભૂષામાં દીકરીને સાસરે મોકલતાં અમે તો શરમનાં માર્યાં મરી જઈએ છીએ.' એ સાંભળી રવિબાબુ બોલી ઊઠ્યા, 'આ સાદા પોશાકમાં કન્યા જો સ્નેહ અને સન્માન ન મેળવતી હોય તો એવા સ્નેહ અને આદરની કાંઈ જરૂર નથી. કપડાંલત્તાં જ જ્યાં માન અને આદરની લાયકાતનું પ્રમાણ ગણાતું હોય, એવાં માન અને આદર ન મેળવવામાં જ માલ છે! એને દૂરથી જ નમસ્કાર કરવામાં જ આપણું હિત છે.'

મૃણાલિનીદેવી રસોઈ કરવામાં બહુ જ કુશળ હતાં. તેઓ જાતજાતની વાનીઓ બનાવી જાણતાં. એમના હાથની મીઠાઈ એકવાર ખાનાર માણસ એનો સ્વાદ કદી ભૂલતો નહિ. નાટોરના સ્વર્ગસ્થ મહારાજા જગદિન્દ્રનાથ રોય મૃણાલિનીદેવીના હાથના માલપૂઆ ખાવા અવારનવાર આવતા અને તેની ખૂબ પ્રશંસા કરતા.

નવી નવી વાનીઓ બનાવવામાં તેમ જ એ માટેની વિવિધ પદ્ધતિઓ શોધી કાઢવામાં રવિબાબુ પણ એટલા જ કુશળ હતા. પત્નીની કુશળતા અને નિપુણતાએ રવિબાબુના આ શોખને વધારી દીધો હતો. કેટલીયે વાર રસોડામાં આવી નવી નવી રીતો એ બતાવી જતા હતા, એટલું જ નહિ પણ નવા મસાલાઓ તૈયાર કરી નવી પદ્ધતિથી રસોઈ કરવાનું તે પોતાનાં પત્નીને શીખવતા. કોઈ કોઈવાર પત્નીની મીઠી મશ્કરી કરી તેમને ચીડવતા: 'જોયું! મૂળ તો આ કામ તારું જ છતાં તને જ મેં કેવું શિખવાડી દીધું!' મૃણાલિની-

દેવી બનાવટી ગુસ્સો કરીને કહેતાં, 'તમને કોણ પહોંચી શક્યું છે? તમે તો બધા વિષયના આચાર્ય રહ્યા!'

ખાવાપીવાની બાબતમાં પણ રવિબાબુ ખૂબ ગડબડ કરતા. કોઈવાર એટલું થોડું ખાય કે ઘરનાં બધાં માણસો એની ચિંતા કરતાં, તો કોઈવાર અનાજ સાવ છોડી દઈ ભીંજવેલા ચણા કે મગની દાળ તથા ભૂંજેલી શીંગ ખાઈ દિવસ વિતાવી દેતા. રવિબાબુ નાનપણથી જ સ્વતંત્ર મિજાજના હતા. પોતાના પગલા ઉપર બીજા શું કહેશે તેની લેશમાત્ર એ પરવા કરતા નહિ. જન્મથી જ શરીર મજબૂત હોવાને કારણે તેમ જ જુવાનીનું જોશ હોવાને લીધે એમનું ખડતલ શરીર આ બધા અત્યાચારો સહન કરી શકતું હતું. પણ ઘરનાં માણસોને થતું કે કલ્પનાજગતમાં વિહરનારા કવિ સ્વલ્પાહારથી પોતાના શરીરને ઘસી રહ્યા છે. રવિબાબુ શરીરને ઉપયોગી ખોરાકને બદલે મનને ઉપયોગી ખોરાક શોધી રહ્યા છે એ વાતની કોને ખબર પડે! કદી હેમલતાદેવી મૃણાલિનીદેવીને કહેતાં, 'માજી, શ્વસુરજીને કહો ને કે તે કાંઈક પૌષ્ટિક પદાર્થનું સેવન કરે!' ત્યારે મૃણાલિનીદેવી કહેતાં, 'તને તો ખબર છે કે કહેવાથી તો ઊલટી જીદ વધશે. નહિ ખાવાથી નબળા પડશે, દાદર ચડતાંજ ચક્કર આવશે, ત્યારે એની મેળે ખબર પડશે. કોઈની શિખામણની વાત એ થોડી સાંભળે છે?'

રવિબાબુ ઘણાં વર્ષથી નિરામિષાહારી હતા, છતાં સંજોગવશાત્ ક્યારેક ક્યારેક પતિસર જવું પડતું ત્યારે મચ્છી ખાઈ લેતા. રવિબાબુની સાસુ એ વખતે જેસોર જિલ્લામાં આવેલા પોતાના ગામ ફૂલતલ્લા છોડીને પતિસર આવ્યાં હતાં. સાસુ પોતાના હાથે મચ્છી બનાવીને થાળીમાં પીરસતાં તો રવિબાબુ ના પાડી શકતા નહિ. કન્યા ન રહી એટલે એ મનમાં દુ:ખી થતાં હશે એમ સમજી રવિબાબુ પોતાની ઈચ્છાને જતી કરી એમને સંતોષ આપવાનો પ્રયત્ન કરતા. સાથે આવેલો નોકર ઘેર આવીને બધી વાત કહી દેતો ને કહેતો, "અહીં તો બાબુજી

ખાવાપીવામાં કેટલીય ગડબડ કરે છે, પણ ત્યાં તો જે આપતાં તે ચુપચુપ ખાઈ જતા. સાસુ છે ને !" રવિબાબુના ઘરમાં નોકરચાકર પણ એટલા કુટુંબીજન જેવા બની જતા કે આવી વાતો સહજ રીતે તેઓ કરતા. રવિબાબુ કદી બાહ્ય દાબ રાખતા નહિ, ડરીને નોકર કામ કરે એવું તે કદી પસંદ કરતા નહિ.

રવિબાબુ સામાન્ય લોકોનાં જીવનમાં ઓતપ્રોત થઈ જવા ભરપૂર કોશિશ કરતા. ગરીબમાં ગરીબ માણસનાં સુખદુઃખમાં ભાગ લેવા માટે તેઓ પ્રયત્ન કરતા અને જ્યારે એમ કરી શકતા નહિ ત્યારે મનમાં ખૂબ દુઃખી થતા અને ખેદ પ્રગટ કરતા. બોલપુરમાં તેમણે શાળા શરૂ કરી ત્યારે વિદ્યાર્થીઓની સાથે રહેવાના વિચારથી તેઓ અત્યારે જે પુસ્તકાલયનું મકાન છે ત્યાં રહેતા અને વિદ્યાર્થીઓ સાથે જ ભોજન કરતા.

મુસાફરીમાં રવિબાબુ અને મૃણાલિનીદેવી વચ્ચે એક બાબત ઉપર મતભેદ ઊભો જ હોય. રવિબાબુની ઇચ્છા ઓછામાં ઓછો સામાન સાથે રાખવાની હોય જ્યારે મૃણાલિનીદેવી જરૂરી કેટલીયે વસ્તુઓ સાથે રાખવાનો આગ્રહ કરે. રવિબાબુની વાત કેમેય કરીને તેમને ગળે ઊતરે જ નહિ. તેની વાત સાંભળી ન સાંભળી કરીને મૃણાલિનીદેવી એ ન જાણે એ રીતે કેટલીય વસ્તુઓ સાથે લઈ લેતાં અને કહેતાં, "જુઓ તો ભલા ! આવા માણસની સાથે રહીને ઘર કેમ ચલાવવું ? ત્યાં જશે એટલે મહેમાનો દરોડો પાડશે. તેમનો આદરસત્કાર કરવો એ કંઈ બચ્ચાના ખેલ નથી ! ત્યાં ગયા પછી તો 'આ લાવો ને તે લાવો'ના હુકમો છૂટશે. 'માલપૂઆ ને મીઠાઈ બનાવો, સિંઘાડા કચોડી ને જાતજાતનાં ફરસાણ બનાવો.' એકેય ચીજ વગર તો ચાલવાનું નહિ ને અત્યારે કહે છે, 'બધું છોડી દો.' સાથે સામાન લીધા વિના આ બધી વસ્તુઓ કેવી રીતે તયાર થશે એ બધું તેમને કોણ સમજાવે ?"

રવિબાબુને મુખે, 'જવા દો છોડી દો.' એવી વાત સાંભળીને મૃણાલિનીદેવી બોલી ઊઠતાં, "બાળબચ્ચાંની લીલી વાડી સાથે રાખીને ફકીર બનવું નહિ ચાલે." આ બધું છતાં મૃણાલિનીદેવીને રવિબાબુ પ્રત્યે પુષ્કળ પ્રેમ અને ભક્તિ હતાં. કવિ પોતાના આદર્શમાં તણાઈ જઈને કઈ પળે પોતાને નુકસાન કરી બેસશે એની બીક મૃણાલિનીદેવીને હમેશાં રહ્યા કરતી.

એમના ઓગણીસ વર્ષના સંસારજીવનમાં રવિબાબુ પાંચ સંતાનના પિતા થયા. તેમાંથી આજે રથીન્દ્રનાથ અને મીરાં બે જ બાકી છે. એમની ઉંમર અત્યારે બાવન અને અડતાલીસ વર્ષની છે. રથીબાબુ હાલમાં શાંતિનિકેતનમાં પિતાનું અધૂરું રહેલું કામ પૂરું કરવામાં લાગી ગયા છે. રવિબાબુનાં એક પૌત્રી અને હેમલતાદેવીની પુત્રી નંદિતા એ જ એમની વંશવેલીનું છેલ્લું ફૂલ છે.

રવિબાબુના સંતાનસ્નેહને કોઈ મર્યાદા નહોતી. પોતાની પ્રથમ પુત્રીના જન્મ વખતે રવિબાબુએ કેટલા પ્રેમથી–કેટલા જતનથી તેનું પાલનપોષણ કર્યું હતું તેનો ઉલ્લેખ આવી ગયો છે. આમ છતાં પોતાનાં સંતાનોને એણે ખોટાં લાડ કદી લડાવ્યાં નથી. તેઓ સાચાં મનુષ્ય કેમ બને, સાદાઈથી રહીને પોતાની અંદર મનુષ્યત્વના ઉચ્ચમાં ઉચ્ચ ગુણોનો વિકાસ કેમ કરે, એ જ તેમની ચિંતાનો વિષય હતો.

સંતાન પ્રત્યેનો એમનો અસીમ પ્રેમ દર્શાવતી એક ઉલ્લેખનીય ઘટના આ રહી : ૧૯૦૩માં રવિબાબુની તેર વર્ષની પુત્રી રેણુકા આલમોડામાં જ્યારે માંદગીને બિછાને પડી હતી ત્યારે બધાં કામ પડતાં મૂકીને રવિબાબુ આલમોડા ગયા અને તેની સેવા–શુશ્રૂષા જાતે જ કરવા લાગ્યા. એ સમય દરમિયાન નાના પુત્ર સમીન્દ્રનું મન બહેલાવવા 'શિશુ' નામનો બાળગીતોનો સંગ્રહ રચ્યો. થોડા વખત પછી રેણુકાની તબિયત સારી જણાતાં એ શાંતિનિકેતન પાછા ફર્યા, પણ ત્યાં તો ફરીને આલમોડાથી રેણુકાની ગંભીર તબિયતનો તાર

આવ્યો અને ફરી એ આલમોડા દોડી ગયા. કાઠગોદામ ટરમિનસ સુધી પહોંચ્યા પછી ગાડારસ્તે જવાનું હતું. પણ તે દિવસે એક પણ વાહન ન મળતાં તુરત જ રવિબાબુ પગે ચાલીને પહોંચ્યા અને રેણુકાને ત્યાંથી પોતાની સાથે લઈ ઘેર આવ્યા. ખૂબ કાળજીભરી સેવાચાકરી કર્યા છતાં રેણુકા ૭ મહિના પછી તેની માતાની પછવાડે ચાલી ગઈ.

રવીન્દ્રનાથ જેવા આદર્શ પિતા હતા એવા જ પ્રેમાળ પતિ હતા. આ સંબંધમાં એમના અત્યંત નિકટના મિત્ર અને 'મોડર્ન રિવ્યુ'ના તંત્રી શ્રી. રામાનંદ ચેટરજી લખે છે: 'હેમલતાદેવીએ કવિ દ્વારા પત્નીની કરાયેલી સેવાનું જે પવિત્ર ચિત્ર દોર્યું છે તે રવીન્દ્રનાથ મહાપુરુષ ન હોત તોપણ માત્ર એટલા માટે જગત્જનોના ચિર–આરાધ્ય બની જાત. આ રહ્યું એ પવિત્ર ચિત્ર:

"સ્વામીની સેવા મેળવવી એ કેટલું મોટું સૌભાગ્ય છે તેને સાધ્વી નારી જ સમજી શકે. પોતાની પત્નીના જીવનના છેલ્લા દિવસોમાં કવિનો પ્રેમ તેના પ્રત્યે ખૂબ વધી ગયો હતો.

"મૃત્યુશય્યા પર કવિએ પોતાના હાથથી તેની જે સેવા કરેલી તેની છાપ કુટુંબની દરેક વ્યક્તિ ઉપર આજ સુધી એવી જ તાજી રહી છે. લગભગ બે મહિના સુધી કવિ–પત્ની બીમાર રહ્યાં. પૈસા લઈને શુશ્રૂષા કરનાર નર્સો ઉપર કવિએ તેની શુશ્રૂષાનો ભાર એક દિવસ માટે પણ નાખ્યો નહોતો.

"એ વખતે હિંદમાં વીજળીના પંખા નહોતા આવ્યા. કવિ હાથમાં પંખો લઈને દિવસ આખો અને રાતભર પવન નાખ્યા જ કરતા. પળવાર પણ એ પંખાને છોડતા નહિ."

રવિબાબુની આટલી કાળજીભરી શુશ્રૂષા છતાં મૃત્યુદેવે મૃણાલિની-દેવીને ઉઠાવી લીધાં. શાન્તિનિકેતનમાં રવિબાબુએ વિદ્યાલયની સ્થાપના કરી એ પછી બરાબર અગિયાર મહિને સસરા, પતિ,

બાળકો, જમાઈ વગેરે કુટુંબની લીલી વાડી વચ્ચેથી બધાંનો સ્નેહ સંપાદન કરી ભાગ્યવતી મૃણાલિનીદેવી કવિવરના સંસારને સૂનો મૂકીને ચાલ્યાં ગયાં! એ દિવસ ૧૯૦૨ના નવેંબરની ૨૩મી તારીખ ને રવિવાર હતો.

રવિબાબુના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ એ વખતે જીવિત હતા. મૃણાલિનીદેવીના મૃત્યુના સમાચાર સાંભળી તેમણે કહેલું, "રવિની તો મને જરાય ચિંતા નથી. લેખન અને વાચનનું પ્રિય કામ કરીને તે તો સહેલાઈથી પોતાની જિંદગી ગુજારી શકશે. દુઃખ તો થાય છે તેનાં નાનાં બાળકો માટે."

તે દિવસે રવિબાબુએ આખી રાત છત ઉપર વિતાવી. કોઈને ઉપર જવા દેવાની મના કરવામાં આવી હતી. પત્નીના મૃત્યથી એમણે જે દારુણ વેદના ભોગવી તેનું વર્ણન મૃત પત્નીને અર્પણ કરેલા 'સ્મરણ' નામના કાવ્યસંગ્રહની પહેલી જ કવિતામાં મળે છે:

'આજિ મોર કાછે પ્રભાત તોમાર
કર ગો આડાલકર
એ ખેલા એ મેલા એ આલો એ ગીત
હાજિ હેથા હ'તે હ'ર
પ્રભાત જગત હ'તે મોરે છિંડિ
કરુણ આધારે લહ મોરે ઘિરી
ઉદાસ હિયારે તુલિયા બાંધુક
તવ સ્નેહ બાહુ ડોર.

ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં એવાં આદર્શ દંપતીઓની ખોટ નથી જેમણે ભવોભવ એક જ પતિની અને એક જ પત્નીની સ્પૃહા કરી હોય. રવિબાબુનો પત્નીપ્રેમ પણ એવો જ ઉદાત્ત હતો. એમના પ્રેમને જીવન અને જગતનાં દિગ્ અને કાળનાં બંધન નહોતાં. એમના મૃત્યુ પછી પણ તે તો પત્ની સાથે એવો જ એકાત્મભાવ અનુભવતા હતા, એટલે જ તેઓ મૃણાલિનીદેવીને ઉદ્દેશીને ગાઈ શક્યા:

આમાર જીવને તુમિ બાંચો ઊગો બાંચો
તોમાર કામના મોર ચિત્ત દિયે જાચો
જેન આમિ બુઝિ મને
અતિશય સંગોપને
તુમિ આજિ મોર માઝે આમિ હૃયે આછો
આમારિ જીવને તુમિ બાચો ઊગો બાંચો

હે પ્રિય! મારા જીવનમાં વસીને હવે તારી જીવનયાત્રા ચાલુ રાખ! તારી કામનાઓ મારા ચિત્તમાં પરોવી દે! એ કામનાઓને સમજીને અતિશય ગોપનપૂર્વક તેનું હું જતન કરીને રાખીશ. તું આજે મારી અંદર છે, મારા હૃદયમાં તું રહેલી છે, મારા જીવનમાં વસીને હવે તારી જીવનયાત્રા ચાલુ રાખ!

## ૯

# દેશભક્ત કવિ

દાંડાયે વિશાલ ધરની તલે, ઘુસે ગેલા ભયલાજ
બુઝિતે પારીનુ એ જગત માઝે, આમારો રયે છે કાજ
સ્વદેશેર કાછે દાંડાયે પ્રભાતે
કહિલામ જોડ કરે
એઇ લહો માતા એ શિર જીવન
સોંપીનુ તોમાર તરે

"આ વિશાળ પૃથ્વી ઉપર હું ઊભો હતો ત્યારે બધો ભય અને શરમ અદૃશ્ય થઇ ગયાં અને મને લાગ્યું કે આ જગતમાં મારા જેવા માટે પણ કંઈક કામ પડયું છે.

"તેથી એક પ્રભાતે ભારતમાતાની સમક્ષ હાથ જોડીને ઊભો રહ્યો અને તેને પ્રાર્થના કરી, "હે માતા, આ માથું અને આ જીવન તારા ચરણમાં મૂકું છું, તેનો સ્વીકાર કર! સ્વીકાર કર!"

**ભારતમાતાના** પગમાં જ્યારથી ગુલામીની બેડીઓ પડી અને પરદેશી રાજ્યતંત્રની નાગચૂડ તેને વધારે ને વધારે ભીંસવા લાગી ત્યારથી તેના પ્રત્યેક સંતાન માટે એક વિશેષ ધર્મ ઊભો થયો અને તે રાષ્ટ્રધર્મ; ત્યારથી ભારતવર્ષના પ્રત્યેક પ્રજાજનને—

પછી તે કવિ હોય કે કલાકાર હોય, ખેડુત હોય કે મજૂર હોય, પંડિત હોય કે અભણ હોય. સાધુસંન્યાસી કે ફકીરમૌલાના હોય, દરેકને માથે—એક વિશેષ ફરજ આવી પડી અને તે પરદેશી રાજ્યના સર્વભક્ષી અને શોષણકારી અમલમાંથી ભારતવર્ષને મુક્ત કરી તેની જગાએ સ્વરાજ્યની સ્થાપના કરવાની. આ સાદું સત્ય ઘણાં વર્ષોથી (૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધથી) દરેક ભારતવાસી સમજતો આવ્યો છે. રવિબાબુ જેવા અસામાન્ય પ્રતિભાવાળા કવિ એ ન સમજે એ કેમ બને? ઊલટું રવિબાબુએ તો પારણામાં ઝૂલતાં ઝૂલતાં જ સ્વાતંત્ર્ય-સંગ્રામના વીરોની વીરગાથાઓ સાંભળી હતી અને કિશોરાવસ્થામાં જ તેમણે જાણી લીધું હતું કે અંગ્રેજ શાસનકર્તાનાં જુલમ, લૂટ અને શોષણનીતિનો પહેલો ભોગ એમની પ્યારી માતૃભૂમિ ‘સોનાર બાંગલા’ બની હતી. જુવાનીના કાળમાં જ હિંદના કરોડોને ભરખી જતી સામ્રાજ્યની શોષણનીતિ તેમણે નજરે જોઈ હતી. એટલે બહુ નાનપણથી તેમને વિદેશી પ્રજાના શાસન સામે રોષ હતો, અને ઉંમર તથા જ્ઞાન વધવાની સાથે એ રોષ વધતો જ ગયો.

પણ આમ જો કે તેને વિદેશી રાજ્યતંત્ર અને શોષણનીતિ સામે ભયંકર રોષ હતો, છતાં યુરોપીય પ્રજા અને તેની સંસ્કૃતિ પ્રત્યે પૂર્ણ આદર હતો; એટલું જ નહિ પણ તેઓ તો એટલે સુધી માનતા હતા કે જગતનાં તમામ મોટાં મોટાં ધર્મો અને સંસ્કૃતિઓમાં એક મુખ્ય સત્ય વ્યાપક રીતે પડેલું છે. બ્રહ્મોસમાજની છાયા નીચે ઊછરવાથી જ તેમના આ જાતના વિચારો ઘડાયા હતા. આ બાબતમાં તેમના સૌથી પ્રથમ પ્રેરણામૂર્તિ રાજા રામમોહનરાય હતા.

બહુ જ નાની વયમાં જ રવિબાબુને રાષ્ટ્રધર્મની દીક્ષા મળી ચૂકી હતી. તે નાના હતા ત્યારથી જ તેમના ભાઈ જ્યોતીન્દ્રે શરૂ કરેલા એક ‘ગુપ્ત મંડળ’માં જોડાયા હતા, જો કે આ રાજકીય મંડળે કોઈ પણ જાતની રાજદ્વારી હત્યા કરી નહોતી, પણ કેટલાયે

જુવાનોને દેશભક્તિ અને દેશસેવાની પ્રેરણા આપી હતી. આ મંડળના પ્રમુખ રાજનારાયણ બસુ એક અસાધારણ શક્તિવાળા માણસ હતા. જુવાનોના તે પ્રેરણામૂર્તિ હતા. રવિબાબુ લખે છે કે, "જો કે તે ઉંમરમાં વૃદ્ધ હતા, દાઢી અને માથાના વાળ સફેદ થઈ ગયા હતા, છતાં અમારામાંના સારામાં સારા જુવાન કરતાંયે વધારે જુવાન હતા. નમ્રમાં નમ્ર હોવા છતાં તે આગનો કટકો હતા. પોતાના દેશની ગરીબાઈ અને અપૂર્ણતાને બાળી નાખવા તત્પર હોય તેમ સ્વદેશ-ભક્તિની આગ તેમના દિલમાં સદાય જળ્યા કરતી હતી. ઘડપણ, માંદગી, કૌટુંબિક આફતો, જ્ઞાનની વિવિધતા – કોઈ પણ વસ્તુ તેના હૃદયને ભરી દેતા મુક્તહાસ્યને અટકાવતી નહિ. આ હસમુખા અને ઉત્સાહથી પ્રજ્વલિત ચહેરાવાળા સનાતન યૌવનને વરેલા સાધુ અને દેશભક્તની યાદદાસ્ત આપણા દેશબંધુઓએ હૃદયપટ પર અંકિત કરવા લાયક છે."

રવિબાબુની ઉંમર જો કે રાજનારાયણ બાબુના ગુણો પારખી શકે કે શક્તિનું માપ કાઢી શકે એટલી નહોતી છતાં એમની દેખરેખ નીચે ચાલતા મંડળે જે જે જુવાનોમાં નિર્ભયતા, સાહસ અને દેશપ્રેમ પ્રગટાવ્યાં તથા સ્વભાષા સ્વપોશાક પ્રત્યે જે મમતા જગાવી તેમાં રવિબાબુ પણ એક હતા. એ જીવન્ત વાતાવરણની અસર તળે તેઓ પણ આવ્યા હતા.

ચૌદ વર્ષની નાની વયમાં જ રચેલું અને હિંદુમેળામાં ગાયેલું 'હિમાદ્રિશિખરે શિલાસન પરી' નામનું ગીત કુમાર રવીન્દ્રની રાષ્ટ્રદેવની પૂજાનું પહેલું ફૂલ હતું. એ પછી બે વર્ષે ૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારીખે હિંદના વાઇસરોય લૉર્ડ લિટને જ્યારે દિલ્લીમાં શાહી દરબાર ભર્યો ત્યારે તેની ઉપર કટાક્ષ કરતું એક ગીત એ જ વર્ષના માઘમેળામાં ગાયું હતું: 'દેશમાં જ્યારે ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો હોય અને સાક્ષાત્ કાળની પેઠે હજારોનાં જીવન

ભરખી રહ્યો હોય ત્યારે રાજ્યકર્તાઓને ભભકભર્યા દરબારો ભરવા કેમ સૂઝે છે!' એ આ ગીતનું વસ્તુ હતું.

પોતાના શ્વાસે શ્વાસે આઝાદીનું રટણ કરતી હિંદુસ્તાનની સૌથી મોટી રાજકીય સંસ્થા 'રાષ્ટ્રીય મહાસભા' સાથેનો સંસર્ગ તેના જન્મકાળથી જ રવિબાબુ રાખતા આવ્યા હતા અને એક યા બીજા પ્રકારે તેમના જીવનના અંત સુધી એ ચાલુ જ રહ્યો હતો. ૧૮૮૬માં કલકત્તામાં હિંદના દાદા સ્વ. દાદાભાઈ નવરોજીના પ્રમુખપદ નીચે કલકત્તામાં તેની વાર્ષિક બેઠક ભરવામાં આવી હતી ત્યારે યુવાન કવિ રવીન્દ્રે મંગળાચરણરૂપે એક દેશભક્તિનું ગીત રચીને સ્વમુખે જ ગાયું હતું. તેની પહેલી લીટી હતીઃ 'આમરા મિલેછિ આજ માયેર ડાકે'– 'ભેગા મળ્યા છીએ આપણ આજે માવડી કેરા સાદે.'

હિંદની ગરીબીનું પ્રથમ દર્શન તો તેમને પદ્માનદીને કિનારે થયું. ત્રીસ વરસની ઉમરે જ્યારે તેમણે જમીનદારીનું કામકાજ સંભાળ્યું ત્યારે ગામડાના લોકોના સીધા સંસર્ગમાં તેઓ આવ્યા. તેમનાં સુખદુઃખ, તેમની ગરીબાઈ, તેમની કુટુંબ અને ઘરની મમતા, જમીન સાથેની પ્રીત, બધી આફતોને ભાગ્યનિર્મિત માની લઈ તેને મૂંગે મોઢે સહી લેવાની વૃત્તિ વગેરે ગામડાંના લોકોના સ્વભાવનો પરિચય રવિબાબુને અહીં જ થયો. જમીનદારો અને સરકાર દ્વારા તેમનું અહોનિશ ચાલતું શોષણ રવીન્દ્રનાથે પહેલવહેલું પદ્માનદીને કિનારે નજરોનજર નિહાળ્યું. ગામડાંના આ ભોળા, ગમાર, અંધશ્રદ્ધાળુ, શાંત અને દબાયેલા માણસો પ્રત્યે કવિના દિલમાં અનુકંપા જાગી અને માત્ર સાહિત્યમાં રચ્યાપચ્યા નહિ રહેતાં તેમના પ્રત્યેની ફરજ બજાવવી જોઈએ એવું ભાન થયું. આ કાળ વિષે ઉલ્લેખ કરતાં રવિબાબુ એક જગાએ લખે છે :

"There came a time when perforce I had to snatch myself away from the mere appreciation of literature.

As I emerged into the stark light of bare facts. the sight of the dire poverty of the Indian masses rent my heart. Rudely shaken out of my dreams, I began to realise that perhaps in no other modern state was there such hopeless dearth of the most elementary needs of existence."

"આખરે એ વખત આવ્યો જ્યારે મારે સાહિત્યરસમાં મોજ માણતા મારા મનને પરાણે બીજી બાજુ ખેંચવું પડ્યું. કલ્પના-જગતમાંથી બહાર નીકળી નક્કર હકીકતોના ચોખ્ખા પ્રકાશમાં જ્યારે હિંદની આમજનતાની ભયંકર ગરીબી જોઈ ત્યારે મારું હૃદય ચિરાઈ ગયું. મારાં સુવર્ણસ્વપ્નોમાંથી ભારતવર્ષની આ કારમી કંગાલિયતે મને હલબલાવીને જગાડી દીધો અને મને પ્રતીતિ થવા માંડી કે જીવનની પ્રાથમિક જરૂરિયાતોની આટલી તંગી ધરતીના પટ ઉપર બીજા કોઈ આધુનિક રાજ્યમાં નહિ હોય."

બંગાળના ગ્રામજનોની આ દીનહીન અને કંગાલ હાલત જોઈ કવિનો આત્મા ફફડી ઊઠ્યો. તેમના દિલમાં મંથન જાગ્યું અને મંથનને પરિણામે તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે પ્રચલિત અર્થ-વ્યવસ્થાના મૂળમાં અન્યાય છે અને તે કોઈ પણ ભોગે જવો જ જોઈએ. પોતે એક જમીનદાર હોવા છતાં રૈયતને બધા જ પ્રકારની રાહત આપવામાં તેમણે પાછું વાળી જોયું નહિ, એટલું જ નહિ, પણ તેમની રોજની હાડમારીમાં મદદ કરવાનું, માંદાને દવાદારૂ અને સારવાર પહોંચાડવાનું તથા ગ્રામોદ્ધારનું બીજું કામ કરવાનું તેઓ ચૂકતા નહિ. રૈયતને માટે તો આ નવાઈની જ વાત હતી. પ્રેમ અને આદરથી ભરપૂર આવા સદ્વ્યવહારનો જીવનમાં પહેલી જ વાર અનુભવ કરાવનાર રવિબાબુ પ્રત્યે તેમના દિલમાં સાચો આદર ઉત્પન્ન થયો. રવિબાબુ પોતાની રૈયતના પિતા બન્યા.

રૈયત પ્રત્યે આટલો સદ્વ્યવહાર રાખવા છતાં રવિબાબુને

લાગતું જ હતું કે ગામડાંના પ્રશ્નોનાં મૂળ ઘણાં ઊંડાં છે, પણ એ બધાના ઉકેલની પ્રથમ ચાવી સંપત્તિની વધારે સમાન પાયા ઉપરની વહેંચણી કરવામાં છે. જે દિવસે 'સમાજવાદ' શબ્દનો ઉચ્ચાર હિંદુસ્તાનમાં ભાગ્યે જ કોઈ કરતું હતું ત્યારે રવીન્દ્રનાથ રાજકીય આદર્શને રજૂ કરતા આ સિદ્ધાન્તને જાણતા હતા; જો કે એ વખતની રાજકીય પરિસ્થિતિ જોતાં તેની સફળતા વિષે તેમને શંકા હતી, છતાં તેના આગમનને તેઓ આવકારતા હતા. આ વસ્તુ તેની બહુશ્રુતતા કેવી હતી તે બતાવે છે. આ વખતે તેમના મનમાં વિચારોનું કેવું મંથન ચાલતું હતું તે આપણને નીચેના શબ્દોમાંથી જાણવા મળે છેઃ

"બંગાળના ખેડૂતો માટે મારા હૃદયમાં કૂણી લાગણી છે. મોટાં શરીરવાળાં ભોળાં નિરાધાર અને બાળક જેવાં અસહાય ઈશ્વરનાં આ સંતાનો પ્રત્યે મારા દિલમાં અનુકંપાની લાગણી છે. સંપત્તિની વધારે સમાન પાયા ઉપર વહેંચણી કરનાર સમાજવાદનો આદર્શ સિદ્ધ કરી શકાય કે કેમ તે હું જાણતો નથી, પણ જો એ અસંભવિત હોય તો ઈશ્વરનો આ ન્યાય, અલબત્ત, ઘાતકી છે, અને મનુષ્ય એક કમનસીબ પ્રાણી છે કારણ કે જો આ સંસારમાં દુઃખ રહેવાનું જ હોય તો ભલે રહે પણ એક નાનકડી તક, આશાના કિરણની એક નાની શી ઝલક, તો રહેવી જ જોઈએ જે માનવજાતના વધારે ઉમદા ભાગને એ દુઃખો દૂર કરવા માટે સતત ઝઝૂમવાનું બળ આપે."

રવીન્દ્રનાથ ટાગોરે માનવજાતનાં દુઃખો દૂર કરવા માટે ભવિષ્યમાં જે રચનાત્મક કાર્ય હાથ ધર્યાં અને જીવનની અંતિમ પળ સુધી તેને ચાલુ રાખ્યાં તે બતાવે છે કે ઈશ્વરી ન્યાયમાંથી તેમની શ્રદ્ધા જીવનના અંત સુધી ખૂટી નહોતી.

બ્રિટિશ રાજ્યતંત્રના વહીવટનો તેમને જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ તેમને પ્રતીતિ થવા લાગી કે આ આખા તંત્રમાંથી

માનવતાનું તત્ત્વ જ ચાલ્યું ગયું છે, રાજા અને પ્રજા વચ્ચેનો જીવન્ત સંસર્ગ જ નાશ પામ્યો છે. તેમણે જોયું કે બ્રિટિશ રાજ્યના સંસ્થાઓ ઘણા જ કુશળતાથી ચાલે છે પણ એ તો હિંદની રાંકડી રૈયતનું શોષણ કરવા માટે જ. આ વિચારો તેમણે 'ઈંગ્રેજ ઓ ભારતવાસી' અને એ પછી જે સંખ્યાબંધ નિબંધો તેમના નવા શરૂ કરેલા 'સાધના' માસિકમાં લખ્યા છે તેમાં ઘણી જ સચોટતાપૂર્વક અને જુસ્સાથી દર્શાવ્યા છે. આ નિબંધોમાં એ પણ દર્શાવ્યું છે કે બ્રિટિશ રાજ્યની આ જડ અને આત્મનાશી નીતિએ શાસક અને શાસિત બન્નેનું અધઃપતન કર્યું છે. શાસકવર્ગ શાસિતવર્ગને પામર ગુલામ અને તુચ્છ સમજવા લાગે છે અને શાસિતો મૂઢ ગમાર અને ડરપોક બની જાય છે. આનો ઉપાય પ્રજાએ પોતાનું સંગઠન કરી સ્વમાનની રક્ષા કરતાં શીખવાનો અને રાજ્યકર્તા – વર્ગને તેનું સાચું સ્થાન બતાવવાનો છે.

આ દરમિયાન બ્રિટિશ રાજ્ય પ્રત્યેનો અસંતોષ નક્કર સ્વરૂપ લેતો જતો હતો. રાષ્ટ્રવાદનો જુવાળ ચઢતો હતો. બંગાળ અને મહારાષ્ટ્ર તેમાં આગેવાનીભર્યો ભાગ લઈ રહ્યાં હતાં. તેને રોકવા માટે સરકારે ૧૮૯૮માં રાજદ્રોહનો નવો કાનૂન પસાર કર્યો. તેનો વિરોધ કરવા માટે કલકત્તાના ટાઉન હૉલમાં સભા ભરવામાં આવી. આ સભાના મંચ ઉપરથી રવીન્દ્રનાથે 'કંઠરોધ' (ગળું દબાવવાની નીતિ) એ શીર્ષકવાળો સરકારની નીતિની ઝાટકણી કાઢતો નિબંધ વાંચ્યો. આ નિબંધ બંગાળના એ વખતના જુસ્સાને પ્રગટ કરતો હતો. પણ સરકારે તો રાષ્ટ્રીય જુસ્સાને કચડી નાખવાનું નક્કી કરી લીધું હતું, અને તેણે હિંદની સ્વાતંત્ર્યની જલતી જ્યોતસમા બાલગંગાધર તિલકની ગિરફતારી કરીને રાષ્ટ્રવાદ ઉપર પહેલો ઘા કર્યો. આ સામે વિરોધ દર્શાવવા મળેલી સભામાં પણ રવીન્દ્રનાથે જ ગર્જના કરી હતી અને તેમનો કેસ લડવા માટે ફાળો શરૂ કર્યો.

★

આંખ
ભરીને
આખા
વિશ્વને
જોયું

★



★

કલાની
મસ્તી
સદા
જાગતી જ
રહી

★

કલકત્તાની
મહાસભામાં
રાષ્ટ્રગીતના
ગાયક

ચિત્રકાર
શ્રી. ગગનેન્દ્રનાથ
ઠાકુર

પણ બધું વ્યર્થ ગયું. પ્રચંડ લોકમત સામે થઈને પરદેશી રાજ-સત્તાએ તિલક મહારાજને છ વરસની સજા ફટકારી દીધી.

રાજકારણમાં મળેલા અનુભવ પરથી રવિબાબુને એક વાત બરાબર સમજાઈ ગઈ હતી કે દેશની ગુલામીનાં મૂળ બહાર દેખાય છે એ કરતાં ઘણાં ઊંડાં હતાં અને તેથી તેનો ઉપાય રાજ્યકર્તાઓ પાસે અરજી કરવામાં નહિ પણ અંદરથી જ નવું સંગઠન ઊભું કરવામાં રહેલો છે. એ વખતના નેતાઓની અરજી કરવાની મનોદશાને તેઓ ભિખારીવૃત્તિ તરીકે ઓળખાવતા હતા અને એવી દીનવૃત્તિ સામે તેમને સખત અણગમો હતો. આમ અરજીનું કામ છોડી દઈ દેશ સમક્ષ કંઈક નક્કર કાર્યક્રમ મૂકવાનું મહાસભાના આગેવાનોને તેમણે સૂચવ્યું, પણ તેઓ પોતાનો જૂનોપુરાણો માર્ગ છોડવા તૈયાર નહોતા એટલે એ કાર્ય રવિબાબુએ જ હાથ ધર્યું. તેમનો કાર્યક્રમ આમ પ્રજાના જીવન-ની પુનર્રચના કરવાનો હતો અને આ માટે રાષ્ટ્રીય કેળવણી, માતૃ-ભાષાની પ્રતિષ્ઠા અને હિંદુ–મુસલમાન–એકતા અને સ્વદેશી ઉદ્યોગોનો વિકાસ વગેરે નક્કર કામ હાથ ધરવાનો.

બંગાળમાં દર વર્ષે ભરાતી પ્રાંતિક પરિષદોમાં અને બીજી અનેક જગાએથી સભાઓમાં અને લેખોમાં બંગાળી ભાષાની પ્રતિષ્ઠા કરવા માટે તેમણે જહેમત ઉઠાવી. બંગાળના લોકોની સેવા કરવી હોય, તેમને રાજકીય જ્ઞાન આપવું હોય, તેમના હૃદય સુધી પહોંચવું હોય, તેમનું સંગઠન રચવું હોય તો અંગ્રેજીને બદલે બંગભાષાને શિક્ષણના અને વ્યવહારના માધ્યમ તરીકે સ્વીકાર્યે જ છૂટકો છે એ વાત ઠસાવવાનો તેમણે અનેક સભાઓ અને પરિષદોમાં ભાગ લઈને તથા લેખો લખીને પ્રયત્ન કર્યો, પણ એ વખતના અંગ્રેજી રંગે રંગાઈ ગયેલા બંગાળી બાબુઓને તેમની આ વાત રુચતી નહિ.

એવી જ રીતે પાશ્ચાત્ય પ્રજાની આત્મનાશી અને બીબાંછાપની કેળવણીની જગાએ તેમણે તપોવનનો પ્રાચીન આદર્શ પ્રજા સમક્ષ

મૂકયો અને એ આદર્શને મૂર્ત સ્વરૂપ આપવા માટે શાંતિનિકેતનના આશ્રમમાં ૧૯૦૧માં શાળાની સ્થાપના કરી.

સ્વદેશીના ઉદ્યોગને ઉત્તેજન આપવાના ઈરાદાથી પોતાના એક ભત્રીજા સાથે ભાગીદારીમાં કલકત્તામાં 'સ્વદેશી ભંડાર' તથા કુષ્ટિયા જિલ્લામાં શણનું કારખાનું શરૂ કર્યું હતું. પણ ૧૮૯૯માં તેમના ભત્રીજાનું મૃત્યુ થતાં કારખાનામાં ભારે ખોટ આવી અને એ ઉદ્યોગ સંકેલી લેવો પડ્યો.

હિંદુ–મુસ્લિમ–એકતાની અગત્ય તો છેક ૧૮૯૩થી તેમને લાગી હતી. એ વખતે લખેલા 'ઇંગ્રેજેર આતંક' નામના નિબંધમાં આ વસ્તુ ઉપર ભાર મૂકયો હતો અને તેની કિંમત ઓછી આંકવા સામે પોતાના દેશબંધુઓને તેમણે ચેતવ્યા હતા.

રવિબાબુને એ વસ્તુની પણ ખાતરી થઈ ગઈ હતી કે સામાજિક સુધારણા કર્યા સિવાય સાચી રાજકીય સ્વતંત્રતા મળી શકશે નહિ, કારણ કે સ્વાતંત્ર્ય કોઈ બહારથી આવી પડનારી વસ્તુ નહોતી પણ અંદરથી જ ઊભી કરવાની વસ્તુ હતી. 'मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयो।' ગીતાના આ વચનમાં તેમને અપાર શ્રદ્ધા હતી, એટલા માટે પોતાના દેશબંધુઓને તેઓ પ્રથમ અંદરઅંદરનો સામાજિક અન્યાય દૂર કરવા સમજાવતા હતા. તે કહેતાઃ

'જ્યાં સુધી આપણને સ્વાતંત્ર્યમાં ખરેખરી શ્રદ્ધા નહિ હોય, તેનાં જોખમ બહાદુરીથી ઉઠાવી સર્જનાત્મક કાર્ય કરી ન બતાવીએ, ત્યાં સુધી આપણે રાજકીય સ્વાતંત્ર્યના અધિકારને લાયક નથી, એટલું જ નહિ પણ એ સ્વાતંત્ર્ય મળવા છતાં તેને આપણે ટકાવી શકીશું નહિ. જે માણસો પોતાનાં ભાઈબહેનોને શાશ્વત બાળક જેવાં અબુધ માની કોઈ પણ જાતની જવાબદારી સોંપશે નહિ તેમ જ તેમનામાં વિશ્વાસ મૂકી તેમના જીવનની તુચ્છમાં તુચ્છ બાબતમાં છૂટ આપશે

નહિ અને ડગલે ને પગલે તેમના ઉપર દાબ રાખશે તેઓ પોતે જ સાચી જવાબદારીવાળાં કાર્ય કરી શકશે નહિ.'

આમ છતાં રવીન્દ્રનાથે વેદ અને ઉપનિષદના વારસદાર ભારત-વર્ષમાંથી પોતાની શ્રદ્ધા ગુમાવી દીધી નહોતી. ભારતવર્ષ પદદલિત હતું, પરદેશી રાજ્યસત્તાએ તેને કંગાલ કરી મૂક્યું હતું, હિંદુસમાજ છિન્નભિન્ન થઈ ગયો હતો છતાં હિંદનો આત્મા જાગ્રત હતો, ભારતના ભવ્ય ભૂતકાળમાં તેમને શ્રદ્ધા હતી. જે પ્રજાએ એક વખત જગતની પ્રજાને શાંતિ અને પ્રેમનો પયગામ આપ્યો એ પ્રજા પતિત ક્યાં સુધી રહે ! અને કવિએ ભારતને તેના ભવ્ય ભૂતકાળની યાદ આપી જાગ્રત થવાનું તથા જગતની શક્તિમાન સત્તા સામે છાતી કાઢીને ઊભા રહેવાનું ઉદ્‌બોધન કર્યું.

'હે ભારત ! મુકુટ, દંડ, સિંહાસન, ભૂમિ છોડી દઈ દરિદ્રવેશ ધારણ કરવાનું નરપતિને તેં શીખવ્યું છે. ધર્મયુદ્ધમાં શત્રુને પગલે પગલે ક્ષમા આપવાનું, જયપરાજયને ભૂલી બાણ સંકેલવાનું વીરને તેં શીખવ્યું છે. યોગયુક્ત ચિત્ત સર્વફળની સ્પૃહા બ્રહ્મને સમર્પવાનું કર્મશીલને તેં શીખવ્યું છે. પાડોશી, કુટુંબી, અતિથિ ને અનાથ સુધી પોતાનું ઘર વિસ્તારવાનું ગૃહસ્થને તેં શીખવ્યું છે.

'હે ભારત ! જાગ્રત રહેજે ! ખબરદાર રહેજે ! સત્તા અને સંપત્તિથી મદમત્ત થયેલા પશ્ચિમના લોકોની સામે ઊભા રહેતા શરમાજે નહિ, મારા દેશબંધુઓ ! તમારો મુકુટ એ નમ્રતાનો મુકુટ રહેશે. તમારું સ્વાતંત્ર્ય એ આત્માનું સ્વાતંત્ર્ય રહેશે. આટલું જાણી લેજો કે બાહ્ય રીતે મોટી જણાતી વસ્તુ કંઈ ખરેખર મહાન નથી અને અભિમાન હમેશાં ટકતું નથી.'

# ૧૦

## સ્વદેશીયુગનો ઝંઝાવાત

"દેશની સેવા કરવા હું તૈયાર છું, પણ વંદન તો એ જ સત્યને કરીશ. જે દેશથી બહુ ઊંચે આસને વિરાજિત છે."

ઈ. સ. ૧૯૦૨ના ફેબ્રુઆરીની પંદરમી તારીખે કલકત્તા યુનિવર્સિટીના પદવીદાનસમારંભ વખતે એક મૂર્ખતાપૂર્ણ ભાષણ કરીને હિંદમાંની તેની કાળી કારકિર્દીના લોર્ડ કર્ઝને મંગળાચરણ કર્યાં. આ ભાષણમાં તેણે પૌર્વાત્ય પ્રજાના ચારિત્ર્ય ઉપર ગંદા આક્ષેપો કર્યા હતા. આની સામે દેશભરમાં વિરોધનું વાતાવરણ ફેલાઈ ગયું. ખૂણે ખૂણેથી રાષ્ટ્રનાયકોએ કર્ઝનના આ આક્ષેપોના સજ્જડ જવાબો આપ્યા. આમાં ભારતીય સંસ્કૃતિના સદાય જાગ્રત રખેવાળ રવીન્દ્રનાથ મોખરે હતા. 'બંગદર્શન' નામના માસિકમાં એક લેખ લખીને લૉર્ડ કર્ઝનના આક્ષેપોનો તેમણે સચોટ રદિયો આપ્યો અને તેના વિકૃત માનસની દયા ખાધી. રવીન્દ્રનાથના જવાબમાં ભારતના કરોડો માણસોની લાગણીનો પડઘો હતો.

એ પછીના દિવસો રવિબાબુ માટે કૌટુંબિક આફતોના દિવસો હતા.

એ જ વર્ષમાં એમનાં પત્ની મૃણાલિનીદેવી ગુજરી ગયાં. હજી એ ઘા તાજો હતો ત્યાં જ એમની પુત્રી રેણુકા ક્ષયની બીમારી ભોગવી માતાની પાછળ ચાલી ગઈ. અને ત્રણ વર્ષે જેમની જ્ઞાન અને પ્રેમની શીતળ છાયા નીચે રવિબાબુએ જીવન વિતાવ્યું હતું તે પિતા પણ ગયા—છતાં કૌટુંબિક આફતોના આ દિવસોમાં એમણે ધૈર્ય ગુમાવ્યું નહોતું. ઈશ્વરે આપેલા ફેંસલાને નતમસ્તકે અને પૂર્ણ શ્રદ્ધાથી સ્વીકારી ગીતામાં બતાવેલું પ્રવાહપ્રાપ્ત જીવન તેઓ જીવવા લાગ્યા.

દુ:ખ અને શોકના આ દિવસોમાં પણ તેઓ સામાજિક ફરજ ચૂક્યા નહોતા, ઊલટું પોતાના દેશબાંધવોને તાલીમ આપવા માટે આ ત્રણ વરસના ગાળામાં તેમણે સંખ્યાબંધ નિબંધો લખ્યા અને જાહેરમાં વાંચ્યા. 'રાજકુટુંબ', 'ધુસાધુસી', 'ધર્મબોધેર દૃષ્ટાન્ત', 'સમસ્યા' વગેરે ખૂબ લોકપ્રિય થયા. પણ તેમનો સૌથી તેજસ્વી અને રચનાત્મક નિબંધ તો હતો ૧૯૦૪માં રમેશચંદ્ર દત્તના પ્રમુખપણા નીચે વાંચવામાં આવેલો 'સ્વદેશી સમાજ'. આ નિબંધમાં તેમણે ભારતની પરાધીનતાનું કારણ મુખ્યત્વે બહાર નથી પણ અંદર છે એ સમજાવ્યું હતું અને તેના ઉપાય તરીકે સ્વદેશીની પ્રતિષ્ઠા કરવાની ભલામણ કરી હતી. રવીન્દ્રનાથનાં આ યુગનાં નિબંધો અને કાવ્યો વિષે એક વિદ્વાન તો એટલે સુધી કહે છે કે, 'મિલ્ટને પોતાના કાળમાં જે ઇંગ્લાંડમાં કર્યું તે રવીન્દ્રનાથે હિંદમાં કર્યું—કદાચ એથીયે વધુ કર્યું.'

રવિબાબુનું આ શાંત રચનાત્મક કાર્ય ધીમે ધીમે આગળ વધી દેશને ઘડી રહ્યું હતું. પણ એ કંઈ ચોક્કસ સ્વરૂપ લે એ પહેલાં જ લૉર્ડ કર્ઝને બંગાળની સાત કરોડની પ્રજાની અત્યંત મુલાયમ લાગણી ઉપર બીજો ઘા કર્યો—કલમના એક જ ઝટકાથી તેણે બંગાળને બે ભાગમાં વહેંચી દીધું. કર્ઝને પોતાના ઘમંડી સ્વભાવ અને તુંડમિજાજી મનોવૃત્તિથી પ્રથમથી જ હિંદનો ચાહ તો ગુમાવી જ દીધો હતો, પણ તેના આ પગલાએ તો ત્રીસ કરોડની પ્રજાના આત્માને ખળભળાવી મૂક્યો.

બંગભંગના પ્રતિકારરૂપે જે હિલચાલ ઊભી થઈ તેણે જોતજોતાંમાં વિરાટ સ્વરૂપ પકડ્યું. કોઈ પ્રચંડ ઝંઝાવાતની પેઠે તેણે સમસ્ત ભારતને–અને ખાસ કરીને બંગાળને–એક છેડાથી બીજા છેડા સુધી પોતાની લપેટમાં લઈ લીધું.

બંગાળના જિલ્લે જિલ્લે અને દૂરદૂરનાં નાનાં ગામડાંઓ સુધી 'વંદેમાતરમ્'ના પડઘા પડવા લાગ્યા. રવિબાબુએ આ તકનો લાભ લઈ દેશ સમક્ષ ફરીને પોતાનો જૂનો રચનાત્મક કાર્યક્રમ મૂક્યો. તેણે આદેશ આપ્યો: 'જીવનનાં તમામ ક્ષેત્રમાં સ્વાધીન બનો. આહાર, વિહાર, પોશાક, કેળવણી, ગ્રામસફાઈ અને ગ્રામઆરોગ્ય, દુષ્કાળ સામે વગેરે–દરેકે દરેક બાબતમાં સરકાર ઉપર આધાર ન રાખતાં સ્વાશ્રયી બનો.' બંગભંગની હિલચાલમાં ભાગ લેવાના ગુના બદલ દિનપ્રતિદિન શાળાઓમાંથી કાઢી મૂકવામાં આવતા વિદ્યાર્થીઓને તેમણે શિખામણ આપી:

'દરેક જણ એક એક ગામડું લઈને બેસી જાઓ અને તેનું સંગઠન કરવામાં લાગી જાઓ. આ કાર્ય માટે તમે કીર્તિ કે પ્રશંસાની આશા રાખશો નહિ, પણ એથી ઊલટી આશા રાખજો...આપણા પદદલિત અને તિરસ્કૃત દેશબંધુઓ જેઓ દુઃખો અને અપમાનો સહી સહીને રીઢા થઈ ગયા છે અને માનવતાનો અધિકાર સુદ્ધાં ભૂલી ગયા છે તેમને 'ભાઈ' શબ્દનો અર્થ શીખવવો જોઈએ. એ માટે તેમને શક્તિમાન બનાવી આત્મરક્ષણની તાલીમ આપો. સમસ્ત પ્રજાને ઊંચે ઉઠાવવાનો એ જ એક માત્ર ઉપાય છે.'

શાળા અને કૉલેજમાંથી જે જે વિદ્યાર્થીઓને રજા મળતી તેઓ ક્યારેક નિરાશ થઈ જતા તો કોઈવાર ડિગ્રીની લાલચ તેમને પોતાના નિશ્ચયમાંથી ચળાવી દેતી. એ વખતે રવિબાબુનું પ્રખર વ્યક્તિત્વ અને વક્તૃત્વ કેવું કામ કરતું તેનો ચિતાર લખનૌ યુનિવર્સિટિના પ્રિન્સિપાલ રાધાકુમુદ મુખરજી નીચેના શબ્દોમાં આપે છે:

"It was very difficult to keep up the boycott against overwhelming difficulties, it was only the consumate leadership of Tagore which enabled the youngmen to keep their eyes fixed on their goal and ideal. Tagore used to meet them almost every evening and gave expression to the new born spirit of freedom inspiring to the youth of Bengal by composition of National songs. Every evening he would come to the meeting with songs composed for the occasion and either sing them himself or by his prominent disciple Ajit Kumar Chakravarti."

"એ વખતે જબરદસ્ત મુશ્કેલીઓ સામે બહિષ્કાર ટકાવવાનું કામ ઘણું જ કઠિન હતું. આ કટોકટીને વખતે જુવાનોને તેના ધ્યેય ઉપર જ સ્થિર નજર કરીને ચાલવાનું જોશ ટાગોરનું પ્રખર નેતૃત્વ જ આપી શકે તેમ હતું. લગભગ દરરોજ સાંજે રવીન્દ્રનાથ વિદ્યાર્થીઓને મળતા અને નવાં નવાં રાષ્ટ્રગીતો બનાવી બંગાળના જુવાનોને પ્રેરણા આપતા તથા સ્વાતંત્ર્યની નવજાત ભાવનાને વ્યક્ત કરતા હતા. દરેક સાંજે તેઓ પ્રસંગાનુરૂપ નવાં નવાં ગીતો રચીને સભામાં આવતા અને પોતે જાતે ગાતા અથવા એમના એક શિષ્ય અજીત કુમાર ચક્રવર્તી પાસે ગવરાવતા."

પ્રચંડ ઝંઝાવાતસમી આ હિલચાલને રવીન્દ્રનાથ પોતાના અસાધારણ વ્યક્તિત્વ અને એકનિષ્ઠાથી દોરવણી આપતા હતા. તેને વેગ આપવા માટે પોતાની સમગ્ર શક્તિઓ તેમણે રેડી દીધી હતી. કર્ઝનના અવિચારી ફેંસલા સામે કલમ અને વાણીનો અજસ્ર સ્રોત તેમણે વહેતો કર્યો હતો. એ વખતનાં લખાણોમાં તેમણે સ્પષ્ટ રીતે જાહેર કર્યું હતું કે અનાથ અને અનિષ્ટ સામે લડવાની તેમની નૈતિક ફરજ છે. આ ફરજ અદા કરવા તેમણે ઢગલાબંધ લેખો લખ્યા, અસંખ્ય ભાષણો કર્યાં અને પારવગરનાં રાષ્ટ્રીય ગીતો રચ્યાં અને

ગાયાં. એમના એક એક ગીત ઉપર બંગાળનાં લાખો હૈયાં ધબકતાં હતાં.

"આમાર સોનાર બાંગ્લા આમી તોમાર ભાલો બાસી
"ચિર દિન તોમાર આકાશ તોમાર વાતાસ,
આમાર પ્રાણે બાજાય બાસી

અને

સાર્થક જન્મ આમાર જન્મેછિ એઈ દેશે
સાર્થક જનમ માગો તોમાય ભાલ વેસે

જેવાં ગીતાએ બંગમૈયાની અખંડ મૂર્તિની બંગાળીઓનાં હૃદય ઉપર પ્રતિષ્ઠા કરી હતી. જે દેશમાં જન્મીને દરેક બંગાળી પોતાનો જન્મ સાર્થક માનતો અને જે 'સોનાર બાંગ્લા'ને હૃદયથી દરેક બંગાળી ચાહતો હતો, જેનું આકાશ અને જેનો વાયુ તેના પ્રાણમાં બંસીના સુર સંભળાવતાં હતાં એ બંગાળના ભાગલા પાડવાની ધૃષ્ટતા કર્ઝને કરી હતી!

સ્વદેશીયુગમાં બંગાળમાં ટાગોરના નેતૃત્વનું જીવન્ત ચિત્ર એક બંગાળી સજ્જને નીચે પ્રમાણે દોર્યું છે:

"How one's memory rushes back to the stupendous Town-hall gathering vibrant and quickening with a new hope hungrily drinking in Tagore's singing of 'Sonar Bangla' and going in the chorus with him. ... ... ... ... .. Bengal bowed to Tagore and his soul seemed to be floating in among Bengal's men and women."

"ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર વિષે વિચાર કરતાં જ હૃદયમાં સ્વદેશી-યુગની ટાઉન-હૉલમાં મળતી સભાઓનાં સ્મરણો જાગે છે. કેવી જંગી એ સભાઓ થતી–નવી આશાથી જીવન્ત અને પ્રસ્ફુરિત, ટાગોરના 'સોનાર બાંગ્લા' ગીતના ઘૂંટડા પીતી અને એ સમૂહગીતમાં સૂર મિલાવતી! ......બંગાળે ટાગોરના ચરણમાં મસ્તક નમાવ્યું અને તેનાં સ્ત્રીપુરુષોનાં હૃદયમાં કેમ જાણે કવિનો આત્મા તરતો હોય એમ લાગતું હતું!"

માનવમેદનીથી ખીચોખીચ ભરેલા ટાઉન-હૉલને રવિબાબુએ અનેકવાર ગજાવ્યો હતો. 'અવસ્થા ઓર વ્યવસ્થા', 'પરિસ્થિતિ અને તેનો ઉપાય' એ ભાષણે તો જનતામાં નવા જ પ્રકારનો જુસ્સો પૂર્યો હતો.

પણ જેણે બંગાળના હૈયાને ડોલાવી નાખ્યું, જે કાર્યક્રમે બંગાળની જનતા ઉપર જાદુ છાંટયું, જેણે સમસ્ત લોકશકિતના ભુજંગ-ને જાગૃત કર્યો એ તો હતો રક્ષાબંધનનો કાર્યક્રમ.

કોઈ અસાધારણ આંતરદષ્ટિથી બંગાળના કોમળમાં કોમળ તંતુને અપીલ કરે એવી રક્ષાબંધનની વિધિ રવિબાબુએ શોધી કાઢી હતી. એનો અર્થ હતો પરદેશી સત્તા જેને ખંડિત કરવા માગે છે એ બંગદેશને અખંડ રાખવાના બંગાળના નિશ્ચયને અવાજ આપવાનો. ભારતની નવજાગૃતિના અધ્વર્યુસમા રવીન્દ્રનાથે બંગાળની પ્રજાને રક્ષાબંધનની વિધિ આપી અને સાથે જ વિધિનો મંત્ર પણ આપ્યો :

બાંગ્લાર માટી બાંગ્લાર જલ.
બાંગ્લાર વાયુ, બાંગ્લાર ફલ
પુણ્ય હો'ક પુણ્ય હો'ક
પુણ્ય હો'ક હે ભગવાન.

બંગાળની આમજનતાએ કવિના આ 'લોકવિચાર'ને વીજળી-વેગે અપનાવી લીધો. શાળાઓ અને મંદિરોમાં, વાટે ને ઘાટે, ચૌટે ને ચોરે, ગામડે અને શહેરે 'બાંગ્લાર માટી, બાંગ્લાર જલ'નો મંત્ર ગુંજવા લાગ્યો—સૂતરના એક કાચા દોરાએ બ્રિટનની સમશેર સામે બંગાળને અખંડ રાખ્યું.

બંગાળના ભાગલા સામેના વિરોધની સભાઓ અને સરઘસોના એ દિવસ કદી નહિ ભુલાય, જ્યારે રવિબાબુએ જાતે જ સરઘસની

આગેવાની લીધી હતી અને એ પ્રસંગને અનુરૂપ એવું જનતાના દિલને આબાદ રીતે પ્રકટ કરતું એક ગીત રચીને ગવરાવ્યું હતું.

એ દિવસે કલકત્તાના વિશાળ રસ્તા ઉપર મહાસાગરના મોજા-સમું વિરાટ સરઘસ નીકળ્યું. મોખરે રવીન્દ્રનાથ ઠાકુર હતા. બંગાળના આકાશને ભેદી નાખે એવા પ્રચંડ અવાજે લાખો કંઠમાંથી કવિરચિત ગીતનો સૂર નીકળતો હતો. 'વિધિર બાંધન કાટબે તુમિ એમન શકિતમાન !' ત્યારે કેમ જાણે તોફાની સાગર ગર્જના કરતો હોય એમ લાગતું હતું. બંગાળની આ વિરાટ શકિત આગળ અસ્ત્રશસ્ત્ર અને તોપતલવારની તમામ સામગ્રી સહિત દિલ્લીના સિંહાસન ઉપર બેઠેલો સામ્રાજ્યવાદનો પ્રતિનિધિ કેટલો પામર – કેટલો ઝાંખો–લાગતો હતો ! સમસ્ત બંગાળની લોકશકિત એકરૂપ અને એકદેહે બ્રિટિશ સત્તાની તુચ્છતા તરફ હસતી હસતી તેના પ્રતિનિધિને પડકાર કરતી જાણે કહેતી હતી: "તું શું એવડો મોટો શક્તિશાળી છે કે બંગાળને પ્રેમના બંધનથી એક અને અખંડ રાખનાર વિધાતાને ફોક કરી તેનુ દેહછેદન કરવા તત્પર થયો છે ?" ભાવિએ એ પ્રશ્નનો શું જવાબ આપ્યો તે દરેક ભારતવાસી જાણે છે. બ્રિટિશ સામ્રાજ્યની તમામ શકિત વિધાતાના બંધનને છેદવા અસમર્થ નીવડી. એ વખતે મળેલી સભામાં રાષ્ટ્રીય ફાળો ઉઘરાવવાની શરૂઆત કરી અને રવીન્દ્રનાથની અપીલના જવાબમાં હજારો માણસોએ પૈસાનો વરસાદ વરસાવ્યો. તત્કાળ ૫૦૦૦૦ રૂપિયાની જંગી રકમ એ એક જ સભામાં એકઠી થઈ ગઈ હતી. આટલી હદ સુધી બંગાળ આ પ્રશ્ન ઉપર પાગલ બન્યું હતું, આટલી હદ સુધી રવિબાબુની વાણીએ અને કવિતાએ લોકો ઉપર જાદુ છાંટયું હતું, આટલો જબરદસ્ત કાબૂ તેમણે પ્રજા ઉપર મેળવ્યો હતો !

એ વખતના નેતૃત્વ વિષે ચર્ચા કરતાં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય એક જગાએ લખે છે:

"If Surendranath Banerji represented the practical side and Bipinchandra Pal and Arvinda Ghosh the passionate side, then Rabindranath Tagore incarnated the idealistic side of new Indian nationalism"

"એ વખતના હિંદના નૂતન રાષ્ટ્રવાદની વ્યવહારિક બાજુનું પ્રતિનિધિત્વ સુરેન્દ્રનાથ બેનરજી ધરાવતા હતા અને ભાવનાત્મક તેમ જ જુસ્સાત્મક બાજુનું પ્રતિનિધિત્વ અરવિંદ ઘોષ તથા બિપીનચંદ્ર પાલ ધરાવતા હતા તો રવીન્દ્રનાથ ઠાકુર નૂતન રાષ્ટ્રવાદની આદર્શ બાજુ રજૂ કરતા હતા."

પણ રાષ્ટ્રીય જુસ્સાના આવેશના સપાટામાં આવી ગયેલા લોકો રવિબાબુના આદર્શવાદને ઝીલી શક્યા નહિ. રાષ્ટ્રવાદના પૂરની ભરતી ચઢી રહી હતી. વિદેશી રાજ્યતંત્ર અને વિદેશીઓના પ્રતિકારની એક અદમ્ય આગ લોકોનાં દિલમાં સળગી રહી હતી. રવિબાબુએ એક દ્રષ્ટાની વૃત્તિથી આખી હિલચાલ કેવા ખોટા માર્ગે વળાંક લઈ રહી હતી તે એકાએક જોઈ લીધું અને તેમણે રાષ્ટ્રવાદી પૂરમાં તણાઈ જતા બંગાળીઓની સામે લાલ બત્તી ધરી. સંકુચિત રાષ્ટ્રવાદ સારાયે દેશને ઘસડીને અનિષ્ટની ઊંડી ખાઈમાં ફેંકી દેશે એ પણ એમણે જણાવ્યું, પણ બહિષ્કાર અને પ્રતિકાર તથા દેશસેવાનો દારૂ જેમણે પીધો હતો તેમને કવિવરની ઉપલી વાત રુચી નહિ. તેઓ તો એ જ કવિને માથું નમાવતા હતા, જેમણે એમના હૃદયમાં માતૃભૂમિની પ્રતિષ્ઠા કરી હતી. તેઓ તો એ જ કવિનો આદેશ ઝીલતા હતા, જે કર્ઝનને પડકારતા હતા. પણ જે કવિ રાષ્ટ્રવાદ કરતાંયે એક મોટો દેવ વિશ્વબંધુત્વનો છે—માનવતાનો છે—એમ માનતા હતા અને તેની પ્રત્યે લોકોનું લક્ષ્ય ખેંચતા હતા એ કવિનો અવાજ કોઈ પણ સાંભળતું નહોતું. એ કવિની હાકલ જાણે બહેરા કાન ઉપર પડતી હતી. પણ દરેક બંગાળીના હૃદયમાં બંગમૈયાની પ્રતિષ્ઠા કરનાર કવિ કવિતાઓ કરતાંયે મહાન હતા. તેમને સત્ય સિવાય કોઈની પરવા

નહોતી, સત્યના રાહ પર એકલતાનું ગીત ગાતા ગાતા તેઓ મર્દને છાજે એ રીતે ઊપડયા :

" એકલા ચલો, એકલા ચલો, એકલા ચલો રે
જદિ તો ડાક સુનિ કેઓ ના આસે તબે
એકલા ચલો રે. "

પણ રાષ્ટ્રને જ સર્વસ્વ માની બેઠેલા લોકો કવિને એકલો જવા દે તેમ નહોતું. આક્રમણાત્મક દેશસેવાનું કામ છોડી દેનાર કવિ તરફ તેઓએ તુચ્છતાથી જોવાનું શરૂ કર્યું. આ લોકોએ પોતાને સર્વસ્વ માની લઈ બંગાળની ધરતી ઉપર જન્મ લેનાર દરેકને માટે એક આદેશ નક્કી કરી રાખ્યો હતો—એકમાત્ર રાષ્ટ્રદેવના ચરણ ચૂમવાનો—બીજાં બધાં આદર્શો અને ભાવનાઓની ઉપરવટ થઈને રાષ્ટ્રવાદના ચરણમાં મસ્તક ઝુકાવવાનો, અને આ કાયદો તેમણે રવિબાબુને પણ લાગુ કરવા પ્રયત્ન કર્યો. ત્યારે રવિબાબુએ તેનો જે જવાબ આપ્યો એમાં એક યુગદ્રષ્ટાની આર્ષવાણી પોકાર પાડતી હતી. અવળે માર્ગે જઈ રહેલા અને એ જ રસ્તે જવાનું રવિબાબુને દબાણ કરનારા પોતાના દેશબંધુઓને ઉદ્દેશીને તેમણે કહ્યું હતું:

" દેશની સેવા કરવા હું તૈયાર છું, પણ વંદન તો એ જ સત્યને કરીશ જે દેશથીયે બહુ ઊંચે આસને વિરાજિત છે. દેશને જો દેવ માની વંદન કરું તો તો દેશનું સત્યાનાશ વાળ્યું કહેવાય. દેશને દેવતા કહી જ્યારે તમે અન્યાયને કર્તવ્યમાં અને અધર્મને પુણ્યમાં ખપાવવા માગો છો ત્યારે મારા હૃદયને આઘાત થાય છે, માટે જ હું સ્થિર રહી શકતો નથી.

"......દેશથી પણ ઉચ્ચ આસને ધર્મ—સત્ય—રહેલું છે એમ જેઓ માનતા નથી તેઓ, હું કહું છું કે, દેશને પણ માનતા નથી. જે જુવાનો દેશનું કાર્ય કરવા તૈયાર છે તેમને શરૂઆતથી જ નશાની ટેવ પડાવવામાં મારો હાથ જરાયે ન હોય એમ હું ઇચ્છું છું. જેઓ માનવમનને ભોળવે છે, મંત્રથી ભોળવીને જેઓ કામ

કઢાવી લેવા માગે છે, તેઓ કામની જ કિંમત વધુ આંકે છે—માનવીના મનની એમને કશી જ કિંમત નથી. આ પ્રમત્તતામાંથી જો દેશને આપણે નહિ બચાવી શકીએ તો દેશની પૂજા એ જ દેશનું વિષ-નૈવેદ્ય બની જશે અને દેશનું કાર્ય વિમુખ બ્રહ્માસ્ત્રની જેમ આવીને દેશના હૈયામાં વાગશે.”

દેશભાવનામાં મંત્રમુગ્ધ થઈ ગયેલા પ્રમત્ત લોકોએ રવિબાબુની વાત કાન પર લીધી નહિ પણ પાછળથી તેમની આ ભવિષ્યવાણી કેટલી સાચી પડી એ બંગાળમાં અરવિંદ ઘોષના ભાઈ બારિન્દ્રની સરદારી નીચે માણિકતોલ્લા બાગનું કાવતરું ખુલ્લું થયું એ પ્રસંગે બતાવી આપ્યું. અને એ પછી પણ હિંસક પ્રવૃત્તિની પરંપરા ચાલી—ભલે ને દેશભાવનાની ઉચ્ચ વૃત્તિથી પ્રેરાઈને એ શરૂ કરવામાં આવી હતી, છતાં સાધનની ખોટી પસંદગીના પરિણામે એ પ્રવૃત્તિએ વિમુખ બ્રહ્માસ્ત્રની પેઠે દેશની પ્રગતિના હૈયામાં જ ઘા માર્યા એમ કોણ નથી જાણતું!

કોરા રાષ્ટ્રવાદના ખપ્પરમાં પોતાનાં અને એમના જેવા બીજા કેટલાયે દેશભક્ત જુવાનોનાં જીવન હોમી દેનાર બારિન્દ્ર ઉપેન્દ્ર અને બીજા ક્રાન્તિકારી આગેવાનો આ વસ્તુ પાછળથી સમજ્યા હતા, પણ એ તો ઘણી ભારે કિંમત ચુકાવ્યા પછી જ. આવા જુવાનોની પ્રવૃત્તિ પ્રત્યે દેશનું લક્ષ્ય દોરતાં કવિવરે કહ્યું હતું કે, ‘એમની દેશભાવનાની અને બલિદાનશક્તિની હું પ્રશંસા કરું છું. પણ એમના કાર્યની તો નિંદા જ કરીશ.’

બંગાળના ભાગલા પછી લોકોમાં જાગૃતિ આવી અને બલિદાન અને ત્યાગની પરંપરા ચાલી. એથી બંગાળના ભાગલા તો નાબૂદ થઈ ગયા, પણ ઉપલા બનાવો બન્યા પછી રવિબાબુને રાજકારણમાં રસ રહ્યો નહિ, એટલે એ ધમાલિયું જીવન છોડી શાંતિનિકેતનમાં ફરીને લોકસેવા અને કેળવણી દ્વારા દેશને ઊંચો ઉઠાવવામાં રોકાઈ ગયા.

## ૧૧

# શાન્તિનિકેતન

"આમાદેર શાન્તિનિકેતન
આમાદેર સબ હ'તે આપન
તાર આકાશ ભરા કોલે
મોદેર દોલે હૃદય દોલે
મોરા બારે બારે દેખિ તારે નિત્ય નૂતન
મોદેર તરુ મૂલેર મેલા
મોદેર ખોલા માઠેર ખેલા
મોદેર નીલ ગગને સોહાગમાથા સકાલ સંધ્યા બેલા
મોદેર શાલેર છાયાબીથિ
બાઝાય વનેર કલગીતિ
સદાઇ તાહાર નાચે મેતે આછે આમલકી કાનન
આમરા જેથાય મરિ ઘૂરે
સે જે જાય ના કભૂ દૂરે
મોદેર મનેર માઝે પ્રેમેર સેતાર બાંધા જે તાર સૂરે
મોદેર પ્રાનેર સંગે પ્રાણે
સે જે મિલિયેછે એકતાને
મોદેર ભાઈયેર સંગે ભાઈકે જે સે કરે છે એક મન

**આમ્લવૃક્ષોની** કુંજોને 'આમાદેર શાન્તિનિકેતન'ના ગાનથી ગજાવતા અને પક્ષીઓના જેવું મુક્ત જીવન જીવી હજારો વિદ્યાર્થીઓ જ્યાં આનંદ અને ઉત્સાહથી ભાષા, ઇતિહાસ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ, કલા, કારીગરી, સંગીત, શિલ્પ અને એવા બીજા અનેક વિષયોનું જ્ઞાન મેળવી ગયા અને જેની શીતળ છાયા તળે બીજા સેંકડો વિદ્યાર્થીઓ જ્ઞાનની ઉપાસના કરી રહ્યા છે એ રવિબાબુની પ્રાણપ્રિય સંસ્થા શાન્તિનિકેતનનું નામ કોણે નહિ સાંભળ્યું હોય! ટાગોર અને શાન્તિનિકેતન એ નામો પરસ્પર એટલાં સંકળાયેલાં છે કે એકનું નામ લેતાં જ બીજું નામ સહેજે યાદ આવી જાય.

આ સંસ્થાની આજની સ્થિતિ અને સ્વરૂપ ગુરુદેવની ચાલીસ વર્ષની સતત તપશ્ચર્યા અને અખંડ સાધનાનું પરિણામ છે. આ સંસ્થાને પોષવા અને જિવાડવા ગુરુદેવે રાતદિવસ એક કર્યાં છે. આ સંસ્થાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે તેમણે પોતાનું લોહી અને પરસેવો રેડ્યાં છે. આ સંસ્થાના વિકાસ માટે ગુરુદેવે પોતાનાં તન મન અને ધનની તમામ સામગ્રીઓ અર્પણ કરેલી. આ સંસ્થાને ચાલુ રાખવા ગુરુદેવે પોતાનાં પુસ્તકોના પ્રકાશન—હક્ક વેચ્યા છે, પત્નીનાં ઘરેણાં ગીરવી મૂકયાં છે, પંચોતેર વર્ષની ઉંમરે વૃદ્ધાવસ્થામાં સ્ટેજ પર નાચ્યા છે. ગુરુદેવને પ્રાણ કરતાંયે અધિક પ્યારી આ સંસ્થા જીવનના અંતિમ દિનોમાં તેમની ચિંતાનો સતત વિષય હતી એમ ૧૯૪૦માં ગાંધીજીને તેમણે લખેલો પત્ર બોલે છે. ભારત–માતાની સેવા તેમણે આ સંસ્થા દ્વારા કરી છે. ગીતામાં બતાવેલી અવ્યભિચારિણી ભક્તિનો આદર્શ તેમણે આ સંસ્થા દ્વારા મૂર્તિમંત કર્યો છે. આ સંસ્થાની મહત્તા અને વિશેષતાનો સાચો ખ્યાલ ગાંધીજીએ ત્રણ શબ્દના એક નાનકડા વાક્યમાં જ આપી દીધો છે. ભારતવર્ષની મુલાકાતે આવનાર એક વિદેશી પ્રવાસીને ગાંધીજીએ કહ્યું હતું, 'Shantinicatan is India — શાંતિનિકેતન એ જ અમારું ભારતવર્ષ છે' આમ કવિવરે પોતાના પ્રચંડ કર્મયોગ

વડે શાંતિનિકેતનમાં પ્રાચીન ભારતને સજીવ કર્યું–ગાગરમાં સાગરની પેઠે આ નાનકડી સંસ્થામાં સાચા ભારતને મૂર્ત સ્વરૂપ આપ્યું.

આ મહાન સંસ્થા જગતની કેળવણીની સંસ્થાઓમાં એક અદ્વિતીય સ્થાન ધરાવે છે. તેનું આજનું સ્વરૂપ જેટલું અદ્દભુત છે તેટલી જ અદ્દભુત અને ઐતિહાસિક તેની શરૂઆત છે, તેટલો જ અદ્દભુત અને રસદાયી તેના વિકાસનો ઇતિહાસ છે. એક નાનકડી શાળાના બીજમાંથી 'વિશ્વભારતી'ના વટવૃક્ષરૂપે તે કેમ ફૂલીફાલી તે સમજવા માટે આપણે ચાલીસ વર્ષ પાછા હટી જઈ પદ્માનો કિનારો છોડી શાંત શિવમ્ અદ્વૈતમ્‌ના નામે પોતાના નવા પ્રયોગમાં જગને નિમંત્રણ આપતા રવિબાબુનું આમંત્રણ સ્વીકારી એમના 'બ્રહ્મચર્યાશ્રમ'માં પ્રવેશ કરવો પડશે.

બોલપુર સ્ટેશનથી ત્રણ માઇલ દૂર જ્યાં આજે આમ્રકુંજની ઘટાઓ વચ્ચે ખુલ્લા આકાશ નીચે અને વિશાળ મેદાન ઉપર શાન્તિનિકેતનની મહાન સંસ્થા ઊભી છે ત્યાં એક વખત વેરાન જંગલ હતું. વર્ષો પહેલાંની વાત છે. રવિબાબુના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર એક દિવસ પાલખીમાં બેસીને આ જંગલમાંથી પસાર થતા હતા, ત્યાં અચાનક તેમના હૃદયમાં ભક્તિના અલૌકિક ભાવ ઊમડી આવ્યા. તુરત જ તેમણે પાલખી થોભાવી, નીચે ઊતર્યા અને બાજુમાં જ આવેલા એક ઘટાદાર વૃક્ષની છાયા નીચે સમાધિ લગાવીને ઈશ્વરના ધ્યાનમાં લીન થઈ ગયા. થોડીવારે તેમણે જ્યારે આંખો ઉઘાડી ત્યારે તેમને કોઈ અનનુભૂત શાંતિનો અનુભવ થયો અને ચારે બાજુ દિવ્ય પ્રકાશ જણાવા લાગ્યો. આ કારણે આ પવિત્ર જગા તરફ મહર્ષિજીને આકર્ષણ થયું અને ૧૮૬૩માં તેમણે એ વૃક્ષની આસપાસની પંદર વીઘાં જમીન ખરીદી લઈ ત્યાં નાનો એવો બાગ બનાવ્યો અને બાગની અંદર એક સાદુ નિવાસસ્થાન તથા આરસની

શાંતિનિકેતનમાં
નત્ય–રાસ



શાંતિનિકેતનમાં
અભ્યાસવર્ગ



• ઓક્સફર્ડના પ્રિ. જેક્સ અને ગુરૂદેવ •



• મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની સમાધિ,
જ્યાં કવિવરને અપાર શાંતિ મળતી •

લાદીથી જડેલું અને રંગીન કાચની દીવાલોવાળું સુંદર પ્રાર્થના-મંદિર બનાવરાવ્યું. આ જગાએ તેમને દિવ્ય શાંતિ પ્રાપ્ત થઈ એથી તેનું નામ 'શાન્તિનિકેતન' રાખવામાં આવ્યું. આ પ્રસંગની યાદ આપનાર એ ઘટાદાર વૃક્ષો આજે પણ ઊભાં છે અને તેની નીચે મહર્ષિની સંગેમરમરની સમાધિ ઉપર બંગાળીમાં લખ્યું છે :

તિનિ
આમાર પ્રાનેર આરામ
મનેર આનંદ
આત્માર શાંતિ

'એ જ મારા પ્રાણનો આરામ, મનનો આનંદ અને આત્માની શાંતિ છે.'

૧૮૬૬માં મહર્ષિજીએ તેનું ટ્રસ્ટ બનાવી આ સંસ્થા કોઈ પણ જાતના કોમ, ધર્મ કે જાતિના ભેદભાવ રાખ્યા સિવાય બધાને માટે ખુલ્લી મૂકી. અહીં હમેશાં સવારમાં જ 'એક ઈશ્વર'ની પ્રાર્થના થતી. કોઈ પણ ધર્મની નિંદા કરવાનો તેમ જ મૂર્તિપૂજાનો અહીં નિષેધ હતો. આ આશ્રમમાં રહી કેટલાય માણસો ઈશ્વરનાં ધ્યાન અને ચિંતનમાં થોડા દિવસો ગાળી જતા. એ રીતે મહર્ષિજીએ સ્થાપેલો આ આશ્રમ પ્રાચીનકાળના ઋષિમુનિઓના આશ્રમની યાદ આપતો હતો.

એ પછી વર્ષો વીત્યાં. રવીન્દ્રનાથ મોટા થયા અને દેશના સામાજિક અને રાજકીય પ્રશ્નોમાં બંગાળની પ્રજાને દોરવણી આપતા થયા. ૧૯૦૧માં જ્યારે તેઓ નેતાઓના અરજીઓ કરી ભીખ માગવાના કે ગુસ્સો કરી નિષ્ફળ વિરોધ કરવાના નિર્વીર્ય રાજકારણથી કંટાળી રચનાત્મક કાર્ય તરફ ઢળ્યા ત્યારે સૌથી પહેલું ધ્યાન તેમણે કેળવણીના પ્રશ્ન ઉપર આપ્યું. આ પ્રશ્ન છેલ્લાં ઘણાં વર્ષથી તેમના મનમાં ઘોળાતો હતો. છેક ૧૮૯૨ માં તેમણે 'શિક્ષાર હેરફેર' નામનો

નિબંધ લખી એ વખતની પ્રચલિત પદ્ધતિની સખત ઝાટકણી કાઢી હતી. પોતાના શાળાજીવનનો કડવો અનુભવ પણ હજી તેઓ ભૂલ્યા નહોતા. મેકોલેએ હિંદમાં શરૂ કરેલી પદ્ધતિ મુજબ ચાલતી 'નિર્જીવ, નીરસ, જગતની વાસ્તવિકતાથી દૂર રહેલી, મરેલા માણસના ડોળા જેવી' શુષ્ક શાળાના કારખાનામાં એક જ જાતના બીબામાં ઢળાઈને દરેક વિદ્યાર્થી બહાર આવતો હતો. નિસ્તેજ શરીર લઈને, અર્ધદગ્ધ જ્ઞાન મેળવીને, મન અને બુદ્ધિને કુંઠિત કરીને આ રીતે તેણે મેળવેલી તાલીમ જીવન માટે, સમાજ માટે, દેશ માટે, તદ્દન નકામી નીવડતી. કામની હતી ફક્ત એક જ કામને માટે અને તે કારકુનીની ગધ્ધા-મજૂરીનો ભાર ખેંચવા. ફૂલ જેવા વિદ્યાર્થીઓની અનેકવિધ શક્તિઓનો હ્રાસ થતો તેઓ આટલાં વર્ષથી નિરુપાયે જોતા આવતા હતા. પોતાની શાળાના દિવસોનો કડવો અનુભવ પણ હજી તેઓ ભૂલ્યા નહોતા. આને બદલે શું કરવું જોઈએ તે એમના મનમાં નક્કી થઈ ગયું હતું. ભારતનાં પ્રાચીન ગુરુકુળની પદ્ધતિ પ્રત્યે તેમને આકર્ષણ હતું. તેની સાદાઈ, શરીરશ્રમ, જાતમહેનત, બ્રહ્મચર્યપાલન, વિદ્યાર્થી અને શિક્ષકોનો પ્રેમમય સંબંધ વગેરે વસ્તુઓ તેમને ખૂબ ગમતી હતી, ઉપરાંત તક્ષશિલા અને નાલંદાની પ્રાચીન વિદ્યાપીઠો એમને ઠીક માર્ગદર્શન આપી શકે તેમ હતું. આમાં અત્યારના યુગને અનુરૂપ તેવા થોડા ફેરફારો કરી પ્રાચીન ભારતના ગુરુકુળમાં અને પશ્ચિમની આધુનિક શાળામાં જે ઉત્તમ હતું તે બન્નેનું મિશ્રણ કરી નવી જ ઢબનું વિદ્યાલય શરૂ કરવાનું તેમનું સ્વપ્ન હતું, જ્યાં બાળક નિસર્ગદેવીને ખોળે ઊછરી પ્રાચીનકાળના બ્રહ્મચારીનું સાદું, મહેનતુ, પવિત્ર અને સત્યમય જીવન ગુજારી પોતાના સર્જન-હારને ઓળખે, શરીર, મન, બુદ્ધિ અને આત્માનો વિકાસ સાધી ભાવિ જીવનની તૈયારી કરે; જ્યાં શિક્ષક અને વિદ્યાર્થીનો સંબંધ સોટી દ્વારા નહિ પણ પ્રેમ દ્વારા સ્થાપિત થાય, જ્યાં શિક્ષક શિષ્યના મગજમાં જ્ઞાન ઠાંસવાનું નહિ પણ વિદ્યાર્થીના સ્વયંવિકાસના

દ્રષ્ટા બની તેને જરૂરી એવી સૂચનાઓ આપવાનું ને માર્ગદર્શક બનવાનું હોય; જ્યાં શાળાનું વાતાવરણ સિપાહીની બૅરેકસમું શુષ્ક અને જડ શિસ્તથી વ્યાપ્ત નહિ પણ ઘરના જેવું સ્નેહનીતરતું હોય; જ્યાં વિદ્યાર્થીઓ સાથે સરકસના ઘોડા માફક ચાબુકથી કે સોટીથી કામ લેવામાં ન આવે પણ પ્રેમ, સહાનુભૂતિ અને આદરથી કામ લેવાય; જ્યાં તેના વ્યક્તિત્વનો સ્વીકાર થાય; જ્યાં ઇતિહાસ, ગણિત અને સાહિત્ય સાથે જ ઉદ્યોગ, વ્યાયામ, સંગીત અને શિલ્પ શીખવવામાં આવે. આવી શાળા માટે અનુકૂળ સ્થાન કયું તેનો વિચાર કરતાં જ શાંતિનિકેતનના આશ્રમનું સ્મરણ થયું. શહેરી જીવનની ધમાલથી દૂર ખુલ્લા આકાશ નીચે અને હરિયાળાં ખેતરોમાં જ્યાં તેમના બાળ-આત્માએ શિક્ષણની ચાલુ ઘરેડમાંથી છૂટી મુક્તિનો પ્રથમ સ્વાદ ચાખ્યો હતો અને જ્યાં મહર્ષિજીને પોતાને શાંતિ પ્રાપ્ત થઈ હતી એ પવિત્ર સ્થળ કરતાં વધારે અનુકૂળ બીજું કયું સ્થાન મળવાનું હતું !

પોતાનો આ વિચાર જ્યારે તેમણે મહર્ષિજી પાસે મૂક્યો ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તુરત જ તેમણે રવિબાબુના વિચારને વધાવી લીધો. પરિણામે રવિબાબુએ પદ્મા નદીને રામરામ કર્યા. કુટુંબ સહિત શાંતિનિકેતનમાં આવ્યા અને ડિસેંબરની ૨૨મી તારીખે પ્રાર્થનામંદિરમાં મંગલપ્રવચન કરી બે વિદ્યાર્થી જેવડી જંગી (?) સંખ્યાથી બ્રહ્મચર્યાશ્રમની સ્થાપના કરી. એ વખતે રવિબાબુ સાથે પહેલવહેલા જે શિક્ષકો આવ્યા તેમાં જગદાનંદ રૉય, વિલિયમ લૉરેન્સ, રેવાચંદ તથા પંડિત શિવધન મુખ્ય હતા. થોડા વખત પછી હરિચરન બૅનરજી, બ્રાહ્મબાંધવ ઉપાધ્યાય તથા યુવાન કવિ સતીશચંદ્ર રૉય ત્યાં જોડાયા. રવિબાબુ માટે 'ગુરુદેવ' શબ્દ પ્રચલિત કરનાર આ યુવાન કવિ સતીશચંદ્ર રૉય જ હતા. ૧૯૦૪ માં જ્યારે તે શીતળાથી ગુજરી ગયા ત્યારે ગુરુદેવને ઘણો આઘાત લાગ્યો હતો. એ વખતે થોડા વખત સુધી વિદ્યાલયને સ્યાલદા લઈ જવામાં આવ્યું હતું.

વિદ્યાલયની શરૂઆતનાં બે વરસોમાં વિદ્યાર્થીઓ ઘણા જ થોડા હતા—લગભગ વીસ જેટલા, એટલે બધા એક કુટુંબના માણસોની પેઠે રહેતા. વિદ્યાર્થીઓ અને શિક્ષકો બધા સાથે જ રહેતા, સાથે જ જમતા, સાથે જ રમતા, ~~સાથે ભોજન કરતા~~ અને વિદ્યાલયના કામથી માંડીને નાનાંમોટાં તમામ કાર્યો જાતે જ કરતા. રવિબાબુનાં પત્ની મૃણાલિનીદેવીએ પતિના આ કાર્યમાં બહુ જ ઉત્સાહપૂર્વક સાથ આપ્યો હતો. વિદ્યાર્થીઓ ઉપર તેમને અત્યંત પ્રેમ હતો. તેમનો નાસ્તો, ખાવાનું વગેરે તેઓ જાતે જ તૈયાર કરતાં. રસોઈના કામમાં તો તે કેટલાં નિપુણ હતાં તે આગળ જણાવવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓના કમભાગ્યે જો કે તે ઝાઝું જીવ્યાં નહિ, પણ જેટલો વખત ત્યાં રહ્યાં ત્યાં સુધી આદર્શ ‘ માતા ’ બનીને રહ્યાં.

પિતા મહર્ષિની પેઠે ગુરુદેવ પણ જન્મજાત કેળવણીકાર તો હતા જ, તેમાં પોતાના શાળાજીવનના અનુભવોએ એ જ્ઞાનમાં ઓર વધારો કર્યો હતો. કલકત્તા અને સ્યાલદાના અમીરી જીવનનો ત્યાગ કરી પ્રાચીન કેળવણીના આદર્શને મૂર્ત કરવા આવનાર તે સાચા ગુરુદેવ બન્યા હતા. વિદ્યાલયની એવી એક પણ પ્રવૃત્તિ ન હતી જેમાં ગુરુદેવ ભાગ ન લેતા હોય. બાળકો સાથે તે બાળક બનતા. વૃક્ષની છાયા નીચે તેમના વર્ગો લેતા. તેમની રમતગમતમાં તેઓ ભાગ લેતા. તેમની સાથે દોડવાની હરીફાઈ કરી હમેશાં વિદ્યાર્થીઓને પાછળ રાખી દેતા. કુસ્તી વગેરે કસરતો શીખવી તેમનામાં સાહસ પ્રગટાવતા, તેમ જ ખડતલ બનાવતા. રાત્રે નાનાં બાળકોને મનોરંજક વાર્તાઓ કહેતા અને મોટાને વીરતા અને સાહસની. ક્યારેક ક્યારેક પોતાની કવિતાઓ સમજાવતા. સંગીત, અભિનયકલા અને નૃત્યના પાઠ આપતા. અઠવાડિયામાં બે વખત મંદિરમાં થતી પ્રાર્થના ઉપર સાદી ભાષામાં ધાર્મિક પ્રવચન આપતા. આમ રવિબાબુ વિદ્યાર્થીઓનાં જીવનમાં ઓતપ્રોત થઈ ગયા હતા. તે તેમના ગુરુ, સાથી, માતા, પિતા – બધું જ બન્યા હતા.

શિક્ષણના ક્ષેત્રમાં રવીન્દ્રનાથ ટાગોરે કરેલા આ નવા પ્રયોગની જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ વિદ્યાર્થીઓની સંખ્યા વધવા લાગી. ૧૯૦૪–૫ સુધીમાં સાઠ થઈ અને પછીનાં વર્ષોમાં વધતાં વધતાં બસો સુધી પહોંચી ગઈ. આમ વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં ખર્ચ વધ્યો. આને પહોંચી વળવા માટે ગુરુદેવે કેવા પ્રયત્ન કર્યા એ આગળ બતાવવામાં આવ્યું છે. આ ઉપરાંત ૧૯૧૩માં તેમને મળેલા નોબેલ પારિતોષિક ૧૨૦૦૦૦ની રકમનું વ્યાજ પણ શાન્તિનિકેતનના ચાલુ ખર્ચને પહોંચી વળવા માટે વપરાતું હતું. ગુરુદેવની ઇંગ્લાંડની એ યાત્રાએ શાન્તિનિકેતનને માત્ર પૈસા અને કીર્તિનો લાભ જ નહિ પણ એ કરતાંયે વધારે કીમતી બીજો લાભ અપાવ્યો હતો—એન્ડ્રૂઝ અને પિયર્સન જેવા વિદ્વાન સાધુપુરુષોની જીવનભરની મિત્રતાનો. હિંદ આવ્યા પછી શાન્તિનિકેતનમાં તેઓએ અધ્યાપનનું કામ હાથ ધર્યું, એટલું જ નહિ, હિંદ તરફ સહાનુભૂતિ જગાડનારા હિંદના સેવકો થઈને રહ્યા. એન્ડ્રૂઝ જેવાએ તો પોતાની સેવા દ્વારા 'દીનબંધુ એન્ડ્રૂઝ'નું પદ મેળવ્યું હતું.

એ વખતનો શાળા અને છાત્રાલયનો દૈનિક કાર્યક્રમ નીચે પ્રમાણે રહેતો :

પ્રાતઃકાળમાં વહેલાં સાડા ચાર વાગે વિદ્યાર્થીઓની એક ટુકડી વિદ્યાલયની આસપાસ ગીતો ગાતી ગાતી ફરતી અને ઉષઃકાલના શાંત અને સુંદર વાતાવરણમાં વિદ્યાર્થીઓને જગાડતી. ઊઠીને તુરત જ બધાય વિદ્યાર્થીઓ પોતપોતાના નિવાસસ્થાનને વાળીચોળી સાફ કરી પાણીનો છંટકાવ કરી નાખતા. શૌચાદિથી નિવૃત્ત થયા પછી તેઓ ખુલ્લી હવામાં થોડો વ્યાયામ કરતા. એ પછી સ્નાનાદિથી નિવૃત્ત થઈને દરેક વિદ્યાર્થી પોતપોતાનું આસન લઈ એક એક ઝાડ નીચે બેસીને પા કલાક સુધી ઈશ્વરનું ધ્યાન ધરતો. આમ વ્યક્તિગત પ્રાર્થના પછી નાસ્તાનો કાર્યક્રમ રહેતો. એ પછી બધા વિદ્યાર્થીઓ ટુકડીવાર પ્રાર્થનામંદિરમાં દાખલ થતા જ્યાં ગુરુદેવ શિક્ષકો અને વિદ્યાર્થીઓ સમૂહગત રીતે

ઉપનિષદના મંત્રો બોલતા. સમૂહપ્રાર્થના પૂરી થયા પછી ગુરુદેવ ધાર્મિક પ્રવચન કરતા. એમની ગેરહાજરીમાં શાળાના બીજા સંચાલકો આ કામ કરતા.

સવારમાં આઠ વાગે વૃક્ષોની શીતળ છાયા નીચે ખુલ્લી હવામાં વર્ગો શરૂ થતા. દરેક વિદ્યાર્થી પોતપોતાનું આસન તથા ભણવાનું સાહિત્ય લઈને વર્ગમાં પહોંચી જતો અને ત્રણ કલાક સુધી જુદા જુદા વિષયોનું જ્ઞાન મેળવતો. અગિયાર વાગે વર્ગો બંધ થતા.

બાર વાગે ભોજન લીધા પછી થોડો વખત આરામમાં જતો. સૂર્યનો તાપ જ્યારે નમવા માંડતો ત્યારે વિદ્યાર્થીઓ પોતાના પાઠ તૈયાર કરતા. એ પછી બપોરનો નાસ્તો કરી વિદ્યાર્થીઓ બાગાયત કરતા. પછી કવાયત અને રમતો શરૂ થતી. મોટા વિદ્યાર્થીઓ આસપાસનાં ગામડાંમાં જતા ને ત્યાં રાત્રિશાળાઓ ચલાવતા. સાંજના ભોજન પહેલાં ફરીને સ્નાન કરવાનો, ધ્યાન ધરવાનો અને સાયંકાલની પ્રાર્થનામાં ઉપનિષદના મંત્રો બોલવાનો કાર્યક્રમ ચાલતો. રાત્રે ભોજન પછી એક કલાક રાત્રિપ્રવૃત્તિ ચાલતી; તેમાં વાર્તાઓ, નાટકો, ગીતો વગેરે રાખવામાં આવતાં. સાડા નવ વાગે ફરીને વિદ્યાર્થીઓની ટુકડી સાયં-કાલનાં ગીત ગાતી શાળાના રસ્તાઓ ઉપર ફરતી અને પછી બધા સૂઈ જતા. આમ પક્ષીઓનાં જીવનની પેઠે સંગીતથી દિવસ શરૂ થતો અને સંગીતથી જ દિવસ પૂરો થતો.

આજના શાંતિનિકેતનની શાળાને તે વખતની શાળા સાથે સરખાવતાં તાત્ત્વિક ફેરફારો થયા નથી, પણ એમ લાગે છે કે એ વખતના કાર્યક્રમમાં ધાર્મિક પ્રવૃત્તિની પ્રધાનતા આજના કરતાં વિશેષ હતી.

એ વખતે વિદ્યાર્થીઓ અને શાળા ઉપર ગુરુદેવની અસર કેટલી હતી એ વિષે અંગ્રેજ લેખક અર્નેસ્ટ રેઝ લખે છે :

" His Great personality permeats the whole atmosphere of the school and inspires every member of the institution with the divinity and nobility of his character."

"તેના મહાન વ્યક્તિત્વની છાપ શાળાના સમગ્ર વાતાવરણ ઉપર દેખાય છે અને પોતાના દિવ્ય ઉમદા ચારિત્ર્ય દ્વારા સંસ્થાના દરેક માણસને પ્રેરણા આપે છે."

# ૧૨

# વિશ્વભારતી

यत्र विश्वं भवत्येकनीडम् ॥

'જ્યાં સારુંયે વિશ્વ જગતપંખીઓનો માળો બને છે.'

રવિબાબુ રાજકારણમાંથી છૂટા થયા પછી ઘણાં વર્ષો સુધી તેમણે પોતાની તમામ શક્તિ બે મુખ્ય પ્રવૃત્તિઓ તરફ વાળી હતી—એક સાહિત્યસર્જનની અને બીજી કેળવણીની. સંસ્થાના વિકાસની તેમણે દોરી રાખેલી રૂપરેખા પ્રમાણે સંસ્થા દિનપ્રતિદિન આગળ વધતી જતી હતી. અઢાર વરસની સતત સાધના પછી તેમને લાગ્યું કે હવે વિશ્વના પ્રવાહોને અહીં વાળવાનો અને અહીંનો પ્રવાહ વિશ્વમાં વહેતો કરવાનો સમય પાકી ગયો છે, એ માટે કંઈક વ્યવસ્થિત કાર્ય શરૂ થવું જોઈએ, એમ લાગતાં 'ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર' એ વિષય ઉપર એક વ્યાખ્યાનમાળા ચલાવી પોતાનો વિચાર લોકો આગળ રજૂ કર્યો. ભારતવર્ષમાં આર્થિક ગરીબાઈ જેટલી જ બૌદ્ધિક ગરીબાઈ પ્રવર્તે છે અને એ ગરીબાઈ તો આર્થિક ગરીબાઈ કરતાંયે વધારે ભયંકર છે કારણ કે તે ભારતની સંસ્કૃતિના આત્માને ભરખી રહી

છે. આ ગરીબી દૂર કરવા માટે એક એવી સંસ્થાની જરૂર છે જ્યાં ભારતીય સંસ્કૃતિના જુદા જુદા પ્રવાહોનાં તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કલા અને સંગીત વગેરેનો ઊંડો અભ્યાસ અને શોધખોળ કરવાની સગવડ મળે. તેમાં હિંદુધર્મશાસ્ત્રો જેવાં કે વેદ, પુરાણ, ઉપનિષદો, રામાયણ, મહાભારત તથા જૈન, બૌદ્ધ, મુસલમાન, શીખ તથા પારસી લોકોના ધર્મોનો તુલનાત્મક અભ્યાસ થાય અને આગળ જતાં તેમાં ચીન, જાપાન, તિબેટ વગેરે ધર્મો અને સંસ્કૃતિઓ ઉમેરાય. વળી આ સંસ્થામાં ભારતના આર્થિક જીવનની પુનર્રચનાના પ્રયોગો થાય. આધુનિક વિજ્ઞાનનો ઉપયોગ કરીને કૃષિવિદ્યામાં અખતરાઓ કરે, પશુપાલન કરે અને સંસ્થાના વિદ્યાર્થીઓને જરૂરી એવી બધી વસ્તુઓ જાતે જ પેદા કરે. આવી સંસ્થા આજુબાજુનાં ગામડાંઓ સાથે સંપર્ક સાધે અને તેમના રોજ-બ-રોજના પ્રશ્નોનો ઉકેલ આપવામાં માર્ગદર્શક અને મદદગાર બને.

આ વિચારોને મૂર્ત સ્વરૂપ આપવાની શરૂઆત લગભગ ૧૯૧૮થી થઈ ગઈ. એ વરસમાં તેમણે ઉપર જણાવેલી સંસ્થાનો પાયો નાખ્યો અને તેને 'વિશ્વભારતી' એવું નામ આપ્યું. આ એક જ શબ્દ એ સંસ્થાનો ઉદ્દેશ સારામાં સારી રીતે રજૂ કરે છે. સંસ્થાનો પાયો નાખ્યા પછી બીજે વર્ષે જુલાઈ મહિનામાં ઉચ્ચ અભ્યાસની શરૂઆત કરી. સાહિત્યનો વિષય કવિવરે પોતે જ લેવાનું ચાલુ કર્યું.

૧૯૨૧ની સાલ જેમ ભારતના ઇતિહાસમાં તેમ વિશ્વભારતીના ઇતિહાસમાં અગત્યનું સ્થાન રોકે છે. એ વર્ષે વિશ્વભારતીની એક શાખા શ્રીનિકેતનનો પાયો નંખાયો. એ વર્ષે યુરોપના પ્રખ્યાત વિદ્વાન પ્રોફેસર સિલ્વાં લેવીએ શાન્તિનિકેતનની મુલાકાત લીધી હતી. એ જ વર્ષે યુરોપના એક બીજા વિદ્વાન અને સજ્જન મિ. એમહર્સ્ટ શાન્તિનિકેતનમાં પહેલી જ વાર આવ્યા અને તેમણે વિશ્વભારતીના એક અગત્યના અંગ શ્રીનિકેતનની સ્થાપના કરી ગ્રામપુનર્ઘટનાનું કામ વ્યવસ્થિત

રીતે શરૂ કર્યું. ત્યારથી માંડીને આજ સુધી તેમણે પોતાની કેટલીયે મિલકત શ્રીનિકેતનને ચરણે ધરી છે. પણ સૌથી મોટો બનાવ તો બંગાળના સુપ્રસિદ્ધ વિદ્વાન અને કેળવણીકાર ડૉ. બ્રજેન્દ્રનાથ શીલને હાથે વિશ્વભારતીની રીતસરની ઉદ્ઘાટનક્રિયાનો સમારંભ થયો એ હતો. રવિબાબુએ એક ટ્રસ્ટ કરી જમીન, મકાનો, પુસ્તકાલય વગેરે વિશ્વભારતીને ચરણે ધર્યું. એટલું જ નહિ પણ બે વરસ પછી તેના ચાલુ ખર્ચ માટે પોતાનાં બંગાળી પુસ્તકોના તમામ હક્કો પણ તેને સોંપ્યા. આમ પોતાની પાસે તન, મન અને ધનની જે સર્વ શક્તિઓમાં જે જે ઉત્તમ હતું તે તેમણે વિશ્વભારતીના વિકાસને માટે દાન કરી દીધું. જગતમાં પૈસાનાં દાન કરનારા દાનેશ્વરી તો ઘણા જોયા છે પણ પૈસા સાથે બુદ્ધિ, શક્તિ અને હૃદયનું દાન દેનારા આંગળીને વેઢે ગણી શકાય એટલા જ થયા છે. એવી મહાન વિભૂતિઓની પંક્તિમાં રવિબાબુનું સ્થાન છે.

એ પછીનાં વર્ષોમાં વિશ્વભારતી ધીમે ધીમે વિકાસ સાધતું ગયું. ચિત્રકલાના ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવનાર ભારતના સુપ્રસિદ્ધ ચિત્રકાર અવનીન્દ્રનાથ અને પાછળનાં વર્ષોમાં એમના શિષ્ય નંદલાલ બોઝે શાન્તિનિકેતનના કલાભવનને વિકસાવ્યું. નૃત્ય, અભિનય અને સંગીત તો ટાગોરકુટુંબનો વારસો જ હતો. આ વિદ્યાઓને શાન્તિનિકેતનમાં કાયમી સ્થાન અપાવનાર ગુરુદેવ પોતે જ હતા. અત્યાર સુધીમાં અહીંથી કેટલાયે સંગીતશાસ્ત્રીઓ, અભિનેતાઓ અને નૃત્યકારો હિંદને શાન્તિનિકેતને આપ્યા છે. સિનેમા–જગતમાં ખ્યાતિ મેળવનાર તિમિર બરન, પંકજ મલિક વગેરે કુશળ સંગીતકારો શાન્તિનિકેતનની ઊપજનું ફળ છે. સાહિત્ય અને તત્ત્વજ્ઞાનવિભાગને વિકસાવવામાં આચાર્ય ક્ષિતિશમોહન સેનનો જબરો ફાળો છે.

અનેકવાર દેશદેશાન્તરોમાં પ્રવાસ કરીને ગુરુદેવે વિશ્વભારતીનો સંદેશ જગતમાં ફેલાવ્યો, કેટલાયે અવનવા આંતરરાષ્ટ્રીય સંબંધો

બાંધ્યા અને જગતના સાહિત્ય અને સંસ્કારસ્વામીઓને, કલાકોવિદોને તત્ત્વજ્ઞો અને વિચારકોને તથા રાજપુરુષોને વિશ્વભારતીના અતિથિ બનવાનાં આમંત્રણ આપ્યાં; જો કે તેમને પહેલવહેલી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવનાર ઇંગ્લાંડના ૧૯૧૩ના પ્રવાસ પછી દેશદેશના સંસ્કૃતિ–પૂજકો શાન્તિનિકેતન આવતા થઈ ગયા હતા. રામ્સે મેકડોનલ્ડ, પ્રો. સિલ્વાં લેવી, ઇટલીના પ્રસિદ્ધ પ્રોફેસર કાર્લો ફોર્મીચી, સરજાહોન એન્ડરસન, લોર્ડ લોધિયન, લોર્ડ લીટન, લોર્ડ ઇરવીન, જાપાની કવિ નાગુચી. નાનકીંગની સરકારના તંત્ર નીચે ચાલનારી શિક્ષણસંસ્થાના ચીની સંચાલકો. ઇરાનના શાહે મોકલેલા કેળવણીખાતાના વડા કુરે દાઉદ વગેરે અનેક પ્રસિદ્ધ વ્યક્તિઓનાં નામો શાન્તિનિકેતનના અતિથિઓનાં નામોની હારમાળામાં આપી શકાય. આ આંતરરાષ્ટ્રીય સંબંધોનું સૌથી સમૃદ્ધ ફળ તે તો છે વિશ્વભારતીમાં ચાઈના ભવનની સ્થાપનાનું. ઈ. સ. ૧૯૩૭માં જ્યારે જાપાન ચીનનાં મોટાં મોટાં શહેરો કેન્ટોન વગેરે ઉપર ભયંકર બોંબમારો ચલાવી ચીનાઓના સેંકડો વર્ષોનાં પુરુષાર્થ, તપ અને ચિંતનનાં ફળો–કલા, સાહિત્ય, પુસ્તકો વગેરે–નો નાશ કરવા તત્પર બન્યું હતું એ વખતે તેમની પહેલી નજર જ્યાંથી અઢી હજાર વર્ષ પહેલાં પ્રેમ અને શાંતિનો સંદેશ તેમણે પ્રથમ ઝીલ્યો હતો એ ભારતવર્ષ ઉપર પડી. અઢી હજાર વર્ષ પછી આજે પણ હિંદના એક એવા જ મહાન પુરુષને મુખે ફરીને એ જ સંદેશો તેમને મળી ચૂકયો હતો. પોતાનું જે ઉત્તમ હતું એવા એ અઢી લાખ રૂપિયાની કિંમતનાં લગભગ ચાલીસ હજાર પુસ્તકો–જેમાં ચીનનો ધર્મ, ઇતિહાસ, કલા, રાજકારણ, તત્ત્વજ્ઞાન–બધું ભર્યું પડયું છે તે વિશ્વભારતીને ભેટ ધર્યાં અને આમ ચીની ભવનની સ્થાપના થઈ. એ વખતે ગુરુદેવે 'હિંદ અને ચીન' ઉપર જે સુંદર ભાષણ કર્યું હતું તેમાં બન્ને દેશોના પ્રાચીનકાળથી ચાલ્યા આવતા પ્રેમ અને મૈત્રીના સંબંધનો ઉલ્લેખ કર્યો હતો અને આ પ્રસંગથી એ બંધનો કેટલાં દૃઢ થયાં તે બતાવ્યું હતું. વિશ્વભારતીમાં ચીની ભવન ઊભું થયું અને ફરીને

ચીનમાંથી વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરવા માટે, સંશોધન કરવા માટે, આવવા લાગ્યા. આ પ્રસંગ ચૌદસો વરસ પહેલાં ભારતમાં વિદ્યા પ્રાપ્ત કરવા આવનાર હ્યુએનસંગની યાદ આપતો હતો. ચૌદસો વર્ષ પછી ચીનના લોકોને માટે ભારતવર્ષમાં નાલંદા અને તક્ષશિલા વિશ્વભારતીરૂપે આજે પણ જીવિત છે એ ગુરુદેવે બતાવી આપ્યું.

ગુરુદેવે ૧૯૦૧માં રોપેલું બીજ આમ ફૂલીફાલીને મોટું વૃક્ષ બન્યું છે, જેની છાય નીચે આજે યુરોપ, અમેરિકા, જાવા, સુમાત્રા, ચીન, જાપાન, હોલાંડ, સ્વિટ્ઝર્લેન્ડ તેમ જ ભારતવર્ષના જુદા જુદા પ્રાંતના વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો જીવનની વિદ્યાની ઉપાસના કરે છે. ૧૯૦૧માં જ્યાં એક નાનકડી શાળા અને છાત્રાલય હતાં ત્યાં આજે મોટી વિશ્વભારતીની વિદ્યાપીઠ ઊભી થઈ ગઈ છે. રવીન્દ્રનાથ ઠાકુરના જીવનની અનેક સિદ્ધિઓમાંથી સૌથી સમૃદ્ધ અને મહાન સિદ્ધિ કઈ એમ કોઈ પૂછે તો વિનાસંકોચે તુરત જવાબ આપી શકાય : વિશ્વભારતી–શાન્તિનિકેતન.

આ સંસ્થા નીચે આજે એક શિશુભવન, પ્રાથમિક શાળા, માધ્યમિક શાળા, ઉચ્ચ કેળવણી માટેનું વિદ્યાલય (કૉલેજ) સંશોધનવિભાગ, કલાભવન, સંગીતશાળા, ચિત્રશાળા, કૃષિવિદ્યાલય અને ગ્રામપુનર્ઘટનાની સંસ્થા, સહકારી બેંક, આરોગ્યધામ, ચીની ભવન, હિંદી ભવન તથા વિશ્વભારતીનો પ્રકાશનવિભાગ—આમ અનેક પ્રવૃત્તિઓ સુંદર રીતે ચાલી રહી છે. ગામડાંની સાદાઈ, જાતમહેનત અને સંયમમય જીવનની સાથે સંસ્કારઘડતરને માટે શહેરમાં આજે જે જે સગવડો છે એ બધીનો સમન્વય આ વિશ્વભારતીમાં કરવામાં આવ્યો છે. બાલમંદિરથી માંડીને ઉચ્ચ કેળવણીના વર્ગો સુધી સહશિક્ષણની પદ્ધતિ રાખવામાં આવી છે, પણ કન્યાઓ અને કુમારોનાં છાત્રાલયો જુદાં જુદાં રાખવામાં આવ્યાં છે.

વિદ્યાર્થીઓનું સ્વરાજ્ય, સદ્દશિક્ષણ, કુદરતનું સાંનિધ્ય, સમાજ-સેવાનો સંપર્ક, મહાપુરુષોની જયંતીના ઉત્સવો તથા શરદ્દમંગલ-ઉત્સવ, વસંતોત્સવ જેવા ઋતુઋતુના ઉત્સવો તેમ જ આમજનતાના જીવન સાથે સંબંધ ધરાવતા વૃક્ષારોપણ-ઉત્સવ, હળોત્સવ જેવા ઉત્સવો, માઘનો મેળો વગેરે આ સંસ્થાની વિશેષતાઓ છે.

૧૯૩૮માં ગાંધીજીએ દેશને વર્ધા-યોજના આપી. એને જ મળતી યોજના વિશ્વભારતીમાં છે. ૧૯૨૪માં જરા અવ્યવસ્થિતરૂપે એ અહીં શરૂ કરવામાં આવી હતી. આમાં રમત અને કાર્ય દ્વારા કેળવણી આપવાનો સિદ્ધાન્ત કામ કરતો હતો. વિદ્યાર્થીની અંદર રહેલી સર્જનાત્મક શક્તિને કાર્ય દ્વારા વિકસાવી તેની ઇન્દ્રિયો કેળવવાનો અર્થ એથી સરતો હતો. આવાં કાર્યોમાં વણાટકામ, સુથારી કામ, પાકીટ બનાવવાં, પાકીટ ઉપર જુદી જુદી જાતની કાતરણી અને ચિત્રામણ વગેરે ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગોનો સમાવેશ થતો હતો. આ સંસ્થાનું 'શિક્ષાસત્ર' છે અને મિ. એમહર્સ્ટ તેમના સંચાલક છે.

આ આંતરરાષ્ટ્રીય સંસ્થાને ગાંધીજી અને જવાહરલાલજીએ ગુરુદેવે દેશને આપેલા વારસા તરીકે ઓળખાવી છે. ગુરુદેવની અખંડ સાધનાએ ખંડખંડના સંસ્કૃતિપ્રવાહો અહીં વહેતા કર્યા. એમનાં ત્યાગ, તપશ્ચર્યા અને પુરુષાર્થે દેશદેશમાંથી ધર્મધર્મ અને કોમકોમના માણસોને એકેશ્વરની ભક્તિ કરવા, સત્યધર્મનું અનુશીલન કરવા, જુદી જુદી સંસ્કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરવા, વિદ્યા-કલાની ઉપાસના કરવા, વિશ્વભારતીના વટવૃક્ષની છાયા નીચે એકત્ર કર્યા. એમના અસાધારણ વ્યક્તિત્વ અને અસીમ માનવપ્રેમપ્રતિ આકર્ષાઈને માનવજાતના સેવકો દૂર દૂરના દેશોમાંથી અહીં ખેંચાઈ આવ્યા. ગુરુદેવના પ્રતાપે જ વિશ્વભારતી દીનબંધુ એન્ડ્રૂઝ અને પિયર્સન જેવા સાધુપુરુષોની વર્ષો સુધી સેવા મેળવી શક્યું. એમના જ પ્રતાપે મિ. અને મિસિસ એમહર્સ્ટ જેવાં ઉદારદિલ દાનેશ્વરી અને સેવાભાવી

દંપતીનાં અનુભવ, જ્ઞાન અને પૈસાની મદદ મેળવી શક્યું. ૧૯૨૧થી તેઓ અહીં આવ્યાં, પછી શ્રીનિકેતનના નિભાવ અર્થે વર્ષો સુધી રૂ. ૪૦૦૦૦ જેટલી મોટી રકમની વાર્ષિક મદદ કરતા આવ્યાં છે. વિશ્વભારતી ગુરુદેવનું સર્વસ્વ હતું. તેના વિકાસનું અધૂરું રહેલું કામ પૂરું કરવાની પ્રત્યેક ભારતવાસીની ફરજ બની જાય છે. વિશ્વભારતીના કામને આગળ ધપાવવામાં સક્રિય મદદ આપીને જ દરેક ભારતવાસી તેની મગરૂબી લઈ શકે !

# ૧૩

## રાજકીય જીવનનો ઉત્તરકાળ

"ભાગ્યચક્રના પરિવર્તન દ્વારા એક દિવસ તો અંગ્રેજોને આ ભારત-સામ્રાજ્ય છોડવું જ પડશે, પરંતુ એ વખતે તેઓ પોતાની પાછળ કેવું કંગાળ ભારતવર્ષ મૂકતા જશે! સૈકાઓથી ચાલતો આવેલો તેમના રાજ્યતંત્રનો પ્રવાહ જ્યારે અટક્યો ત્યારે તે પોતાની પાછળ તીવ્ર નિષ્ફળતા અને ભીષણ દીનતાનો કેવો અફાટ કીચડ મૂકતા જશે!......આજે જ્યારે વિદાય લેવાનો વખત આવ્યો છે ત્યારે પાછળ શું જોતો જાઉં છું—એક ભાંગી પડતી અભિમાની સંસ્કૃતિનાં ચોતરફ વેરાયેલાં ખંડેર."

**રાજકારણમાંથી** નિવૃત્ત થયા પછી ઘણે વર્ષે રવિબાબુ ફરીને રાજકીય રંગમંચ ઉપર આવ્યા. ૧૯૧૭માં જ્યારે એની બિસાંટ પકડાયાં ત્યારે તેના વિરોધની સભામાં ફરીને રાજકીય ભાષણ આપ્યું. એ પછી 'કર્તાર ઇચ્છાર કર્મ' એ શીર્ષકનો પ્રખ્યાત રાજકીય નિબંધ વાંચ્યો. એ જ અરસામાં મહાસભાના પ્રમુખપદ માટે વિનીતોની સામે ઉમેદવાર તરીકે ઊભા રહેનાર એની બિસાંટ (એ વખતે જેલમાં હતાં)ને પ્રમુખપદે લાવવામાં તેમણે સક્રિય રસ લીધો. આ સંબંધમાં સંખ્યાબંધ ભાષણો આપી વિનીતોને સજ્જડ હાર આપી. એ વરસની જ

મહાસભામાં પંડિત માલવીયજીની વિનંતિથી તેમણે એક 'દેશ દેશ નંદિત કોરિ' રાષ્ટ્રીય ગીત બનાવ્યું અને મહાસભામાં ગાયું. આ ઐતિહાસિક પ્રસંગને બંગાળના મહાન ચિત્રકાર ગગનેન્દ્રનાથે પોતાના ચિત્રમાં આલેખ્યો છે.

ઉપરના એકાદ બે પ્રસંગોને બાદ કરતાં, જો કે રવિબાબુએ કદી પ્રજાને સક્રિય નેતૃત્વ આપ્યું નથી છતાં, હિંદના રાજકારણના જ નહિ પણ પ્રજાજાગૃતિના અનેક પ્રવાહોના જાગૃત પહેરેગીર તરીકે તેમણે દેશમાં બનતા નાના મોટા દરેક મહત્ત્વના પ્રસંગ પ્રત્યે ઉઘાડી આંખ રાખી છે, અને જ્યારે જ્યારે જરૂર લાગી ત્યારે સરકારની દમનનીતિનો ઉગ્ર વિરોધ કરી તેને સખત શબ્દોમાં વખોડતા આવ્યા છે; એટલું જ નહિ પણ પોતાના દેશબંધુઓને તેમનાં ખોટાં પગલાં સામે પણ ચેતવતા આવ્યા છે.

અરવિંદ ઘોષની ગિરફતારી, એની બિસાંટની ગિરફતારી, જલિયાંવાલાની કતલ, ગાંધીજીની ૧૯૩૦-૩૨ની ગિરફતારી અને ચિતાગોંગ અને હીજલીમાં સરકારે કરેલા નિર્દય ગોળીબારો—આ દરેક પ્રસંગે કવિવરનો આત્મા પુણ્યપ્રકોપથી સળગી ઊઠ્યો છે. રાષ્ટ્રીય આપત્તિકાળમાં, સરકારની દમનનીતિના કાળમાં, તેમણે કરેલાં નિવેદનો અને ભાષણો તથા વાંચેલા નિબંધોનો સંગ્રહ કરીએ તો થોકબંધ પુસ્તકો થઈ શકે તેમ છે. દેશની આવી કટોકટીની પળે હમેશાં તેઓ નિર્બળ અને પદદલિત પ્રજાની પડખે ઊભા રહ્યા છે.

આ પ્રસંગોમાં સૌથી ધ્યાન ખેંચે એવો જલિયાંવાલાનો પ્રસંગ છે. અમૃતસર અને પંજાબમાં લશ્કરી કાયદો જાહેર કરીને જનરલ ડાયરે નિર્દોષ પ્રજાજનો ઉપર ગોળીબાર ચલાવ્યા અને એ પછી ભયંકર દમનની જે પરંપરા ચાલી એ જોઈ કવિવરનો આત્મા ઊકળી ઊઠ્યો અને તેના વિરોધ તરીકે એ વખતના વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડ

## રાજકીય ઝંઝાવાતમાં



• સ્વદેશી આંદોલન સમયે •



• એમણે દોરેલું ચિત્ર •

## વાત્સલ્ય-મંદિરમાં



• પુત્ર-પુત્રી સાથે •



'ચિત્રાંગદા 'નું
એક દૃશ્ય





શાંતિનિકેતનનું
પુસ્તકાલય





છેકેલા અક્ષરોનું
એક ચિત્ર



ઉપર એક ઐતિહાસિક પત્ર લખી સરકાર તરફથી મળેલો 'સર'નો ખિતાબ પાછો મોકલી આપ્યો. આ પત્રમાં તેમણે જણાવ્યું હતું:

"માત્ર કેટલાંક સ્થાનિક છમકલાં શમાવવાને પંજાબની સરકારે લીધેલા મહાભારત પગલાએ તો હિંદમાં બ્રિટિશ પ્રજા તરીકેની અમારી લાચાર દશાનું જંગલી આઘાતસહ અમને ભાન કરાવ્યું છે. એ કમનસીબ લોકો ઉપર ફટકારવામાં આવેલી સજાની બેહદ સખ્તાઈ અને એની અમલમાં મૂકવાની રીતો જોઈ અમને ખાતરી થઈ ચૂકી છે કે દુનિયાભરની સુધરેલી સરકારોના ઇતિહાસમાં, થોડાક અપવાદો બાદ કરતાં, એનો જોટો જડે તેમ નથી.

"શસ્ત્રહીન અને સાધનહીન પ્રજા ઉપર માનવજીવનનો સંહાર કરવાનું એક ભયંકર, સુવ્યવસ્થિત અને કાર્યક્ષમ તંત્ર ધરાવતી સત્તાના હાથે આવો વર્તાવ વર્ત્યો એ જોઈને અમારે દુનિયાને જોરશોરથી જાહેર કરવું જોઈએ કે સરકાર પોતાના બચાવમાં કોઈ બેફામ રાજકીય પરિસ્થિતિને આગળ ધરી શકે તેમ નથી—નૈતિક આધાર તો છે જ નહિ.

"પંજાબના અમારા બંધુઓને સહન કરવાં પડેલાં અપમાનો અને ખમવાં પડેલાં દુઃખોના અહેવાલો પ્રજાને મોંએ ડૂચા દઈને જાળવી રાખેલી ચુપકીદીની દીવાલોમાંથી નીતરી નીતરીને હિંદને ખૂણે ખૂણે પહોંચી ચૂકેલ છે અને અમારા લોકહૃદયમાં જે રાષ્ટ્રવ્યાપક પ્રકોપ સળગી રહ્યો છે એની અમારા રાજ્યકર્તાઓએ અવગણના કરી છે.

"સરકારના આ પથ્થરહૃદયની ઘણાંખરાં એંગ્લો-ઇન્ડિયન અખબારોએ પ્રશંસા કરી છે, કેટલાંક તો એથી આગળ વધીને અમારાં દુઃખોમાંથી મજાક ઉડાવવાની પાશવી હદે પહોંચ્યાં છે.

"જાણું છું કે હવે અમારી આજીજીઓ વ્યર્થ ગઈ છે અને જે સરકાર પોતાના સામર્થ્યને અને નૈતિક પરંપરાને શોભાવે એવી મહા-

નુભાવતા બતાવવા શક્તિમાન છે, એની ભવ્ય રાજનૈતિક દૂરદેશીને આજે તો કિન્નાખોરી આવરી રહી છે.

“સમય એવો આવી પહોંચ્યો છે કે અમારા ખિતાબોનાં માનચાંદો માનભંગ દશા સાથે બંધબેસતાં થતાં નથી, ને એ તો અમારી શરમને ઓર છતી કરે છે. આથી હું પોતે બાહ્ય સામાજિક પ્રતિષ્ઠાનાં બધાં ચિહ્નોનો ત્યાગ કરીને જેઓ આજે મામૂલી માણસો કહેવાય છે અને માનવજાતને છાજે નહિ એવી હલકી દશા ભોગવવાને પાત્ર બન્યા છે એવા મારા દેશબાંધવોની પડખે ઊભો રહું છું.

“નામદાર, આ જ કારણોસર જે ખિતાબ નામદાર શહેનશાહ પાસેથી અને આપના પુરોગામીના હસ્તે પ્રાપ્ત કરવાનું મને માન મળ્યું હતું તે ‘નાઈટ’ના ખિતાબથી મુક્ત કરવાની માનપૂર્વક પણ દુઃખપૂર્વક માગણી કરવાની મારી ફરજ ઊભી થઈ છે.”

વાઇસરૉયે એક દૂરદેશી પ્રજાના પ્રતિનિધિને શોભે તેમ કવિવરની ફરિયાદો વિષે ચુપકીદી સેવી ‘નાઈટ’નો ખિતાબ પાછો મોકલી આપ્યો, પણ કવિવરને મન તો તેની કિંમત ક્યારની ઊતરી ચૂકી હતી, એ પછી જિંદગીમાં તેમણે કદી ‘સર’નો ઇલ્કાબ ધારણ કર્યો નહોતો.

જેમ સરકારપક્ષે તેમ પ્રજાપક્ષે પણ કાંઈક દોષ થતો એમ કવિવરને લાગતું તો પ્રજાકીય આગેવાનોને પણ પોતાની વાત સંભળાવવાનું ચૂકતા નહિ, પછી એ વાત ભલે ને જનતાના સૌથી લોકપ્રિય આગેવાનના મતની વિરુદ્ધ જતી હોય. ૧૯૨૧માં ગાંધીજીએ અસહકારની લડત શરૂ કરી ત્યારે તેઓ યુરોપના પ્રવાસે ગયા હતા. પેરિસ, સ્ટ્રેસબર્ગ, જીનેવે, લ્યુસર્ની, બેસલ, ઝુરિચ, બર્લિન, મ્યુનીચ, વીએના, પ્રેગ વગેરે યુરોપના જુદા જુદા દેશોની યુનિવર્સિટીનાં કેન્દ્રોમાં ભાષણો આપતા હતા અને વિશ્વબંધુત્વનો સંદેશ આપી સંસ્કૃતિઓના સમન્વય ઉપર બોધ આપતા હતા. બધા દેશોમાં

તેમને ઘણું માન મળ્યું હતું અને તે તે દેશોના સંસ્કારપ્રેમી સજ્જનોએ તેમના વિચારોને વધાવ્યા હતા. યુરોપનો પ્રવાસ કરીને રવિબાબુ પાછા આવ્યા ત્યારે હિંદમાં તો અસહકારની હિલચાલ ટોચે પહોંચી હતી. હિંદનાં શહેરોમાં સ્વદેશીયુગને ભુલાવી દે તેવી જંગી સભાઓ અને સરઘસો થતાં હતાં. સહકાર, પ્રેમ અને સહાનુભૂતિના વાતાવરણમાંથી આવનાર કવિને અસહકારનો સૂર બસૂરો લાગ્યો અને તેમણે આવતાંવેંત જ કલકત્તામાં ઑગસ્ટની પંદરમી તારીખે સભા ભરી 'શિક્ષાર મિલન'–'સંસ્કૃતિનું મિલન' એ વિષય ઉપર ભાષણ આપી ગાંધીજીના અસહકારના કાર્યક્રમની તીવ્ર આલોચના કરી હતી. જેમાં સમસ્ત રાષ્ટ્ર સંડોવાયું હતું એવા રાષ્ટ્રીય જીવન-મરણના પ્રશ્ન ઉપર એ મહાન વ્યક્તિઓને મતભેદ થતાંજ આખા દેશનું ધ્યાન એ પ્રસંગ ઉપર કેન્દ્રિત થયું. ચર્ચાની પરંપરા ચાલી. કવિવરના આ ભાષણનો ઠેકઠેકાણેથી જવાબ આપવામાં આવ્યો. ખુદ બંગાળમાં જ બંગાળના સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. શરદબાબુએ 'શિક્ષાર વિરોધ'–'સંસ્કૃતિની અથડામણ' નામના લેખમાં કવિવરને જવાબ આપ્યો. આના પ્રત્યુત્તરરૂપે રવિબાબુએ કલકત્તા યુનિવર્સિટી ઇન્સ્ટિટ્યુટમાં ફરી 'સત્યેર આહવાન' એ વિષય ઉપર ભાષણ કર્યું તેમ જ 'મૉડર્ન રિવ્યુ'માં લેખ લખ્યા.

આ ભાષણો અને લેખોમાં રવિબાબુએ જણાવ્યું કે, "અસહકારના સંકુચિત વાતાવરણમાં પડી જગદ્સંસ્કૃતિના પ્રવાહોથી અલગ થઈ જવું એ પાપ છે. આમ કરીને તો આપણે પશ્ચિમના આંધળા રાષ્ટ્રવાદની પૂજા કરીએ છીએ. રેંટિયાથી બુદ્ધિ જડ થઈ જાય છે. વિદેશી કાપડની હોળી કરીને આપણે આપણાં કપડાં બાળતા નથી પણ ગરીબોનાં કપડાં બાળીએ છીએ, જેની ઉપર આપણને જરાયે અધિકાર નથી. ભારતવર્ષના લોકોએ માત્ર વર્તમાનને નજર સામે રાખીને જ ટૂંકી દૃષ્ટિથી નહિ જીવવું જોઈએ પણ ભવિષ્યના

માર્ગની આછી રેખા કલ્પનાચક્ષુ સમક્ષ હમેશાં તરતી હોવી જોઈએ.” કવિવરના આ વિચારોનો સચોટ જવાબ ગાંધીજીએ ‘યંગ ઈન્ડિયા’માં ‘ધી ગ્રેઈટ સેન્ટીનલ’ (નવજીવનમાં ‘કવિની ચોકી’) એ શીર્ષક હેઠળ એક સુંદર લેખ લખીને આપ્યો. ગાંધીજીએ જણાવ્યું કે, “આપણો અસહકાર નથી અંગ્રેજો સાથે કે નથી પશ્ચિમની સાથે, પણ જે પ્રથા અંગ્રેજોએ હિંદુસ્તાનમાં દાખલ કરી છે તેની સાથે, ઈશ્વરશૂન્ય સુધારાની સાથે, તેમાંથી નીપજતા રાક્ષસી લોભ અને તેને લઈને થતા ગરીબોના મરાની સાથે આપણો અસહકાર છે. અને આજનું હિંદુસ્તાન શું પોતાની ગુલામગીરી, ભૂખમરા અને મરકીઓનો ભાગ જગતને આપે? પરદેશી કપડાંને બાળીને હું મારી શરમ બાળું છું. રેંટિયો ખોતાં આપણે આપણું ડાબું ફેફસું ખોયું છે અને એથી આપણે જલદ ક્ષયમાં સપડાયા છીએ. રેંટિયાનો પુનરુદ્ધાર આપણી ખાસાણીને રોકવાનો ઈલાજ છે.” આમ ચર્ચાની પરંપરા ચાલી. છેવટે એ જ વર્ષનાં સપ્ટેંબર માસમાં ગાંધીજી કલકત્તા ગયા ત્યારે આ બન્ને મહાપુરુષો વચ્ચે અસહકારના મુદ્દા ઉપર દિલ ખોલીને ચર્ચા થઈ હતી, જો કે એ વખતે તો ગુરુદેવ ઉપર આજુબાજુના ઉશ્કેરાટભર્યા વાતાવરણની એટલી બધી અસર થઈ ગઈ હતી કે તેઓ સહમત ન થઈ શક્યા. પણ બન્ને વચ્ચેનો પ્રેમસંબંધ અતૂટ રહ્યો.

એ પછી ૧૯૩૦ની સત્યાગ્રહની જબરદસ્ત લડાઈ આવી. લાખો માણસો પકડાયા, હજારો જેલ ગયા. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં લાઠીમાર અને ગોળીબારની પરંપરા ચાલી. સોલાપુરમાં ચાર દેશભક્તોને ફાંસીએ ચડાવવામાં આવ્યા. ગાંધીજીને પણ ગિરફતાર કરવામાં આવ્યા. પેશાવર, ધરાસણા, વડાલા વગેરે જગાએ દમનના કોરડા વીંઝવામાં આવ્યા. આ વખતે કવિવર ઇંગ્લાંડમાં હતા. હિંદુસ્તાનમાંથી આવતા દમનનીતિના સમાચારોએ તેમને અસ્વસ્થ કરી મૂક્યા. પરિણામે ‘માન્ચેસ્ટર ગાર્ડિયન’ નામના ત્યાંના પત્રના

પ્રતિનિધિને મુલાકાત આપી સરકારની ટૂંકી બુદ્ધિ અને આંધળી નીતિમાંથી જન્મેલા દમનરાજ અને ઑર્ડિનન્સરાજને સખ્ત રીતે વખોડી કાઢ્યું. ૧૯૩૧માં કવિવર મોસ્કોથી પાછા ફર્યા ત્યારે પણ હિંદમાં દમનનો કોરડો ચાલી રહ્યો હતો. સપ્ટેંબર માસમાં હીજલીના નજરકેદીઓની છાવણીમાં બે બંગાળી રાજદ્વારી કેદીઓને ધોળે દિવસે જ્યારે ગોળીથી વીંધી નાખવામાં આવ્યા ત્યારે સારુંયે બંગાળ રોષ અને ક્ષોભથી ઉશ્કેરાઈ ગયું. પ્રજાની આ લાગણી વ્યક્ત કરવા સિત્તેર વર્ષના જર્જરિત દેહે તેમણે ભાષણ આપ્યું હતું. કલકત્તાની એ સભા એટલી જબરદસ્ત થઈ હતી કે ટાઉનહૉલમાં તેનો સમાવેશ ન થયો એટલે 'કલકત્તા મેદાન'માં એ ફેરવવી પડી હતી.

૧૯૩૨માં બ્રિટનના વડાપ્રધાન રામ્સે મેકડોનલ્ડે આપેલા કોમી ચુકાદા સામે જ્યારે ગાંધીજીએ આમરણાંત ઉપવાસ કરીને પોતાની જિંદગી હોડમાં મૂકી ત્યારે સારોય દેશ ખળભળી ઊઠ્યો. દેશભરમાંથી કેટલાય માણસો જ્યારે ગાંધીજીને આ પગલું છોડી દેવા સમજાવવા લાગ્યા ત્યારે ગુરુદેવે તેમને આશીર્વાદ આપ્યા. હિંદની એકતાના ટુકડા કરનારા ચુકાદા સામેના ગાંધીજીએ લીધેલા મહાન પગલાને કવિવરનું માનવહૃદય સમજી શક્યું. યરવડા જેલમાં તુરત જ તેમણે ગાંધીજીને તાર મોકલ્યો :

"It is worth sacrificing precious life for the sake of India's Unity and her social integrity, though we cannot anticipate what effect it may have upon our rulers who may not understand its immense importance for our people, we feel certain that the supreme appeal of such self-offering to the conscience of our own countrymen will not be in vain, I fervently hope that we will not calously allow such national tragedy to reach its extreme length. Our sorrowing hearts will follow your sublime penance with reverence and love."

"હિંદની એકતા અને તેની સામાજિક સંગઠિતતાને જાળવી રાખવાના મહાન કાર્ય માટે કીમતી જીવનનો ભોગ પણ આપવા જેવો છે. આ પગલું આપણી પ્રજાને માટે કેટલું બધું અગત્યનું છે એ આપણા પરદેશી શાસકો કદાચ નયે સમજી શકે, એટલે તેમની ઉપર આની કેવી અસર થશે એ હું કહી શકતો નથી, પણ મને ખાતરી છે કે આપણા દેશબાંધવોનાં હૃદયને આ આત્મબલિદાન દ્વારા જે અપીલ કરવામાં આવી છે તે વ્યર્થ નહિ જાય. હું બરાબર આશા રાખું છું કે આપણે નિષ્ઠુર કે બેદરકાર રહી આ રાષ્ટ્રીય કરુણતાને તેની છેલ્લી હદ સુધી પહોંચી જવા દઈશું નહિ. અમારાં શોકાકુલ હૃદય આપના દિવ્ય તપ પ્રત્યે પ્રેમ અને પૂજાનું અર્ઘ્ય આપશે."

આ તાર કર્યા પછી પણ કવિવરના ચિત્તને શાંતિ થઈ નહિ. તેઓ સીધા યરવડા પહોંચ્યા. એ પછી તો કવિવરની આશા ફળી. રાષ્ટ્રના સમૂહગત પ્રયત્નને પરિણામે રાષ્ટ્રીય કરુણતા તેની છેલ્લી હદ સુધી જતાં અટકી ગઈ. એ વખતનું યરવડા જેલમાં આ મહાન વિભૂતિઓનું મિલન માનવતાના ઇતિહાસમાં એક વિરલ બનાવ છે. તાર્કિકતા અને ઉપરી બુદ્ધિમત્તાનો જે પડદો આ બંને વિભૂતિઓ વચ્ચે હતો તે ખસી ગયો. હૃદય સાથે હૃદય મળ્યું. ત્યારથી ગાંધીજી અને કવિવર વિચારોની એકતા પણ અનુભવવા લાગ્યા તે છેક જીવનના અંત સુધી તેમના વિચારોમાં આ અભેદભાવ રહ્યો.

આ પ્રસંગ પછી રવિબાબુ ગાંધીજીને શબ્દો દ્વારા નહિ પણ કાર્યો દ્વારા ઓળખતા શીખ્યા. એ પછીનાં વર્ષોમાં બંગાળમાં કેટલીયે વાર ગાંધી-વિરોધી પ્રવૃત્તિઓ ચાલી, ગાંધીજીને ઉતારી પાડવાના પ્રયત્ન થયા. આવા પ્રયત્નો પ્રત્યે રવિબાબુ જાહેર રીતે ખેદ દર્શાવતા અને પોતાના બંગાળી ભાઈઓને સંકુચિત અને ઝઘડાળુ મનોદશા છોડી મહાન કાર્યો માટે ઉદારતા દર્શાવવા અને

આ મહાપુરુષની મહત્તાને ઓળખવા માટે થોડી વધારે તકલીફ લેવા સમજાવ્યું.

તેમના જીવનનાં છેલ્લાં વર્ષો માંદગીમાં ગયાં છતાં દેશના ગૌરવને જરા પહોંચાડનાર એક પણ પ્રસંગને તેઓ એમ ને એમ જવા દેતા નહિ. હમણાં તાજેતરમાં જ ભારતવર્ષ સામે મિસ રેથબોને કાઢેલા બખાળાની સામે રવીન્દ્રનાથે જે ગૌરવભર્યું નિવેદન કર્યું હતું તે આજેયે આંખ આગળ તરે છે :

" તાજેતરમાં મિસ રેથેબોને હિંદીઓ જોગ લખેલા પત્રની વિગતો વાંચીને મને ઘણું જ દુઃખ થયું છે...આ પત્ર ખાસ જવાહરલાલજીને સંબોધીને લખાયો છે, અને મને ખાતરી છે કે પંડિત જવાહરલાલજીને તેમના દેશબાંધવોએ કારાવાસના સળિયા પાછળ ધકેલી દીધા ન હોત તો આપણે આ પત્રનો યોગ્ય અને જુસ્સાદાર જવાબ જરૂર આપ્યો હોત. પંડિત જવાહરલાલ પર બળજબરીથી લાદવામાં આવેલા મૌનને કારણે મારી રુગ્ણશૈય્યામાંથી આ પત્ર સામે વિરોધનો સૂર ઉડાવવાની મને ફરજ પડી છે.

" આપણા અંતઃકરણ સામે આવો અવિવેકી પડકાર ફેંકીને મિસ રેથબોને બ્રિટિશ પ્રજાનાં હિતોની કુસેવા કરી છે.......જો બ્રિટિશરોએ આપણને શિક્ષણ ન આપ્યું હોત તો આપણે અંધારા યુગમાં સડતા હોત એવું ધારી લેવું એ આપણા કહેવાતા અંગ્રેજી મિત્રો માટે નરી ઉદ્ધતાઈ છે......બે સદીઓ સુધીના બ્રિટિશ વહીવટ પછી પણ એક ટકા જેટલી હિંદી પ્રજા અંગ્રેજી ભાષા દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી શકી, જ્યારે માત્ર પંદર વર્ષ જેટલા ટૂંકા ગાળામાં સોવિયેટ અમલ તળે ૯૮ ટકા જેટલી પ્રજા શિક્ષિત થઈ છે.

" જે બ્રિટિશરો છેલ્લી બે સદીઓથી હિંદીઓને પોતાના વર્ચસ્વ નીચે રાખતા આવ્યા છે અને તેમનું શોષણ કરવાનું ચાલુ રાખ્યું છે તેમણે ગરીબ હિંદીઓ માટે શું કર્યું છે? હું ચોતરફ નજર નાખું છું

અને હિંદીઓને રોટીના ટુકડા માટે આક્રંદ કરતા જોઉં છું. વાત આટલેથી જ અટકતી નથી. મેં મારી સગી આંખે ગામડાંઓમાં સ્ત્રીઓને પાણીનાં થોડાં ટીપાં માટે કાદવ ખોદતી જોઈ છે, કારણ કે શહેરો કરતાં ગામડાંમાં કૂવાની વધારે અછત છે.

"ઈંગ્લાંડની પ્રજા ભૂખમરાના ભયમાં આવી પડી છે તેની તરફ મારી સહાનુભૂતિ છે, પરંતુ જ્યારે એક તરફ આખા બ્રિટિશ નૌકાદળને આ પ્રજા માટેની ખાદ્યસામગ્રી લઈ જતાં વહાણોની ચોકી કરતું જોઉં છું અને બીજી તરફ ભૂખે મરતી આપણી પ્રજાને માટે નજદીકના દેશમાંથી રોટીનો એક ટુકડો પણ આવતો જોતો નથી ત્યારે ઇંગ્લાંડમાં રહેતા બ્રિટિશ પ્રજાજનો અને હિંદમાં રહેતા પ્રજાજનો વચ્ચે કેટલો તફાવત છે એ પ્રશ્ન પર વિચારણા કરતાં હું જરાયે અચકાતો નથી.

"હું મારી આસપાસ નજર ફેરવું છું ને તરત જ દેશભરમાં તોફાનો અને હુલ્લડો જોઉં છું. જ્યારે કોડીબંધ હિંદીઓનો જીવનદીપ બુઝાઈ ગયો છે, આપણી સ્ત્રીઓનાં અપમાન થયાં છે અને માલમિલકત લૂંટાઈ જાય છે ત્યારે પણ બળવાન બ્રિટિશ શસ્ત્રો પ્રવૃત્તિ કરતાં નજરે પડતાં નથી, માત્ર દરિયાપારના દેશોમાં આપણું ઘર વ્યવસ્થિત કરવાની બિનઆવડત માટે ઠપકાનો સૂર સંભળાય છે!

"દુશ્મનો સામે રક્ષણ કરવા માટે ઇંગ્લાંડને સંપૂર્ણ શસ્ત્રસજ્જ બનાવ્યું છે પણ હિંદમાં એક વટહુકમ બહાર પાડીને લાઠીઓ દ્વારા તાલીમ લેવાની પણ મનાઈ ફરમાવી છે. આપણા લોકોને ઇરાદાપૂર્વક નિઃશસ્ત્ર બનાવવામાં આવ્યા છે. આપણા ટ્રસ્ટીઓ હોવાનો દાવો કરીને લાખો હિંદીઓની સુખશાંતિ હરી લીધી છે.

"પોતાના વિશ્વઆધિપત્ય સામે વિધિસરનો પડકાર ફેંકવા માટે બ્રિટિશરો નાઝીઓને ધિક્કારી રહ્યા છે અને આપણી ગુલામીની

જંજીર વધુ મજબૂત બનાવનાર આ લોકોના (સામ્રાજ્યવાદી બ્રિટનના) હાથ ચૂમવાની મિસ રેથબોન આપણી પાસેથી આશા રાખે છે!

"આપણા પર ઠોકી બેસાડેલા આવા અન્યાયો અંગે શાણા બ્રિટિશરો મૌન ધારણ કરશે અને આપણી નિષ્ક્રિયતા બદલ આભાર માનશે એમ મેં ધાર્યું હતું, પણ આમ કરવાને બદલે તેઓએ દાઝ્યા પર ડામ દીધા છે."

કવિવરના સમગ્ર જીવનપથ પર દૃષ્ટિ કરતાં જણાય છે કે, જીવનના આરંભકાળમાં બ્રિટન પાસે તેઓ શ્રદ્ધાભર્યા હૃદયે ગયા હતા, આ શ્રદ્ધાને હચમચાવી મૂકે એવા અનેક પ્રસંગો બન્યા છતાં આ શ્રદ્ધા તેમણે સાચવી રાખી હતી, પણ બ્રિટનની હિંદ પ્રત્યેની નીતિએ દિવસે દિવસે તેમને સ્પષ્ટ રીતે બતાવી આપ્યું કે સંસ્કારી બ્રિટન અને શાહીવાદી બ્રિટન જુદા જુદા છે. જીવનનાં છેલ્લાં વર્ષોમાં તેમની ભ્રમણા સાવ ભાંગી ગઈ હતી અને અસહકારના આરંભકાળમાં જ ગાંધીજીએ બ્રિટનના જે સ્વરૂપની નિંદા કરી હતી તે જ નિંદા કવિવરે પોતાની રીતે કરી. જતાં જતાં બ્રિટનના હાથે થયેલી ભારતવર્ષની પાયમાલીનું કેવું કરુણ અને તાદૃશ્ય ચિત્ર તેઓ દોરતા ગયા છે! આ ચિત્ર જગતની માનવતાએ બ્રિટનને આપેલા ફેંસલા તરીકે જગતના ઇતિહાસમાં ચિરકાળ સુધી નોંધાયેલું રહેશે.

"ભાગ્યચક્રના પરિવર્તન દ્વારા એક દિવસ તો અંગ્રેજોને આ હિંદ–સામ્રાજ્ય છોડવું જ પડશે, પરંતુ તેઓ પોતાની પાછળ કેવું કંગાલ ભારતવર્ષ મૂકતા જશે! સૈકાઓથી ચાલતો આવેલો તેમનો રાજ્યપ્રવાહ જ્યારે અટકશે ત્યારે તે પોતાની પાછળ તીવ્ર નિષ્ફળતા અને ભીષણ દીનતાનો કેવો અફાટ કીચડ મૂકતા જશે! જીવનના પ્રારંભકાળમાં મને પૂરેપૂરો વિશ્વાસ હતો કે યુરોપના અંતરમાંથી

સંસ્કૃતિનો પ્રવાહ ચોતરફ ફેલાશે. આજ જ્યારે મારે વિદાય લેવાનો વખત આવ્યો છે ત્યારે મારો તે વિશ્વાસ બિલકુલ ઊડી ગયો છે. આજે મને એમ લાગે છે કે વિશ્વના રક્ષણકર્તાનો જન્મ અમારી આ ભાંગીતૂટી ઝૂંપડીમાં જ થવાનો છે. સંસ્કૃતિની દિવ્ય વાણી તે જરૂર લઈને આવશે. મનુષ્યના અંતિમ આશ્વાસનની કથા તે પૂર્વ દિશામાંથી જ આવીને સંભળાવશે. હું હવે સામા કિનારાનો મુસાફર છું. આ બાજુને ઓવારે પાછળ હું શું જોતો આવ્યો છું? શું મૂકતો આવ્યો છું?—એક ભાંગી પડતી અભિમાની સંસ્કૃતિનાં ચોતરફ વેરાતાં ખંડેર! પણ માણસમાં વિશ્વાસ ગુમાવી બેસવું એ પાપ છે. એ વિશ્વાસ હું છેવટ સુધી કાયમ રાખીશ.

"આજે હું એ વાત કહેતો જાઉં છું કે ગમે તેટલા સબળ પ્રતાપશાળીનું પણ સામર્થ્ય મદમત્તતા અને આત્મંભરિતા નિર્વિઘ્ન રહેવાનાં નથી તે પુરવાર થવાનો દિવસ આજે તો સામે આવીને ઊભો છે અને એ સત્ય જરૂર સાબીત છે કે,

"अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति

"અધર્મથી માણસ સંપત્તિવાન થાય છે, સુખો ભોગવે છે અને હરીફો ઉપર વિજય મેળવે છે, પરંતુ પછી સમૂળગો નાશ પામે છે."

૨૪

# જગતપ્રવાસી રવીન્દ્રનાથ

હૃદય આમાર ક્રંદન ક'રે
માનવ – હૃદયે મિશિતે
નિખિલેર સાથે મહારાજ પથે
ચલિતે દિવાસ નિશિથે

"મારું હૃદય માનવહૃદયના મિલન કાજે ક્રંદન કરે છે અને જગતના મહાન રાજમાર્ગ ઉપર તેમની સાથે રાતદિન પ્રવાસ કરવા ઝંખ્યા કરે છે."

જન્મથી જ પ્રવાસની – ગતિની – એક અદમ્ય ઝંખના લઈને આવેલા કવિવર રવીન્દ્રનાથ તેમની કલ્પનાઓની પેઠે જગતના ચારે ખૂણામાં ખૂબ ખૂબ ઘૂમ્યા છે. જગતના રાજમાર્ગ ઉપર એકઠા થયેલા દેશદેશના લોકોને મળવાની, તેમનાં વિદ્યા, કલા, ધર્મ, સમાજ, સંસ્કૃતિ વગેરેનો પરિચય કરવાની તીવ્ર ઉત્કંઠા નાનપણથી જ તેમના હૃદયમાં વાસ કરતી આવી છે. હિંદુસ્તાનનો તો એક પણ પ્રાંત કે ભાગ એવો બાકી નથી રહ્યો જ્યાં કવિવરે પોતાના જીવન દરમિયાન એકાદ વખત પ્રવાસ ન કર્યો હોય. ઉત્તરે કાશ્મીર અને

પંજાબથી માંડીને કન્યાકુમારિકા સુધી અને કલકત્તાથી માંડીને કાઠિયાવાડ સુધીના તમામ ભાગમાં તેઓ ફર્યા છે, ત્યાંનો જીવનપ્રવાહ જોયો છે. ગુજરાત – કાઠિયાવાડ પણ એમનાં પુનિત પગલાંથી પાવન થયું છે. સાબરમતીનો શાંત જલપ્રવાહ તો એમના જીવનનું એક સંસ્મરણ બની ગયો છે. ગુજરાતની સાહિત્યપરિષદ એમની હાજરીથી એક વખત ગૌરવાન્વિત બની છે. આ ઉપરાંત કાઠિયાવાડની 'ભાતીગળ સંસ્કૃતિ' અને રંગીન જીવને કવિવરના મન ઉપર ઊંડી છાપ પાડી હતી. ઝાંઝવાંનાં જળનું પ્રથમ દર્શન તેમને સૌરાષ્ટ્ર જ કરાવેલું. બ્રિટિશ રાજ્યતંત્ર અને નાનાં મોટાં અનેક રજવાડાંની ભૂતાવળથી ભરખાઈ ગયેલા સૌરાષ્ટ્ર પાસે 'ઝાંઝવાંનાં જળ' સિવાય બીજું બતાવવા જેવું પણ શું રહ્યું હતું? હવામાં તરતાં ગાનડાંઓને જોઈ એ શું હશે તે પૂછતાં કોઈએ તેમને સમજણ પાડી કે, 'ઝાંઝવાંનાં જળ છે', ત્યારે તે બોલી ઊઠેલા, 'સંસ્કૃત સાહિત્યમાં જેનો વારંવાર ઉલ્લેખ આવે છે તે જ આ માયા – મરિચિકા?' આ પ્રદેશમાં ફરીને આવવાની તેમની કેટલી પ્રબળ ઉત્કંઠા હતી એ તો ગુજરાતના રાષ્ટ્રીય શાયર શ્રી. ઝવેરચંદ મેઘાણી સાથે એક વખત થયેલી વાતચીતમાં તેમણે વ્યક્ત કરી હતી. પણ એક રીતે આ સારું જ થયું કે તેઓ ન આવ્યા, નહિ તો કુદરતની માયા – મરિચિકાને બદલે કાઠિયાવાડના રાજવીઓએ તેનાં ત્રીસ લાખ સંતાનોનાં જીવનમાં ઊભી કરેલી માયા – મરિચિકા જોઈ તેમનું કવિહૃદય કકળી ઊઠયું હોત.

ભારતવર્ષનો ખૂણેખૂણો ફેંદી નાખનાર કવિવર બીજા દેશોમાં કંઈ ઓછું નથી ફર્યા. એંસી વરસના જીવનકાળ દરમિયાન એમણે કેટકેટલા વિશ્વપ્રવાસ ખેડયા છે! આ મહાન પ્રવાસીએ બાર વખત તો પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે! ધરતીનો એવો એક પણ ખૂણો બાકી નથી રહ્યો જ્યાં રવિબાબુએ પગલાં ન માંડયાં હોય. યુરોપના

લગભગ તમામ દેશો – ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્વીટ્ઝર્લેન્ડ, જર્મની, ઇટલી, સ્વીડન, નોર્વે, હોલેન્ડ, બેલ્જિયમ, ઝેકોસ્લોવાકિયા, યુગોસ્લેવિયા, બલ્ગેરિયા, રૂમાનિયા, ગ્રીસ તથા યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા, ચીન, જાપાન, જાવા, સુમાત્રા અને બાલિ ટાપુઓ, મલાયા હિંદીચીન, તાઇલેન્ડ, ઇરાક, ઇરાન – આ બધા પ્રદેશોમાં તેઓ ફર્યા છે. આમાં ઈંગ્લાંડ અને અમેરિકા જેવા કેટલાક પ્રદેશોમાં તો તેઓ પાંચ પાંચ છ છ વખત તો કોઈમાં ત્રણ ત્રણ વખત જઈ આવ્યા છે. કલકત્તા યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી. વિનયકુમાર સરકારે પ્રવાસી રવિબાબુનું એક ઘણું જ સુંદર અને લાક્ષણિક શબ્દચિત્ર આપ્યું છે તે અહીં ઉતારું છું:

" Rabi has been on the move from city to village, from plains to the hills, from the forest to the rivulets, from jasmine to the stars. He has been on the move from the peasant to the princes, from the masses to the classes, from warriors and statesman to the folk-minstrels, from the modern to the midiaevals, from the past to the present, from the Hindu to the Mussalman and from them both to Christian and the Jew. He has been on the move from district to district, from province to province, from continent to continent, from India to Japan und China, to Europe, to the new hemisphere and back again to India. From the East to the West and from the West to the East.

"He has drunk and drunk deep of the world's living springs, the world-maddening music of the varied races and regions he has made his own."

" રવિની ગતિ હમેશાં ચાલુ જ રહી છે. શહેરો અને ગામડાંમાં, મેદાનો અને ટેકરીઓમાં, ઝરણાંઓ અને જંગલોમાં, ફૂલબાગ અને

નારાઓમાં તેઓ સતત ઘૂમ્યા છે. તેઓ કિસાનથી માંડીને રાજાઓ સુધી, આમવર્ગથી માંડીને ખાસવર્ગ સુધી, સેનાપતિઓ અને રાજપુરુષોથી માંડીને ચારણો અને લોકગીતો ગાનારા સામાન્ય માણસો સુધી, આધુનિકમાં આધુનિક માણસથી માંડીને જૂના જમાનાના માણસો સુધી — બધાને મળ્યા છે. તેમણે ભૂતકાળમાં ડોકિયું કર્યું છે, વર્તમાનને જોયો છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, અને યહૂદીઓ — બધાને તે મળ્યા છે. એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં, એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં, એક ખંડમાંથી બીજા ખંડમાં, હિંદુસ્તાનથી ચીન, જાપાન, યુરોપ અને છેક નવી દુનિયા સુધી તેઓ પહોંચ્યા છે અને ત્યાંથી ફરી પાછા હિંદ આવ્યા છે. તેઓ પૂર્વથી પશ્ચિમ અને પશ્ચિમથી પૂર્વમાં ફરતા જ રહ્યા છે.

"જગતની સંસ્કૃતિ અને સંગીતના જીવન્ત ઝરણામાંથી તેમણે દિલ ભરીને રસાસ્વાદ લીધો છે. વિધવિધ જાતિઓ અને પ્રજાઓના જગતને પાગલ બનાવનારા પ્રમત્ત સંગીતનું પાન કરીને તેને આત્મસાત કરી દીધું છે."

ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુએ રવીન્દ્રનાથને હિંદના 'મહાન એલચી' તરીકે ઓળખાવ્યા છે. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં હિંદનું ગૌરવ અને પ્રતિષ્ઠા વધાર્યાં છે, એટલું જ નહિ પણ હિંદ એટલે 'મદારીઓ, મંદિરો, જાદુગરો ને બાવા–સાધુનો દેશ' એવી જે માન્યતા સામ્રાજ્યવાદીઓના માણસોએ વિદેશોમાં પ્રચલિત કરી હતી તેને બદલાવવામાં રવીન્દ્રનાથના આ જગપ્રવાસોએ મોટો હિસ્સો આપ્યો છે. બર્લિનમાં કે રોમમાં, લંડનમાં કે ન્યુયૉર્કમાં, ટોકિયોમાં કે નાનકીંગમાં – જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં–ભારતના આ કવિસમ્રાટનાં દર્શન કરવાને માટે, હૃદયને મત્ત બનાવી દેતું તેમનું સંગીત સાંભળવા માટે, તેની અસાધારણ વક્તૃત્વકલાની અસ્ખલિત ધારાનું પાન કરવા માટે, તેમના ઉમદા વિચારો સમજવા માટે, વિદ્યાર્થીઓ અને સાહિત્યકારો,

સ્ત્રીઓ અને પુરુષો ટોળે વળ્યાં છે. એવા પ્રસંગો પણ બન્યા છે જ્યાં કવિવરને સાંભળવા માટે એકઠી થયેલી જનતાની પ્રચંડ ભીડને કારણે કોઈ કચડાઈ ગયું હોય, કોઈ ગૂંગળાઈ ગયું હોય. એવા પ્રસંગો પણ બન્યા છે જ્યાં બંગાળી ભાષા ન સમજવા છતાં બંગાળી ગીતોની ગેયતા, તેની મીઠી હલક અને રૂપાની ઘંટડી જેવા કવિવરના સૂરથી મત્ત થઈ યુરોપના શ્રોતાજનોએ તાળીઓના સતત ગડગડાટ દ્વારા એનાં એ ગીતો ફરી ફરીને ગાવાની વિનંતિ કરી હોય. અને જગતની વિદ્યાપીઠો તથા સંસ્કારકેન્દ્રોમાં આપેલાં વ્યાખ્યાનો એ તો જગતભરના વિદ્યાર્થીઓ અને સંસ્કારપ્રેમીઓનું અમોલું ધન છે. 'સાધના'થી માંડીને 'માનવધર્મ' સુધીનાં તમામ વ્યાખ્યાનોમાં ભારતવર્ષની સંસ્કૃતિ, તેનો ધર્મ, તેનું તત્ત્વજ્ઞાન, તેની કલા, તેના શિક્ષણનો આદર્શ વગેરે સુંદર રીતે રજૂ કરવામાં આવ્યું છે. એમના સંસ્કાર અને એમની વિદ્વત્તાને, એમના વ્યક્તિત્વ અને એમની પ્રતિભાને વિદ્યાર્થીઓ અને મજૂરો, રાજાઓ અને શાહો, કવિઓ અને કલાકારો, સાહિત્યસ્વામીઓ અને રાજપુરુષો – બધાએ એકસરખું માન આપ્યું છે. જ્યાં જ્યાં એ ગયા છે ત્યાં ત્યાં ભારતીય સંસ્કૃતિની જીવતીજાગતી પ્રતિમા તરીકે તેના તેજોમંડળમાં યુરોપના મોટા મોટા વિદ્વાનો અને રાજપુરુષો અંજાયા છે. તેના સાત્ત્વિક તેજ આગળ પશ્ચિમનો બધો ઝળહળાટ અને બાહ્ય ભપકો કેટલો ઝાંખો લાગ્યો છે!

હિંદના પ્રાચીન ઈતિહાસમાં એક બુદ્ધ થઈ ગયા જેણે ભારતની સંસ્કૃતિનો – માનવધર્મનો – સંદેશ જગતને આપ્યો. વીસમી સદીના અંતમાં ભારતના એક એવા જ સપૂત વિવેકાનંદે શિકાગોની વિશ્વધર્મપરિષદના રંગમંચ ઉપરથી હિંદુધર્મનો સંદેશ જગતને આપી નવી દુનિયાને આશ્ચર્યચકિત કરેલી. એ પ્રાચીન પુરુષોની પરંપરાને શોભા આપે તેવી રીતે વિશ્વકવિ જગતનાં અનેક પાટનગરોમાં ઘણી વાર ઝળક્યા અને તેમણે પણ વિશ્વબંધુત્વ અને જીવનવ્યાપી કેળવણીનો માનવજાતને સંદેશ આપ્યો.

એમના લાંબા અને વિજયવંત જગપ્રવાસોનું વિસ્તૃત વર્ણન આપવું આ નાનકડા પુસ્તકમાં શક્ય નથી, એટલે અહીં તો એમાંના મુખ્ય મુખ્ય પ્રવાસોની ટૂંકી રૂપરેખા જ આપવાનું બની શકશે.

હિંદ બહાર ઈંગ્લાંડની ભૂમિ ઉપર સૌથી પહેલો પગ મૂક્યો ત્યારે તેમની ઉંમર સત્તર વર્ષની હતી. એ પછી થોડા વખતમાં જ રવિબાબુ ઈંગ્લાંડ જઈ આવ્યા હતા, પણ બન્ને વખતે એ વિદ્યાર્થી જ હતા. કોઈ તેમને ઓળખતું નહોતું. જગતને એમનો પરિચય થયો 'ગીતાંજલિ'ના કવિ તરીકે બાવન વર્ષની ઉંમરે ૧૯૨૧માં, જ્યારે કવિવર રવીન્દ્રનાથ પોતાના પુત્ર રથીન્દ્રનાથ અને પુત્રવધૂ પ્રતિમાદેવીને સાથે લઈને ઇંગ્લાંડ ગયા હતા ત્યારે. વાત આમ બની. ત્યાંના પ્રખ્યાત કલાકાર રોથેન્સ્ટિન જેને રવિબાબુ અગાઉથી જાણતા હતા તેને તેઓ ઇંગ્લાંડમાં મળ્યા. બન્ને વચ્ચે સાહિત્ય અને કલાની વાતો થઈ. એ દરમિયાન રવિબાબુએ બંગાળીમાં પ્રસિદ્ધ કરેલા 'ગીતાંજલિ'નાં થોડાંક કાવ્યોના અંગ્રેજી અનુવાદ કર્યા હતા તે તેમને બતાવ્યા. ઉચ્ચ કોટિનાં આ કાવ્યોના વિચારોનું ઊંડાણ, તેનો પ્રવાહી અને તાલબદ્ધ ધારાપ્રવાહ અને નૂતન અને કોમળ કલ્પના વગેરેની રોથેન્સ્ટિન પર ઘણી ઊંડી અસર થઈ. આથી ઉત્સાહિત થઈને તેમણે પોતાના મિત્રમંડળને એમાં ભાગ પડાવવા આમંત્રણ આપ્યું. એમાં ઍઝરા પાઉંડ, એલાઇસ મેનેલ, અર્નેસ્ટ રેઇઝ, હેનરી નેવિન્સન વગેરે કેટલાયે સાહિત્યકારો ભેગા થયા હતા. કવિવરના જીવનસાથીસમા દીનબંધુ એન્ડ્રુઝનો પ્રથમ ભેટો તેમને અહીં જ થયો હતો. કવિ યીટસે આમંત્રિત સજ્જનો આગળ રવિબાબુનાં આ ગીતો ગાઈ સંભળાવ્યાં.

આ બધા સાહિત્યકારો ઉપર એની જાદુઈ અસર થઈ અને કવિની ખ્યાતિ દિવસે દિવસે વધવા લાગી. કવિના માનમાં 'નેશન' નામના સામાહિકપત્રે સાહિત્યકારોની એક મોટી સભા ભરી. આ બધા ઉત્સાહનું પરિણામ એ આવ્યું કે લંડનની ઇન્ડિયા સોસાયટીએ

'ગીતાંજલિ'ની અંગ્રેજી આવૃત્તિ બહાર પાડી. આ આવૃત્તિ બંગાળી 'ગીતાંજલિ'નો અનુવાદ નથી. અંગ્રેજી 'ગીતાંજલિ' મૂળ કરતાં ઠીક ઠીક જુદી છે. તેમાં 'ગીતાંજલિ'નાં ગીતો તથા એ જ ભાવ દર્શાવતાં રવિબાબુએ લખેલાં બીજાં કેટલાંક ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. 'ગીતાંજલિ'ની અંગ્રેજી આવૃત્તિએ ઇંગ્લાંડના સાહિત્ય-જગતને આશ્ચર્યચકિત કરી દીધું. એ વખતના મોટા મોટા સાહિત્ય-કારોએ જગતના સર્વોત્તમ સાહિત્યમાં તેને સ્થાન આપ્યું. એમ કહેવાય છે કે, ઉમ્મર ખય્યામની રૂબાયતે એક વખત ઈંગ્લાંડના સાહિત્યજગતને ડોલાવ્યું હતું, એવી જ કે એથીયે વિશેષ અસર રવિબાબુના 'ગીતાંજલિ'એ કરી હતી.

'ગીતાંજલિ'નાં ગીતોમાં અનંત ઈશ્વરને મેળવવાની ઝંખના અને તેની સાથેનો સંબંધ વ્યક્ત કરવામાં સામાન્યમાં સામાન્ય માણસની લાગણીઓના પ્રવાહને મળતા માર્ગને લઈને તે બધા માણસોને અપીલ કરે છે અને તેનાં વિચારો અને ભાવનાઓને વધારે શુદ્ધ અને પવિત્ર બનાવે છે. પ્રખ્યાત અંગ્રેજ લેખક અર્નેસ્ટ રેઝ આ સંબંધમાં લખે છે : "They took up our half-formed wishes and gave them a voice" "આ ગીતોએ અમારા હૃદયમાં અસ્પષ્ટરૂપે રહેલી ઇચ્છાઓને શબ્દદેહ આપીને સજીવ બનાવી."

આ 'ગીતાંજલિ'એ રવિબાબુને નોબેલ પારિતોષિક અપાવ્યું.

થોડો વખત ઈંગ્લાંડમાં ગાળીને ત્યાંથી રવિબાબુ અમેરિકા ગયા અને ત્યાં તેમણે સંખ્યાબંધ ભાષણો આપ્યાં. તેમાં શિકાગો યુનિવ-ર્સિટીમાં 'હિંદની પ્રાચીન સંસ્કૃતિનો આદર્શ' એ વિષય ઉપર આપેલું વ્યાખ્યાન સારી પેઠે પ્રશંસા પામ્યું હતું. એમની વિદ્વત્તા, એમની આંતરદૃષ્ટિ અને વકતૃત્વકલાની વિશિષ્ટતાથી આકર્ષાઈ અમેરિકાની જુદી જુદી યુનિવર્સિટીઓએ તેમને આમંત્ર્યા, જેમાં હાર્વર્ડ યુનિવ-ર્સિટીમાં પહેલવહેલી વ્યાખ્યાનમાળા ચલાવી. તત્ત્વજ્ઞાન જેવા ગંભીર

વિષયને જડમાંતોડ શબ્દોમાં ગોંધી ન રાખતાં કેટલો રસમય બનાવી શકાય છે તેનો ખ્યાલ આ વ્યાખ્યાનો આપે છે. ઉપનિષદનું તત્ત્વજ્ઞાન એટલું કાવ્યમય ભાષામાં અને રસિક રીતે ભાગ્યે જ કોઈએ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. 'સાધના' નામના પુસ્તકરૂપે પ્રગટ થયેલાં આ વ્યાખ્યાનો વાંચનારને જ્યારે એટલો મુગ્ધ બનાવી દે છે ત્યારે કવિવરની જીવતી–જાગતી મૂર્તિના મંજુલ કંઠમાંથી જ્યારે શબ્દપ્રવાહ વહેતો હશે ત્યારે વાતાવરણ કેટલું જીવન્ત લાગતું હશે! એની કલ્પના કરતાં જ હિમાલયમાંથી નીચે ઊતરતી ગંગાનું ચિત્ર આંખ આગળ ખડું થાય છે. 'ગીતાંજલિ' અને 'સાધના' – આ બન્ને પુસ્તકોએ જગતના સાહિત્યકારો અને તત્ત્વજ્ઞોમાં એમનું સ્થાન ચોક્કસ કરી દીધું. અમેરિકાથી ઇંગ્લાંડ આવી ત્યાં હરસના ઑપરેશન સારુ થોડો વખત ગાળી કવિવર સપ્ટેંબરમાં ભારતવર્ષ પાછા ફર્યા. નવેંબર મહિનાની ૨૩મી તારીખે તેમને સ્વીડીશ અકેડેમી તરફથી નોબેલ પારિતોષિક મળ્યું. એ સમાચાર તેમને હિંદમાં જ મળ્યા. આ પારિતોષિક મેળવનાર એ પહેલા જ હિંદી – પહેલા જ એશિયાવાસી – હતા. આની વીજળિક અસર તો હિંદુસ્તાનના લોકો ઉપર થઈ. આ સમાચારથી ઉત્સાહમાં આવીને કલકત્તાથી પાંચસો માણસો સ્પેશ્યલ ટ્રેન દ્વારા એમને માન આપવા શાંતિનિકેતન દોડી આવ્યા, જેમાં જસ્ટિસ આસુતોષ ચૌધરી, રેવરેન્ડ મિલબોર્ન, સર જગદીશચંદ્ર બસુ, મૌલવી અબ્દુલ કાસીમ વગેરે મુખ્ય હતા. કવિવરે એમના માનપત્રના જવાબમાં ટપકો આપ્યો અને જણાવ્યું કે, "તમારી વચ્ચે રહેલા એવા ઘણા માણસો છે જેઓને તમારી પાસે માન મેળવવા પહેલાં પરદેશીઓનું પ્રમાણપત્ર મેળવવું પડે છે." આગળ ચાલતાં એમણે જણાવ્યું કે, "મારા સાહિત્યજીવનમાં દેશ તરફથી મને સદા વિરોધ અને વિરૂપતા જ સાંપડયાં છે. આજે પશ્ચિમે જ્યારે મારી શક્તિનો સ્વીકાર કર્યો છે ત્યારે સંમાનનો જે પ્યાલો તમે લાવ્યા છો તેને હું હોઠે અડકાડું છું પણ તેનું પાન કરી શકતો નથી."

રાજકીય મિશનરી તરીકેનો પહેલો પ્રવાસ તો તેમણે ૧૯૧૬માં જાપાનનો કર્યો. શરૂઆતમાં તો જાપાનમાં આમવર્ગ તેમ જ ખાસ-વર્ગ બધાએ મળીને કવિવરનું શાહી સ્વાગત કર્યું, તેમની વિદ્વત્તાને માન આપ્યું, પણ જ્યારે ટોકિયો અને કીઓજીજીકુની યુનિવર્સિટીમાં 'રાષ્ટ્રવાદ' ઉપર ભાષણો આપ્યાં અને તેમાં સામાન્ય રીતે રાષ્ટ્ર-વાદની આક્રમણાત્મક નીતિને અને ખાસ કરીને ચીન પ્રત્યેની જાપાનની શાહી નીતિને સખત રીતે વખોડી કાઢી તેથી જાપાનનાં રાજકીય મંડળો છંછેડાઈ પડ્યાં અને કવિવર તરફ પહેલાં જે પ્રેમ અને માનનો વર્તાવ રાખવામાં આવ્યો હતો તે ઠંડો પડી ગયો. એક જણે તો કવિવરને ટાણો માર્યો કે, "Remember that you are a representative of a conquered nation." "તમે એક પરાજિત પ્રજાના પ્રતિનિધિ છો એટલું યાદ રાખજો."

કવિવરે બેધડક થઈને તેનો પ્રત્યુતર આપ્યો :

"My master has bidden me to stand by the way-side and sing the song of the defeated"

"મારા માલિકનો હુકમ છે કે મારે જગતના રાજમાર્ગે ઊભા રહેવું અને પરાજિતોનાં ગીત ગાવાં." જાપાનથી તેઓ અમેરિકા ગયા અને 'રાષ્ટ્રવાદ'નાં ભાષણો ચાલુ રાખ્યાં. આથી અમેરિકાનાં બ્રિટિશ નીતિ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાં અને શાહીવાદી વર્તમાન-પત્રો કવિવર પર તૂટી પડ્યાં, પણ એની તેમને પરવા નહોતી. માન – અપમાનને સરખાં ગણીને પોતાને જે સંદેશ આપવાનો હતો તે બેધડક તેઓ આપતા હતા. બોસ્ટનની યુનિવર્સિટીએ તેમને માનપૂર્વક બોલાવ્યા. આ વખતના પ્રવાસ દરમિયાન 'કલા' 'કેલવણી' અને 'વ્યક્તિત્વની દુનિયા' વગેરે ઉપર આપેલાં ભાષણો અંગ્રેજીમાં 'પર્સનાલિટી' નામે પ્રગટ થયાં. અમેરિકાથી

પાછા ફરતાં વચ્ચે એક દિવસ 'હોનોલુલુ ટાપુ' ઉપર તેઓ રોકાયા હતા.

આ દરમિયાન કવિવરની એક જબરદસ્ત કેળવણીકાર અને સ્વતંત્ર ચિંતક તરીકેની ખ્યાતિ વિશ્વભરમાં પ્રસરતી જતી હતી. ૧૯૨૪માં ચીનના યુનિવર્સિટી લેક્ચર એસોસિયેશનના પ્રમુખ લિયાંગ – ચી – ચાઉએ તેમને ચીન આવવા આમંત્રણ આપ્યું. એ આમંત્રણનો સ્વીકાર કરી આચાર્ય ક્ષિતિમોહન સેન, નંદલાલ બોઝ, કાલીદાસ નાગ તથા મિ. એમહર્સ્ટ વગેરે કેળવણીકારો અને કલાકારોને સાથે લઈને કવિવર ચીન ગયા. શરૂઆતમાં બ્રિટિશ શાહીવાદી પત્રોના કવિવર વિષેના ગંદા અને જુઠ્ઠા પ્રચારને લઈને ચીનના લોકો તેમને સાંભળવા આવતા નહિ, કારણ કે કવિવરને તેઓ એક 'જૂનાપુરાણા રૂઢિચુસ્ત તરીકે' ઓળખતા હતા. પણ આવાં પત્રોનું જૂઠાણું ક્યાં સુધી ટકે! એમણે ફેલાવેલો અંધકાર રવિના પ્રથમ કિરણે જ અલોપ થઈ ગયો—કવિવરના પહેલા જ ભાષણે એમની પ્રતિભાનો પરિચય આપી દીધો. ચીનમાં આપેલાં આ ભાષણો પાછળથી 'ચીનનાં સંભાષણો' ( Talks in China ) એ નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં. શાંગહાઈ, નાનકીંગ, પેકીંગ તથા શાન્સી પ્રાંતમાં આવેલા 'તાઈ લિયાન ફુ' વગેરે ચીનનાં મોટાં મોટાં શહેરોની મુલાકાતો લઈ જાપાન થઈને રવિબાબુ હિંદ પાછા આવ્યા.

ત્યાં પેરુનું આમંત્રણ આવીને ઊભું. દક્ષિણ અમેરિકામાં આવેલું આ નાનકડું ગણતંત્રીય રાજ્ય સ્વાતંત્ર્યની શતાબ્દિ ઊજવતું હતું. આ શતાબ્દિ-ઉત્સવ માટે તેમણે કોઈ બ્રિટિશ વડાપ્રધાન કે અમેરિકાના પ્રમુખને નહિ બોલાવ્યા પણ જગતમાં જેણે મુક્તિ અને વિશ્વ-બંધુત્વનાં ગાન ગાયાં હતાં એ કવિવરને બોલાવ્યા. કવિવર ઉત્સાહપૂર્વક પેરુ જવા ઊપડ્યા. રસ્તામાં જ માંદા પડવાથી તેમને થોડો વખત 'બુનો આઈરીશ' ટાપુમાં રોકાઈ જવું પડ્યું. એ પછી ૧૯૨૫ના

જાન્યુઆરીની ૪થી તારીખે તેઓ દક્ષિણ અમેરિકાનો કિનારો છોડી વેનિસ અને મિલાન આવ્યા અને ત્યાં 'સંગીત' ઉપર ભાષણ આપ્યાં. બન્ને શહેરોમાં તેમને ખૂબ ખૂબ માન આપવામાં આવ્યું હતું. ત્યાંથી નીકળી ફેબ્રુઆરીની ૧૭મી તારીખે તેઓ હિંદ પહોંચ્યા.

ઈટલીની મુલાકાત લેવા માટે કવિવર ઉપર વારંવાર આમંત્રણો આવતાં જ હતાં. છેવટે ૧૯૨૬માં તેમણે યુરોપનો પ્રવાસ કરી ઈટલીની મુલાકાત લીધી. મે મહિનાની ૩૦મી તારીખે નેપલ્સમાં આવી પહોંચતાં સ્થાનિક અમલદારો તરફથી તેમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું અને મુસોલિનીએ મોકલેલા ખાસ સંદેશાથી તેમને ઈટાલિયન રાજ્યના મહેમાન તરીકે માન આપવામાં આવ્યું. ત્યાંથી ઈટલીના પાટનગર રોમ જતાં ખુદ મુસોલિનીએ તેનું સ્વાગત કર્યું અને કહ્યું, "હું આપનો ઈટાલિયન પ્રશંસક છું અને ઇટાલિયન ભાષામાં અનુવાદિત થઈ ગયેલાં એવાં આપનાં બધાં જ પુસ્તકો વાંચ્યાં છે." શાહી પરોણા હોવાને લીધે પ્રેસના પ્રતિનિધિ અને બીજા ઢગલાબંધ માણસો એમની મુલાકાત લેવા લાગ્યા અને ફાસીઝમ વિષે કંઈ નિવેદન કરવા પ્રાર્થના કરવા લાગ્યા: પણ કવિવરે નમ્રતાથી ચર્ચામાં ઊતરવાની ના પાડીને કહ્યું, "ઇટલીનો અમર આત્મા અગ્નિસ્નાનમાંથી બહાર નીકળીને અણબુઝાયેલ પ્રકાશનો ઝભ્ભો પહેરી બહાર આવશે." કવિવરના આગમનને કારણે સારા ઈટલીમાં એક નવા જ ઉત્સાહનું મોજું ફરી વળ્યું. એ આવ્યા પછી આખું સપ્તાહ ભરચક કાર્યક્રમ રાખવામાં આવ્યો. તેમાં ઈટલીના ગવર્નરે તેમના માનમાં સભા બોલાવી ત્યારથી માંડીને અંગ્રેજ એલચીખાતાએ તેમના માનમાં ચાપાણીનો મેળાવડો રાખ્યો ત્યાં સુધીની અનેક સભાઓનો સમાવેશ થઈ જાય છે.

કવિવરના દિલ ઉપર જેની ઊંડી અસર પડી એવો કાર્યક્રમ તો ઈટલીનાં બાળકોના વાર્ષિક સંગીતનો જલસો ઊજવાયો એ હતો.

એક મોટી લાકડાની ગેલેરી ઉપર ઇટલીનાં હજાર ઉપરાંત બાળકો ગોઠવાઈ ગયાં હતાં. કવિવર રવીન્દ્રનાથે જ્યારે આ સંગીતના જલસા-ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં એકઠી થયેલ ૨૫૦૦૦ની જંગી માનવ-મેદનીએ ઊભા થઈ તેમનું સ્વાગત કર્યું. એ પછી કાર્યક્રમ શરૂ થયો. એક હજાર બાળકો એક જ સ્વરે એક સાથે ગાતાં હતાં: અદ્દભુત એ દૃશ્ય હતું. કાર્યક્રમ પૂરો થયા પછી ફરીને પચીસ હજાર રોમનોએ રોમન પદ્ધતિથી રવિબાબુને સલામી આપી. રવિબાબુએ હર્ષથી ગદ્દગદિત થઈ પોતાના હાથ ઊંચા કરી બાળકોને ભારતીય ઢબે આશીર્વાદ આપ્યા ત્યારે એમનામાં રહેલ "કળવણીકાર"નો આત્મા સોળે કળાએ પ્રકાશી ઊઠયો હતો.

ઇટલીમાં એમના નિવાસ દરમિયાન કવિવરની હાજરીમાં 'ચિત્રાંગદા' ઇટાલિયન ભાષામાં ભજવાયું. જતાં પહેલાં ફરી એકવાર મુસોલિનીની મુલાકાત લીધી. વિદાય વખતે ઇટલીના લોકોને કહ્યું, "ઇટાલિયન પ્રજા ખરેખર શું ઇચ્છે છે અને શું વિચારે છે તે નક્કી કરવાની મારી સ્થિતિ અને શક્તિ નથી. હું એટલી આશા રાખું છું કે માત્ર પૈસાપ્રાપ્તિનું કાર્ય તેમને ખરેખર મહાન બનાવી શકશે નહિ એ સત્ય તેઓ જલદી સમજી જશે. જ્યારે ઇટાલિયન પ્રજા દુનિયાને પોતાના આત્માના મહાન ધનની શાશ્વત બક્ષિસ કરશે ત્યારે જ તે સાચી વિશ્વસત્તા થશે."

ઇટલીમાં તેમણે ઠેકઠેકાણે શિક્ષણ ઉપર, કલા ઉપર, સંગીત ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. ત્યાંના ભરચક કાર્યક્રમને લઈને કવિવરની તબિયત બગડી, એથી તેમણે થોડા દિવસો સ્વિટ્ઝરલેન્ડમાં રોમારોલાં સાથે ગાળ્યા. રોમારોલાં સાથેની વાતચીત તથા ઝુરિચમાં ઇટલીના પ્રોફેસરનાં નિર્વાસિત પત્ની સિગ્નેટરા સાલ્વાડોરા પાસેથી ફાસિસ્ટ અમલના જુલ્મોનું વૃત્તાંત સાંભળ્યું ત્યારે કવિવરને જબરદસ્ત આઘાત લાગ્યો. તેમણે ચોખ્ખા શબ્દોમાં ફાસીઝમને વખોડી કાઢ્યું. 'માન્ચેસ્ટર

ગાર્ડિયન'માં એક નિવેદન દ્વારા તેમણે જણાવ્યું, 'જે રાજ્યતંત્રમાં આવા જુલ્મો થતા હોય તે સખ્ત નિંદાને પાત્ર છે.' આ બધાં ઉપરથી ઈટાલિયન છાપાંઓ ઊકળી ઊઠ્યાં અને કવિવરને ગાળો દેવા લાગ્યાં : "Go and shave your beards" "ચાલ્યો જા અને તારી દાઢી મુંડાવી નાખ." આ જાતના અનુભવો કવિવરને ઘણા થઈ ગયા હતા એટલે નિંદાથી એ ડરતા નહિ અને પ્રશંસાથી ફુલાતા નહિ. નીતિ ધર્મ અને પ્રેમના સિદ્ધાન્ત ઉપર રચાયેલા પોતાના વિચારો તેઓ નિઃસંકોચ રીતે જગત સમક્ષ મૂકતા ગયા. ત્યાંથી તેઓ યુરોપના બીજા દેશોમાં પણ ફર્યા. નોર્વેના મુખ્ય શહેર ઓસલોમાં ખુદ રાજાએ તેનું સ્વાગત કર્યું. સ્ટૉકહોમમાં તેમને નાનસેન, સ્વેન હેડીન, બોસેન વગેરે વિદ્વાનોની મુલાકાત થઈ. કોપનહેગન અને હેમ્બર્ગ વગેરે જગાઓ ફરતા ફરતા તેઓ જર્મની આવ્યા. બર્લિનના ફિલ્હાર્મોનિક હૉલમાં 'ઇન્ડિયન ફિલૉસૉફી' ઉપર તેમણે ભાષણ આપ્યું. ત્યાંથી ડ્રૂસડન, કોલોગની, પ્રેગ, બેલ્ગ્રેઈડ, સોફિયા, બુખારેસ્ટ, એથેન્સ, ગ્રીસ, કેરો વગેરેનો લાંબો પ્રવાસ આદર્યો. ઠેરઠેર તે તે દેશોના રાજાઓએ, પાર્લમેંટોએ, પ્રમુખોએ તેમને માન આપ્યું. ગ્રીસના રાજાએ તો તેમને 'Order of the Star'નો ખિતાબ પણ આપ્યો. કેરોમાં ઈજિપ્તની પાર્લમેંટે તેમના માનમાં બેઠક મુલતવી રાખી.

યુરોપના આ પ્રવાસમાં તેમણે યંત્રયુગની ભયંકરતા જોઈ. તેમણે જોયું કે ઉત્પાદનનાં સાધનો રાક્ષસી સ્વરૂપ લેતાં જવાથી સામાજિક સંગઠન એવું સ્વરૂપ લઈ રહ્યું છે જેમાં માણસના વ્યક્તિત્વની દરકાર રાખવામાં આવતી નથી અને જ્યાં માણસ પણ એ મોટી મશીનરીનો એક ભાગ બની જાય છે. મોટા પાયા ઉપરના ઉત્પાદનને કારણે બાહ્ય સુખસગવડનાં સાધનો વધવા છતાં માનવતાનો તો ધ્વંસ થઈ જાય છે એ તેમણે જોયું. યંત્રયુગના

અને મોટા પાયા પરનાં સંગઠનોના આ અનિષ્ટ સામે તેમણે યુરોપના લોકોને ચેતવણી આપી. આ પ્રવાસ દરમિયાન આપેલા વ્યાખ્યાન 'The rule of the giant' 'રાક્ષસનું શાસનતંત્ર'માં ઉપર દર્શાવેલા વિચારો ઘણી સ્પષ્ટતાથી રજૂ કરવામાં આવ્યા છે. તેમના કહેવા મુજબ આજે માણસ માટે યંત્રો નથી રહ્યાં પણ યંત્રો માટે માણસ રહ્યા છે. આ યુગનું જો મહાનમાં મહાન કોઈ અનિષ્ટ હોય તો તે આ છે. તેઓ એક જગાએ કહે છે :

"I believe in life only when it is progressive; and in progress only when it is in harmony with life. I preach the freedom of man from the servitude of the fetish of hugeness, the non-human. I refuse to be styled an enemy of enlightenment, because I do stand on the side of jack the human who defies the big, the gross and wins **victory** at the end."

"હું એવા જ જીવનમાં માનું છું જ્યારે તે પ્રગતિશીલ હોય અને એવી જ પ્રગતિમાં માનું છું જ્યારે તે જીવન સાથે તાલ મિલાવતી હોય. હું જંગી વસ્તુઓ — જેમાંથી માનવતા ચાલી જાય છે — ની ગુલામીમાંથી માણસની મુક્તિ માગું છું. હું પ્રકાશના—પ્રગતિના – દુશ્મન તરીકે ઓળખાવાની ના પાડું છું, કારણ કે હું માનવ જોડે – જે જંગી, મોટાં અને માનવતાને કચડી નાખતાં રાક્ષસી સંગઠન સામે લડી રહ્યો છે તેની સાથે – કદમ મિલાવીને ઊભો છું."

આમ યુરોપના દેશોમાં ઠેકઠેકાણે ફરી, તેનાં સંસ્કારકેન્દ્રોમાં માનવતાનો સંદેશ આપી, દેશની કીર્તિ અને ગૌરવ વધારી, એક વર્ષના લાંબા પ્રવાસને અંતે તેઓ સ્વદેશ પાછા ફર્યા.

અને થોડો આરામ લીધો ન લીધો ત્યાં એશિયાના પૂર્વદેશોનો લાંબો પ્રવાસ આદર્યો. ૧૯૨૭ના જુલાઈ માસમાં રવિબાબુએ સુનીતિકુમાર ચેટરજી, સુરેન્દ્રનાથ કાર અને ધીરેનદેવ બરમન વગેરેને સાથે લઈ સિંગાપુરથી પ્રવાસ શરૂ કર્યો. સિંગાપુર, મલાકા, પિનાંગ વગેરે શહેરોમાં તેમણે ભાષણો આપ્યાં. ત્યાંથી જાવા અને બાલિ ટાપુઓની પણ તેમણે મુલાકાત લીધી. બટેવિયામાં રવિબાબુએ એક બાણુના મેળાવડામાં જાવા ઉપર લખેલાં 'વિજયાલક્ષ્મી' નામના બંગાળી ગીત ઉપરથી અંગ્રેજીમાં ઉતારેલું ગીત ગાયું. આ ગીતનો જાવાનીઝ ભાષામાં તરજુમો પણ કરવામાં આવ્યો. બાલિ ટાપુઓમાં પંદરેક દિવસ ગાળી મધ્ય જાવામાં ત્યાંના રાજાના મહેમાન થઈને તેઓ રહ્યા. અહીં તેમણે જાવાનાં પ્રાચીન નૃત્યો જોયાં, કેળવણી અને સંસ્કૃતિ ઉપર ભાષણો આપ્યાં, અને હિંદની વતી મિત્રતાભર્યો હાથ લંબાવ્યો. આ રીતે પૂર્વના દેશો સાથેનો જૂનો સંબંધ કવિવરે ફરીને તાજો કર્યો.

એ પછીના વર્ષમાં દક્ષિણ ભારત સિલોન વગેરે સ્થળે ફરી આવ્યા. અરવિંદબાબુના આશ્રમમાં થોડા દિવસો ગાળ્યા. 'અડિયાર'ની થિયોસૉફિકલ સંસ્થાની મુલાકાત લીધી.

૧૯૨૯માં કેનેડાની કેળવણીની રાષ્ટ્રીય સમિતિએ પોતાના ત્રિવાર્ષિક સમારંભના ઉત્સવમાં ભાગ લેવા કવિવરને આમંત્રણ આપ્યું. તેનો સ્વીકાર કરીને રવિબાબુ માર્ચની પહેલી તારીખે અમેરિકા જવા માટે ઊપડ્યા. ત્યાંની કેળવણીની પરિષદમાં 'નવરાશનું તત્ત્વજ્ઞાન' એ વિષય ઉપર તેમણે ભાષણ આપ્યું. કવિવર રવીન્દ્રનાથના આગમનના ખબર પડતાં જ હાર્વર્ડ, કોલંબિયા અને અમેરિકાની બીજી કેટલીયે યુનિવર્સિટીઓનાં આમંત્રણો મળ્યાં. પરિષદના દિવસો પૂરા થયા એટલે કવિવર ત્યાં જવા ઊપડ્યા, પણ રસ્તામાં જ એમનો પાસપોર્ટ ગુમ થયો. આથી 'લોસ એન્જેલિસ'માં તેમને ખૂબ

હેરાન થવું પડ્યું. સ્થાનિક અમલદારોને હાથે તેમને રંગદ્વેષનો કડવો અનુભવ થયો. એશિયાવાસી પ્રત્યેના આ અપમાનભર્યા વર્તાવના વિરોધ તરીકે તેમણે અમેરિકાનો પ્રવાસ રદ કર્યો અને જાપાન થઈ સ્વદેશ પાછા ફર્યા. રસ્તામાં એક જાપાનીસ ખબરપત્રીને મુલાકાત આપતાં તેમણે જણાવ્યું હતું, " આ કંઈ એક અમલદાર તરફથી કરવામાં આવેલું વ્યક્તિગત અપમાન નહોતું, એ તો તમામ એશિયાવાસીને નજરમાં રાખીને કરવામાં આવ્યું હતું. અને જ્યાં આપણી પ્રજાને માટે આદર નથી એવા દેશનો તુરત જ ત્યાગ કરવાનો મેં વિચાર કર્યો છે. "

આ અરસામાં સ્વદેશ આવીને ૭૦ વર્ષની ઉંમરે તેમણે ચિત્રકળા ઉપર હાથ અજમાવ્યો અને તેમાં એમને સફળતા મળી. બીજા બધા વિષયોની પેઠે આ કલામાં તેમણે પોતાની મૌલિકતા જ બતાવી આપી. એ જ વર્ષમાં જ્યારે તેમણે યુરોપનો પ્રવાસ આદર્યો ત્યારે આ ચિત્રોનું પેરિસમાં ખાસ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. પ્રદર્શનમાં મૂકવામાં આવેલાં રવિબાબુનાં ચિત્રો પેરિસના મોટા મોટા કલાકારો અને કલામીમાંસકોની પ્રશંસા પામ્યાં હતાં.

૧૯૩૦ના માર્ચ મહિનામાં રવિબાબુએ યુરોપ – અમેરિકાનો એક વધુ પ્રવાસ કર્યો. આ પ્રવાસ દરમિયાન તેઓ ફ્રાન્સ, ઈંગ્લાંડ, જર્મની, ડેન્માર્ક, રશિયા, અમેરિકા વગેરે દેશોમાં ફર્યા, અને પ્રેસિડન્ટ મસારિક, જગવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટિન વગેરેને મળ્યા. શ્રીનિકેતનના સ્થાપક અને પોતાના એક સાથી એમહર્સ્ટની ઇંગ્લાંડમાં ડેવનશાયર પરગણામાં આવેલી કેળવણીની સંસ્થાની મુલાકાત લીધી. એ ઉપરાંત ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં એક પ્રસિદ્ધ વ્યાખ્યાનમાળા આપી, જે પાછળથી ‘ Religion of Man ’ નામે અંગ્રેજીમાં બહાર પડી. આ પુસ્તકમાં કવિવરના ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધેના

વિચારોનો અર્થ સમાયેલો છે. રવિબાબુની જીવનદૃષ્ટિ સમજવા માટે ‘ સાધના ’, ‘ પર્સનાલિટી ’, ‘ ક્રીએટિવ યુનિટી ’ ‘ રીલિજિયન ઓફ મેન ’–આ ચારે પુસ્તકોનું વાચન અનિવાર્ય થઈ પડે છે. કવિવરે ઓક્સફર્ડમાં વ્યાખ્યાનોની શરૂઆત કરી એ વખતે ‘ માન્ચેસ્ટર ગાર્ડિયને ’ તેમની વિદ્વત્તાને અંજલિ આપી હતી. કવિવરની પ્રશંસા કરતાં એ પત્રે જણાવ્યું હતું :

“ There are some who have taught us that the space which separates East from West on the surface of the world had no existence in the depths of human spirit. There is none to whom our debt is greater for that lesson, our gratitude more heart felt than to the thinker, poet and philosopher who will speak to you.. Never has this college been more honoured in its guests than it is to day, and never have we been happier in the welcome we offer him. ”

“ કેટલાક એવા માણસો છે જેણે આપણને શીખવ્યું છે કે પૃથ્વીની સપાટી ઉપરની જે જગા પૂર્વ અને પશ્ચિમને જુદી પાડે છે એવી જગાને માનવહૃદયના ઊંડાણમાં સ્થાન નથી. આ સત્ય સમજાવવા માટે આપણે ભારતના કવિ, ચિંતક અને તત્ત્વજ્ઞ શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના સૌથી વિશેષ ઋણી છીએ......રવિબાબુના આગમનથી આ કૉલેજને જે માન મળ્યું છે તેટલું બીજા કોઈના આગમનથી મળ્યું નહોતું, અને અમે એમનું સ્વાગત કરતાં જે આનંદ અનુભવીએ છીએ તેવો આનંદ પહેલાં કદી અનુભવ્યો નથી. ”

પણ આ વખતના પ્રવાસનો સૌથી મોટો અને અગત્યનો બનાવ તો એમની રશિયાની મુલાકાતનો છે. ૧૯૨૬માં સોવિયેટ તંત્ર તરફથી જ એમને આમંત્રણ આપવામાં આવ્યું હતું, પણ

વીએનામાં ઈન્ફલુએંઝાના સપાટામાં આવી જવાથી એ વખતે તેઓ રશિયા જઈ શકયા નહોતા. આ વખતે રશિયન સરકારે ફરીને તેમને આમંત્રણ આપવા માટે એક ખાસ માણસને બર્લિન મોકલ્યો હતો.

સપ્ટેંબરની ૧૧મી તારીખે કવિવર ડૉ. હેરી ટીમ્બીસ, અમીય ચક્રવર્તી, સૌમેન્દ્રનાથ ટાગોર વગેરેને સાથે લઈ મોસ્કો પહોંચ્યા. બીજે દિવસે વિદેશો સાથે સાંસ્કૃતિક સબંધ સ્થાપનારા મંડળના પ્રમુખ પ્રોફેસર એફ. એન. પેટ્રોફે તેમનું સારી રીતે સ્વાગત કર્યું. એ જ દિવસે સાંજે બીજાં સાહિત્યમંડળો સાથે પટ્રોફે તેમનો સત્કાર કરતાં જણાવ્યું કે, 'સોવિયેટ જાહેરજીવન, સાહિત્ય અને કલાના પ્રતિનિધિઓ પોતાની વચ્ચે અસ્તિત્વ ધરાવતા કવિઓ અને ચિંતકો-માંના એક શ્રી. રવીન્દ્રનાથ ટાગોરને જુએ છે.' અહીં તેઓ રશિયાના કેટલાયે સામ્યવાદી સાહિત્યકારોને મળ્યા. કુમારોની પહેલી કમ્યુનને મળ્યા. તેમનું માનપત્ર સ્વીકાર્યું અને એમની વિનંતિથી ભારતનું વિખ્યાત રાષ્ટ્રગીત 'જનગણમન અધિનાયક' ગાયું. મોસ્કોની ઉત્કૃષ્ટ રંગભૂમિ ઉપર ટૉલ્સ્ટૉયનું 'રીસરેકશન' તથા એક બીજું નાટક 'પીટર ધી ગ્રેઈટ' ભજવાતાં જોયાં. વિદ્યાર્થીઓ સાથે વાત-ચીત કરી તેમના પ્રશ્નોના ઉત્તરો આપ્યા તથા શાન્તિનિકેતનની શાળાની વાત કરી. ત્યાંની કેળવણી, ઉદ્યોગ, ઈતિહાસ વગેરેની અનેકવિધ સોવિયેટ સંસ્થાઓ જોઈ. તેમાં ( Handicrafts ) 'કાપડનો ઉદ્યોગ'નું સંગ્રહસ્થાન, ઔદ્યોગિક મજૂરોનું મંડળ (ઇંડસ્ટ્રિ-યલ લેબરર્સ) ક્રાન્તિનું સંગ્રહસ્થાન વગેરે મુખ્ય હતાં.

મોસ્કોમાં પણ કવિવર ટાગોરનાં ચિત્રોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શન જોયા પછી ટ્રીટીઆકોવ ગૅલેરીના ડાયરેકટર પ્રોફેસર ક્રીટસીએ કહ્યું હતું, "અમે હમણાં જ જે જોયું છે તેને માટે ખરેખર આપના આભારી છીએ. અમે જ્યારે અહીં આવ્યા

ત્યારે રવીન્દ્રનાથને એક મહાન તત્ત્વજ્ઞ અને કવિ તરીકે ઓળખતા હતા અને એમ માનતા હતા કે એમની કલા એક મહાન પુરુષના શોખના વિષય સિવાય કશું નહિ હોય; પણ જેમ જેમ એમનાં ચિત્રોનો પરિચય કરીએ છીએ તેમ તેમ તેમનાં ચિત્રોમાં સર્જનાત્મક કૌશલ્ય જોઈને સ્તબ્ધ થઈ જઈએ છીએ. અમે આ ચિત્રોને કલાત્મક જીવનના મહાન આવિર્ભાવ તરીકે ગણીએ છીએ અને બહારની બીજી પદ્ધતિઓને જેમ અમે અપનાવીને અમારી કરી લીધી છે એમ તેમની પદ્ધતિઓને અપનાવી લઈશું, કારણ કે તે અમારા દેશને ખૂબ ફાયદેમંદ નીવડશે."

અત્યાર સુધીમાં કવિવરે યુરોપની જે અનેક યાત્રાઓ કરીને અસંખ્ય દેશોની મુલાકાત લીધી હતી તેમાં સૌથી વધારે ચિરસ્થાયી અસર કરનાર રશિયન યાત્રા હતી. આ જ એક એવો દેશ હતો જે પોતાના પ્રચંડ પુરુષાર્થ અને શિક્ષાપાસના દ્વારા સમસ્ત દેશને ઊંચે ઉઠાવવા કમર કસી રહ્યો હતો. આ સંબંધી ઉલ્લેખ તેમની 'રશિયાર ચિઠ્ઠી'માં મળી આવે છે. એક પત્રમાં તેઓ લખે છે:

"રશિયા ગયો હતો તેની કેળવણીની પદ્ધતિ જોવા માટે. જોઈને આશ્ચર્યચકિત થઈ ગયો. ફક્ત આઠ જ વર્ષની અંદર કેળવણીના પ્રભાવે એ લોકોનો ચહેરો જ બદલાઈ ગયો છે. જેઓ મૂંગા હતા તેને ભાષા મળી છે, જેઓ મૂઢ હતા તેમનાં મન ઉપરથી પરદો ખસી ગયો છે, જેઓ દુર્બળ હતા તેનામાં આત્મશક્તિ જાગ્રત થઈ ગઈ છે, જેઓ અપમાનભારથી દબાતા હતા તેઓ આજે સમાજની અંધાર-કોટડીમાંથી બહાર નીકળીને સમાન આસનના અધિકારી બન્યા છે. આટલા બધા માણસોનો આટલી ઝડપથી આટલો બધો વિકાસ થઈ જશે એની કલ્પના કરવી પણ મુસ્કેલ છે. યુગો થયા જ્યાં કાંકરા ઊડતા હતા એ નદી વિદ્યાજલથી બે

કાંઠામાં છલકાઈ રહી છે —એ જોઈને હૃદય પુલકિત થઈ રહ્યું છે. દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી જાગૃતિ ફેલાઈ ગઈ છે. ”

કવિવરની વિદાય વખતે જે સભા ગોઠવવામાં આવી હતી ત્યાં તેઓએ કહ્યું હતું :

“ મેં જે કંઈ અહીં જોયું છે એ ઉપરથી આ દેશે જે અદ્ભુત વિકાસ સાધ્યો છે, જે ચમત્કારિક સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તેની ખાતરી થઈ ચૂકી છે અને હું એ દિવસની રાહ જોઈ રહ્યો છું કે, ક્યારે આર્ય સંસ્કૃતિની પુરાણી ભરતભૂમિમાં તેનાં સંતાનો શિક્ષણ અને વિકાસની સમાન તકની બક્ષિસો મેળવવા ભાગ્યશાળી થશે !

“ હું તમારા બધાનો ઘણો ઘણો આભારી છું, કારણ કે યુગયુગથી મનુષ્યના મન ઉપર જે બેડીઓ નાખવામાં આવી છે તેનાથી મુક્ત કરવાનું જે સ્વપ્ન હું વર્ષોથી સેવી રહ્યો છું એનું મૂર્ત સ્વરૂપ તમે મને અહીં બતાવ્યું છે. ”

આ સભામાં રશિયન કવિ શિંગાલીએ કવિવરના માનમાં આ પ્રસંગ માટે ખાસ રચેલું ગીત ગાયું હતું.

રશિયાએ શા માટે તેમના ઉપર આટલી બધી છાપ પાડી હતી એનું મુખ્ય કારણ રવિબાબુ ‘ રશિયાર ચિઠ્ઠી ’માં આ પ્રમાણે જણાવે છે : “ બીજા જે જે દેશોમાં ફર્યો છું ત્યાંના સમાજે સમગ્ર રીતે મારા હૃદયને કદી હલાવ્યું નથી. તેઓ અનેક કાર્યો કરી રહ્યા છે પણ પોતપોતાની મર્યાદાની અંદર ક્યાંક રાજકારણ છે તો ક્યાંક ઇસ્પિતાલો, ક્યાંક વિશ્વવિદ્યાલય તો ક્યાંક સંગ્રહસ્થાન – દરેક વિભાગના નિષ્ણાતો પોતાના કાર્યમાં મશગૂલ છે, જ્યારે અહીં તો સારોયે દેશ એક નિશાન બનાવીને તેના બધા કાર્ય – વિભાગોને એક સ્નાયુજાળમાં બાંધવા તૈયાર થયો છે — બધું એક અખંડ તપશ્ચર્યામાં આવીને સમાઈ ગયું છે.”

જે રશિયાએ તેમને આટલા બધા મુગ્ધ કર્યા તેની માત્ર એક વસ્તુ તેમને ન ગમી – તે તેમનો વર્ગવિગ્રહનો સિદ્ધાન્ત અને તેમાંથી ઊપજતી પરમતઅસહિષ્ણુતા. તેમના વિદાય–સંદેશામાં કવિવરે કહ્યું હતું:

"I must ask you, are you doing your ideal a service by arousing in the minds of those under your training anger, class-hatred and revengfulness against those not sharing your views? You are working in a great cause therefore you must be great in your mind, great in your mercy, your understanding and patience."

"મારે તમને એક સવાલ પૂછવો જ જોઈએ. તમે જેને કેળવણી આપો છો તેના મનમાં વર્ગવિગ્રહની ભાવના જગાડીને અને જેઓ તમારા મતથી જુદા થાય તેમના પ્રત્યે ગુસ્સો, તિરસ્કાર અને વેરવૃત્તિ જગાડીને જે ધ્યેય માટે તમે કાર્ય કરી રહ્યા છો તેને ફાયદો પહોંચાડો છો? તમે એક મહાન ધ્યેયની સિદ્ધિ અર્થે કામ કરી રહ્યા છો એટલે જરૂર તમારું મન મહાન હશે. તમારી દયા, તમારી ધીરજ, તમારી સહિષ્ણુતા અને બીજાને સમજવાની વૃત્તિ જરૂર મહાન હશે."

કવિવરે છેલ્લી વિદેશયાત્રા ૧૯૩૨માં ઈરાનમાં કરી હતી, જ્યારે ઈરાનના શાહે તેમને ખાસ આમંત્રણ આપીને બોલાવ્યા હતા. એપ્રિલની ૧૧મી તારીખે કવિવર પ્રતિમાદેવી, અમીય ચક્રવર્તી અને કેદારનાથને લઈને ખાસ વિમાનમાં નીકળ્યા હતા. ૧૩મી તારીખે બુશાયર પહોંચ્યા ત્યારે ત્યાંના ગવર્નરે તેનું સ્વાગત કર્યું. બુશાયરથી તેઓ ઈરાનના પ્રખ્યાત શાયરો હાફીઝ અને સાદીના વતન શિરાજમાં ગયા જ્યાં તેમનું ખૂબ દબદબાથી સ્વાગત કરવામાં આવ્યું હતું. એ પછી ઇસ્પહાન અને છેલ્લે છેલ્લે ઈરાનની રાજધાની તહેરાન ગયા. ત્યાં ઈરાનના શાહે તેમનું બાદશાહી સ્વાગત કર્યું. ત્યાંનાં પત્રોએ એમને 'પૂર્વના આકાશમાં ઝળકતા સૌથી મોટા સિતારા' તરીકે ઓળખાવ્યા હતા.

તહેરાનમાં રવિબાબુએ પંદર દિવસ ગાળ્યા. મે મહિનાની સાતમી તારીખે તેમનો જન્મદિવસ તહેરાનમાં પૂર્ણ ભપકાથી ઊજવવામાં આવ્યો. ઈરાનની પરોણાગતે અને પ્રેમે કવિવરના હૃદયને હલાવી મૂક્યું. વિદાયસભા વખતે તેનો ઉલ્લેખ કરી કવિવરે તેમનો ખૂબ ખૂબ આભાર માન્યો અને મિત્રતા અને પ્રેમનો શરૂ થયેલો સંબંધ ચાલુ રહેશે એવી આશા વ્યક્ત કરી. આગળ જતાં એમની આ આશા ફળી. મિત્રતાનો સંબંધ ચાલુ રાખવા તથા કવિવરના કેળવણીના કાર્યને સમજવા માટે ઈરાનની સરકારે કેળવણીખાતાના અધ્યક્ષને શાન્તિનિકેતન મોકલ્યા હતા. ઈરાનથી તેઓ ઈરાક ગયા અને ત્યાંના રાજા ફૈઝલની મુલાકાત લઈને કલકત્તા પાછા ફર્યા.



જ્ઞાનનો પ્રકાશ ઝીલે છે ને પ્રસરાવે છે

શરીર ભાંગ્યું પણ...





...જ્ઞાનયોગ તો અખંડ જ રહ્યો

## ૧૫

# સાહિત્યનો ફૂલબાગ

Not a meagre bunch of flowers O Gardener!
Your lasting gift to us,
But a full garden, a paradise
Large and bountiful as your land
Large and bountiful as your heart.

× × ×

And now you have gone dear Gardener!
To the Giver of soil seed and skill
But you leave us this paradise,
These flowers from your soil and soul.

"સાહિત્યવાટિકાના હે માળી! તેં અમને માત્ર ફૂલોનો એક ગુચ્છ જ આપ્યો નથી, તારી શાશ્વતકાલ ટકે એવી બક્ષિસરૂપે તો તેં આખો બાગ આપ્યો છે, એક સમગ્ર સ્વર્ગ આપ્યું છે – તારી માતૃભૂમિ જેવું વિશાળ અને સમૃદ્ધ – તારા હૃદય જેટલું જ વિસ્તૃત અને દોલતમંદ!

"અને હે માળી! હવે તું ધરતી, બીજ અને વૃદ્ધિ આપનાર પરમ-શક્તિમાન પરમેશ્વર પાસે ગયો છે. પણ તેં તારા આત્માની ભૂમિ ઉપર ઉગાડેલાં આ પુષ્પોનું સ્વર્ગ તું અમારા માટે મૂકી જાય છે."

**અત્યાર** સુધીમાં આપણે રવિબાબુને શિક્ષક, કેળવણીકાર, તત્ત્વજ્ઞ, સંગઠનકર્તા, રાજપુરુષ, નેતા, રાષ્ટ્રકવિ, પ્રવાસી વગેરે અનેક રૂપે જોયા, પણ સૌથી વધારે અને સૌથી પહેલા એ કંઈ પણ હોય તો તે સાહિત્યકાર છે. ૭ વરસની ઉંમરથી માંડીને એંસી વરસ સુધી એમની સાહિત્યસેવાની આરાધના અખંડ રીતે ચાલી છે. માંદગીએ, વૃદ્ધાવસ્થાએ કે બીજાં કાર્યોએ તેમની કલમને કદી રોકી નથી. ગંગાકિનારાના શાંત જીવનમાં કે રાજકીય જીવનના ઝંઝાવાતમાં, માંદગીના બિછાનામાં કે રેલગાડીના ડબામાં, સ્ટીમર ઉપરના ડેકમાં કે વિમાનની સફરમાં, શાન્તિનિકેતનની કુટિરમાં કે જોડાસાંકુના મહેલમાં – બધી જગાએ, બધી જ પરિસ્થિતિમાં – એમની સાહિત્ય-ગંગાનો પ્રવાહ અખંડ રીતે વહેતો આવ્યો છે – છેક કવિવરના જીવનની છેલ્લી ઘડી સુધી, કાળમહાસાગરમાં તે નામરૂપવિહીન થઈ ત્યાં સુધી. સાહિત્યનું એક પણ અંગ એવું નથી જેને એમણે પોતાની તેજસ્વી કલમના વીજળિક સ્પર્શથી અજવાળ્યું ન હોય, અને એવો એક પણ વિષય નથી જેને તેમણે હાથમાં જ લીધો ન હોય. તેમણે વર્ણવેલી કુદરત પેઠે તેઓ એકાદ ગીત, નાટિકા, વાર્તા, નવલકથા, નિબંધ, કથાગીત, હાસ્યલેખ –– કંઈ ને કંઈ લાવીને બંધ મૂઠીએ જગત સમક્ષ આવતા અને જગતને કહેતા, 'કહો જોઈએ, મારી મૂઠીમાં શું હશે?' અને રવિબાબુને માટે કશુંય અશક્ય નહોતું. અત્યાર સુધીમાં એમની કલમે નાનાં મોટાં મળીને લગભગ બસો ઉપરાંત પુસ્તકોનું સર્જન થયું છે. લગભગ પચાસ જેટલા ગ્રંથો તો અંગ્રેજીમાં બહાર પડ્યા છે. એ ઉપરાંત હિંદી, મરાઠી, ગુજરાતી, તામિલ, તેલુગુ વગેરે હિંદની તમામ પ્રાંતિક ભાષામાં તથા યુરોપની

મુખ્ય મુખ્ય ભાષાઓમાં તેમ જ ચીનાઈ, જાપાનીસ અને જાવાનીઝ ભાષામાં તેમનાં પુસ્તકો ઉતારવામાં આવ્યાં છે. ટાગોરનું સાહિત્ય રસ્તા ઉપરના સામાન્ય માણસથી માંડીને દેશદેશના રાજાઓ સુધીના તમામ માણસોને સ્પર્શે છે, કારણ કે તેમાં એટલી બધી વિવિધતા અને વિપુલતા ભરી છે કે ગમે તે જાતની રસવૃત્તિ ધરાવનાર માણસને પોતાને અનુરૂપ એવું કંઈક ને કંઈક મળી જાય.

શાન્તિનિકેતનની સ્થાપના કર્યા પછી અત્યાર સુધીમાં (૧૯૦૧–૧૯૪૧) એમણે જે જે સાહિત્યનું સર્જન કર્યું છે તેના મુખ્યત્વે ત્રણ વિભાગ પડે છે: એક, રાજકીય નિબંધો, લેખો અને ભાષણો જેનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે; બીજો, વિશ્વધર્મ, કેળવણી, સંસ્કૃતિ અંગેનાં જગતની વિદ્યાપીઠોમાં આપેલાં વ્યાખ્યાનો અને એમાંથી તૈયાર થયેલાં પુસ્તકો, જેની નોંધ પણ આગળ લેવાઈ ગઈ છે; અને તેનો ત્રીજો વિભાગ તો નવલકથા, નાટકો કાવ્યસંગ્રહો અને ટૂંકી વાર્તાઓનો છે.

જોકે રવિબાબુએ નવલકથા લખવાની શરૂઆત તો ક્યારની કરી દીધી હતી (બઉ ઠાકુરાનીર હાટ), પણ એક નવલકથાકાર તરીકે બહાર પડ્યા તો 'ગોરા' પ્રકાશિત થયા પછી. 'ચોખેરવાલી', 'નૌકાડૂબી', 'ગોરા' અને 'ઘરે બાહિરે', 'ચતુરંગ', 'યોગાયોગ', 'શેષેર કવિતા' એ એમની પ્રખ્યાત નવલકથાઓ ગણાય. 'નૌકાડૂબી'માં વાર્તાનો અદ્ભુત રસ છે, જ્યારે 'ગોરા' અને 'ઘરે બાહિરે' બંને તત્કાલીન સમાજની સમસ્યાઓ રજૂ કરે છે. 'ગોરા'માં એ વખતના પ્રચલિત બ્રહ્મોસમાજની સુધારાપ્રવૃત્તિ અને હિંદુસમાજની જૂનીપુરાણી રૂઢિ વચ્ચેની અથડામણ ઘણી જ સુંદર રીતે રજૂ કરવામાં આવેલી છે. તેની અંદર ઊભી થતી ચર્ચાઓ જીવન્ત વાતાવરણ ઊભું કરે છે. તેમાં રજૂ થતું દરેક પાત્ર અમુક વર્ગના પ્રતિનિધિ તરીકે બતાવવામાં આવ્યું છે. 'ગોરા' અને 'વિનય' આ નવલનાં બે વિશિષ્ટ પાત્રો છે.

'આનંદમયી' હિંદુ સ્ત્રીનો — આદર્શ માતાનો —સરસ નમૂનો છે. સુચરિતાની શરૂઆતની મુગ્ધતા પાછળથી ચિંતનશીલતા અને વિચાર-ગાંભીર્યમાં ફેરવાઈ જાય છે. કથાની ગૂંથણી ઘણી જ સરસ થઈ છે. સામાજિક અને તત્કાલીન દેશની પરિસ્થિતિ રજૂ કરતી આ નવલ એમની નવલકથાઓમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

'ઘરે બાહિરે'માં (૧૯૧૭માં બહાર પડેલી) રવીન્દ્રનાથે સ્વદેશી-યુગની ચળવળનું ચિત્ર દોરીને એની ખૂબીઓ અને ખામીઓ બતાવી છે. આ નવલકથામાં તેમણે રાજકીય આગેવાનોના દંભ, ચારિત્ર્યશિથિલતા અને એવા બીજા દુર્ગુણોને ઉઘાડા પાડયા છે, ઉપરાંત બૂમબરાડા અને ધાંધલને દેશસેવામાં ખપાવવા સામે તેમણે ચેતવણી ઉચ્ચારી છે. રવિબાબુ એકાએક દૂર થઈ શાન્તિનિકેતન ચાલ્યા ગયા તેની પાછળનાં કારણોમાં મુખ્ય કારણ આ ગણાય છે. આ ઉપરાંત 'યોગાયોગ' અને 'શેષેર કવિતા' – બન્ને લગ્નજીવનની સમસ્યાઓ રજૂ કરતી નવલકથાઓ છે 'શેષેર કવિતા' તો એક પ્રેમકથા છે. આમાંની ઘણીખરી નવલકથાઓ — 'ગોરા', 'ચતુરંગ અને બે બહેનો', 'ઘરે બાહિરે', 'બહુ ઠાકુરાનીર હાટ' વગેરે ગુજરાતીમાં ઊતરી ચૂકી છે.

પણ નવલકથા કરતાં વિશેષ તો રવિબાબુની કલમ વાર્તા-પ્રદેશમાં ચમકી છે. અત્યાર સુધીમાં એમણે સંખ્યાબંધ વાર્તાઓ લખી છે અને સમાજજીવનનાં વિવિધ ચિત્રો આપ્યાં છે. આમાંની કેટલીક વાર્તાઓના અંગ્રેજીમાં તેમ જ ગુજરાતીમાં અનુવાદ થઈ ચૂકયા છે. 'ઘાટની કથા', 'કાબુલીવાલા', 'પોસ્ટમાસ્ટર', 'માશી', 'માસ્ટર મશાય' વગેરે ઘણી જ લોકપ્રિય થઈ છે. એમની કેટલીક વાર્તાઓમાં પદ્માનદીને કિનારે જોયેલાં ગ્રામજીવનનાં ચિત્રો તેમણે દોર્યાં છે.

રવિબાબુની વાર્તાઓ એમની કાવ્યપ્રતિભાનો સ્પર્શ પામતાં

ઓર ચમકી ઊઠી છે, અને એમનું ગદ્ય તાલબદ્ધ શબ્દોમાં કાવ્ય જેટલી જ પ્રવાહી શૈલીમાં નદીની ધારાની પેઠે વહેતું આગળ વધે છે. કુદરતનાં રસમય વર્ણનો, મનુષ્યનાં હૃદય અને લાગણીઓ ઉપર તેની પડતી અસર, સ્ત્રીપુરુષના સંબંધો, સામાજિક સંબંધો અને એમાંથી ઊભા થતા પ્રશ્નો, વગેરે વસ્તુઓ એમની વાર્તાઓમાં નજરે પડે છે. હિંદુ નારીનાં વિધવિધ સ્વરૂપોને આ વાર્તાઓમાં બતાવવામાં આવ્યાં છે. હિંદુ નારીના હૃદયની કોમળતા, તેની ત્યાગભાવના, તેની મૂંગી સહનશીલતા, તેના હૃદયના ઉદાત્ત ગુણો વગેરે દર્શાવવામાં આવ્યું છે. વર્તમાન હિંદુ સમાજમાં નારીનું જીવન એક જીવતી–જાગતી કરુણતા છે; તેમાંયે બંગાળી હિંદુ નારીના જીવનની કરુણતાનું તો પૂછવું જ શું ? એમનાં સુખદુઃખની લાગણીઓ, તેમની અર્ધપ્રસ્ફુટિત આશાઓ અને ઇચ્છાઓ જે કદી શબ્દરૂપે વ્યક્ત થતી જ નથી તે તથા મૂંગી વેદનાઓ અને છાનાં આંસુઓવાળું જીવન રવિબાબુએ કલાત્મક રીતે આલેખ્યું છે અને તે વાંચનારના હૃદયમાં સહૃદયતા જગાડે છે. વિધવા, ત્યક્તા, પતિતા— નારીજીવનના એક એક કરુણ સ્વરૂપને રવિબાબુએ પોતાની વાર્તામાં છેડયું છે. એમની ટૂંકી વાર્તાઓનો મોટો ભાગ તો ૧૯૦૦ પહેલાંનું સર્જન છે. ૧૯૧૩માં વિશ્વકવિ તરીકેની ખ્યાતિ મળ્યા પછી આ બધી વાર્તાઓ અંગ્રેજીમાં જુદા જુદા સંગ્રહરૂપે બહાર પડી છે, જેમાં 'હંગરી સ્ટોન્સ એન્ડ અધર સ્ટોરીઝ', 'માશી એન્ડ અધર સ્ટોરીઝ', 'સ્ટોરીઝ ફ્રોમ ટાગોર' વગેરે મુખ્ય સંગ્રહો છે. ગુજરાતીમાં 'રવિકિરણો' નામનો એક વાર્તાસંગ્રહ બહાર પડી ચૂક્યો છે.

વાર્તાઓ જેટલા જ વિપુલ પ્રમાણમાં તો એમણે નાટકો લખ્યાં છે. રવિબાબુ પોતે જ એક અસાધારણ નાટ્યકાર હતા, એટલું જ નહિ પણ કુશળ નટ હતા. અભિનયકલાનો વરદ હસ્ત તેમના પર નાનપણથી જ પડી ચૂક્યો હતો. એમના ભાઈ જે જે નાટકો રચતા

તેમાં નાનપણથી જ તેઓ કોઈ ને કોઈ પાત્રનો પાઠ ભજવતા અને થોડા વખતમાં જ મુખ્ય પાઠ પણ ભજવવા લાગ્યા હતા.

નાટકોની રચનામાં તેઓ પ્રચલિત નાટ્યશાસ્ત્રની રૂઢિથી જુદા પડતા હતા. એમનાં નાટકોનું વિશિષ્ટ અંગ હતું તેમનું 'સંગીત'. માત્ર વાંચવાથી જ રવિબાબુનાં નાટકોને ન્યાય આપી શકાય નહિ, એને તો રંગભૂમિ ઉપર ભજવાતાં જ જોવાં જોઈએ અને તે પણ બંગાળીમાં. રવિબાબુના દરેક નાટકમાં સંગીત, વસ્ત્રપરિધાન, વેશભૂષાની સાદાઈ એક જુદા જ પ્રકારનું વાતાવરણ સરજે છે.

'વાલ્મિકિર પ્રતિભા'થી માંડીને 'શ્યામા'ના નૃત્યનાટક સુધીનાં તમામ નાટકોની સંખ્યા પચાસ કરતાંયે વધારે થવા જાય છે. આ બધાં નાટકોમાં 'ચિત્રાંગદા', 'પ્રાયશ્ચિત્ત', 'વિસર્જન', 'ડાકઘર', 'ફાલ્ગુનિ', 'નટીર પૂજા', 'મુક્તધારા', 'અચલાયતન', 'બાંસરી', 'ચંડાલિકા' વગેરે મુખ્ય છે.

રવિબાબુનાં નાટકોનો મુખ્ય રસ તેના સંગીતમાં અને અભિનયમાં હોવા છતાં કેટલાંક નાટકોમાં તો વિચાર–વસ્તુ અત્યંત ઉચ્ચ કોટિનું હોય છે. છેક ૧૯૦૯માં લખેલા 'પ્રાયશ્ચિત્ત' નામના નાટકમાં તેમણે સત્યાગ્રહનું સમગ્ર તત્ત્વજ્ઞાન તેમ જ પદ્ધતિ સમાવી દીધાં છે. એના મુખ્ય પાત્ર ધનંજય વૈરાગીનાં શબ્દો, વર્તન, નિર્ભિકતા વગેરે જોતાં આદર્શ સત્યાગ્રહી જ લાગે. એક જ માણસ નીડર રહીને રાજ્યના આપખુદ અમલ તળે દબાઈ ગયેલી પ્રજાને જાગૃત કરી આખા રાજ્યમાં કેવો ખળભળાટ મચાવે છે અને છેવટે રાજાને પણ જુલ્મની, પશુબળની, હિંસક સત્તાની નિરર્થકતાનું ભાન કરાવી આપે છે એ તેમણે ઉપરના નાટકમાં બતાવ્યું છે.

'ચિત્રાંગદા' એમણે લખેલાં નાટકોમાં જે બે ત્રણ નાટકો સર્વોત્તમ ગણાવી શકાય એમાંનું એક છે. આ નાટકમાં રવિબાબુએ

ચિત્રાના પાત્રાલેખન દ્વારા સ્ત્રી વિષેના તેમના કેવા વિચારો હતા તે દર્શાવ્યા છે. આ જ નાટકમાં એક જગાએ ચિત્રાના જ મુખે નીચેના શબ્દો બોલાવી એ દ્વારા પોતાની દૃષ્ટિએ સ્ત્રી કેવી હોવી જોઈએ તે બતાવ્યું છે. અર્જુનને મળતાં તે કહે છે :

"આમિ ચિત્રાંગદા, દેવી નહી, નહી આમિ સામાન્ય રમણી
પૂજા ક'રિ રાખિબે માથાય સેઓ આમિ નઈ
અવહેલા ક'રિ પુષિયા રાખીબે પિછે સેઓ આમિ નહી
જદિ પાર્શ્વે રાખ મોરે સંકટેર પથે, દુરૂહ ચિંતાર
જદિ અংশ દાઓ, જદિ અનુમતિ કર

કઠિન વ્રતે તબ સહાય હ'ઇતે
જત સુખદુ:ખે મોરે કર સહચરિ
આમાર પાઈબે તબે પરિચય."

"હું ચિત્રા! નથી દેવી જેની પૂજા જ કરી શકાય કે નથી સામાન્યા જેને સહેલાઈથી ધુતકારી કાઢી એક બાજુ રાખી દેવાય. મને જો તું સંકટોથી ભરેલા માર્ગમાં સાથે રહેવા દઈશ, જો તું તારી દુરૂહ ચિંતાઓમાં મને ભાગ લેવા દઈશ, તારા જીવનનાં કઠિન વ્રતોમાં મને સહચારિણી બનાવીશ, તારાં સુખદુ:ખમાં મને ભાગ લેવા દઈશ ત્યારે તું મારો સાચો પરિચય પામીશ."

રવિબાબુની વર્ણનાત્મક શૈલી, તેનાં શબ્દવૈભવ અને ચિત્રો સર્જવવાની ભવ્ય શક્તિ આ નાટકમાં સોળે કળાએ પ્રકાશી ઊઠ્યાં છે.

'અચલાયતન' નામના નાટકમાં તેણે રૂઢિચુસ્ત લોકોની સંકુચિત મનોદશાની ખૂબ મજાક ઉડાવી છે. સમાજ પોતાના વાડામાં પુરાયેલો રહી રીતરિવાજોના તેમ જ વહેમોના ગમે તેટલા કોટ–કિલ્લાઓ ચણે પણ નવવિચારની પહેલી જ ધારા આવતાં જ આ કોટકિલ્લા કેવા ધૂળમાં મળી જાય છે એ બતાવ્યું છે.

'મુક્તધારા' અને 'રક્તક રવિ'–આ નાટકોમાં તેમણે એક માત્ર ભૌતિક સુખ ઉપર જ રચાયેલી સમાજવ્યવસ્થા અને તેમાંથી ઊપજતી આત્મવિહોણી સંસ્કૃતિ ઉપર પ્રહાર કર્યો છે. આ જાતની સમાજવ્યવસ્થા માણસના વ્યક્તિત્વને કેવું કચડી નાખે છે એ તેમણે આબેહૂબ રીતે ઉપરનાં નાટકોમાં બતાવ્યું છે.

છેલ્લાં દસબાર વર્ષોમાં રવિબાબુએ રંગભૂમિ ઉપર મૂક – નાટક, નૃત્ય – નાટક ઉતારવાનો સફળ પ્રયોગ કર્યો હતો. એમનું 'નટીર પૂજા' (પૂજારિણી), 'ચિત્રાંગદા' અને બીજાં નાટકો, માત્ર શાન્તિનિકેતનમાં જ નહિ પણ હિંદનાં મોટાં મોટાં શહેરો પટણા, લખનૌ, દિલ્લી, અમદાવાદ વગેરે જગાએ સફળતાથી ભજવાયાં હતાં. એમનાં નાટકો કેવી રીતે ભજવાય છે એ રવિબાબુના જ શબ્દોમાં કહીએ તો 'musical cascade overflooded the theatre' એમ કહી શકાય.

વાર્તા અને નાટકો કરતાંયે કલ્પનામાં, સંખ્યામાં અને વિવિધતામાં ચડી જાય એટલું વિપુલ તો એમનું કાવ્યસાહિત્ય છે. આજ સુધીમાં રવિબાબુએ હજારો કાવ્યો રચ્યાં છે. કુદરત, ઈશ્વર, ભક્તિ, પ્રેમ અને માનવતાથી માંડીને ગરીબોનાં સુખદુઃખો સુધીના બધા વિષય ઉપર કાવ્યો રચ્યાં છે. આકાશ, તારા અને સાગરનાં ગીતોથી માંડીને 'સાંથાલની નારી' સુધીનાં ગીતો રચ્યાં છે. દેશભક્તિનાં સુંદર ગીતોથી માંડીને 'શ્રમજીવીઓ' સુધીનાં આમપ્રજાનાં ગીતો રચ્યાં છે. 'કબીરની પદાવલિ'થી માંડીને અનેક પ્રકારનાં લોકગીતો, ભજનો, બાઉલગીતોના સંગ્રહોનું સંપાદન કર્યું છે, એટલું જ નહિ પણ એ જ ઘાટીનાં બીજાં ગીતો બનાવ્યાં છે – જીવન અને મૃત્યુનાં ગીતો આલેખ્યાં છે.

એમનાં રાષ્ટ્રગીતોમાં એમની ૫૦ વર્ષની જયન્તી ઊજવાઈ

અને બંગાળની પ્રજાએ તેમને માન આપ્યું એ વખતે એમણે બનાવેલું 'જન ગણ મન અધિનાયક જય હે' એ ગીત સર્વશ્રેષ્ઠ છે.

આ ઉપરાંત વિધવા, પતિતા, હરિજનો, ખેડૂતો અને મજૂરો સમાજના તમામ પદદલિત અને પીડિત વર્ગોનાં દુઃખ-દર્દો રજૂ કરનારાં કાવ્યો રચ્યાં છે. સમાજના આ નીચલા થરને તિરસ્કૃત અને હડધૂત કરીને ખુદ સમાજ જ હડધૂત થશે. ઘણાં વર્ષો પહેલાં તેમણે 'ગીતાંજલિ'ના 'અસ્પૃશ્યતા'ના કાવ્યમાં જે આર્ષવાણી ઉચ્ચારેલી તે આજે કેટલી સાચી પડી છે ! એ કાવ્યમાં તેમણે ભારતવર્ષને ઉદ્દેશીને લખ્યું છે :

'હે મોર દુર્ભાગા દેશ જાહેર કરેછ અપમાન
અપમાન હોતે હોબે તાહાદેર સબાર સમાન
માનુષેર અધિકારે વંચિત કરેછ જારે
સન્મુખે દાંડાયે રેખે તબૂ કોલે દાનુ નાઈસ્થાન
અપમાને હોતે હોબે તાહાદેર સબાર સમાન

"હે મારા દુર્ભાગી દેશ ! તેં જેનું અપમાન કર્યું છે તેની સાથે તારે અપમાનમાં સમાન થવું પડશે. જેને તેં મનુષ્યના અધિકારથી વંચિત રાખ્યા છે અને જેમને તારા ખોળામાં સ્થાન ન આપતાં સદાય ઉભા રાખ્યા છે, આ બધાં અપમાનોની પરંપરા સહન કરવામાં તારે તેના જેવું જ થવું પડશે."

અત્યાર સુધીના રવિબાબુનાં કાવ્યના ગ્રંથોની જ ગણતરી કરીએ તો લગભગ પોણોસો જેટલી થવા જાય છે.

એમના જીવનના છેલ્લા વર્ષમાં જ બે કાવ્યસંગ્રહો બહાર પડ્યા—'આરોગ્ય' અને 'જન્મદિને', એટલું જ નહિ પણ તેના જીવનનું છેલ્લું સર્જન પણ 'મૃત્યુ' ઉપરનું એક કાવ્ય હતું. આમ ગીતથી જ તેમણે જીવનની શરૂઆત કરી અને ગીતથી જ પૂર્ણાહુતિ

કરી. કહેવાય છે કે, સૃષ્ટિના સર્જનની સાથે જ સંગીતનું સર્જન થયું, એ જ સંગીતની જીવનભર આરાધના કરનાર કવિ સૃષ્ટિના સર્જનહારની કેટલી નજીક હોવા જોઈએ ! આ જ કવિ 'ગીતાંજલિ' જેવાં અમર કાવ્યો રચી શકે. ૧૯૦૧થી ૧૯૪૧ સુધીમાં ચાર–પાંચ વર્ષોના અપવાદ સિવાય અક્ષરશઃ એક પણ વર્ષ એવું નથી ગયું જ્યારે એમનો એકાદ કાવ્યગ્રંથ બહાર પડ્યો ન હોય, અને કેટલાંક વર્ષોમાં તો ત્રણ ત્રણ ચાર ચાર ગ્રંથો બહાર પડ્યા છે.

રવિબાબુ કવિની સાથે સાથે એક અચ્છા સંગીતજ્ઞ અને કલાકાર હતા. એમનાં ગીતોના સ્વરોની રચના મોટા ભાગે એમણે જ કરી છે. બંગાળી ગીતોના સૂરોની મીઠી હલકોનું ઘૂંટી ઘૂંટીને વર્ષો સુધી પાન કરવાથી રવિબાબુની સંગીતશકિત તેમ જ સ્વરરચના અને સ્વરપરિચયની શક્તિ ખૂબ શોધન પામી હતી. આને પરિણામે તે જૂના રાગોમાંથી અમુક અમુક સ્વર લઈને નવા જ રાગો રચતા અથવા ઘણા વખત સુધી કાવ્યની એકાદ લીટીનું ગુંજન કરતાં કરતાં કોઈ નવો જ સ્વર શોધી કાઢતા. આવી જાતના લગભગ બે હજાર નવા રાગો તેમણે બંગાળી ગીતોને આપ્યા છે. 'મૉડર્ન રિવ્યુ'ના તંત્રી શ્રી. રામાનંદ ચેટરજી રવીન્દ્રનાથની આ સિદ્ધિનો ઉલ્લેખ કરતાં લખે છે કે, 'યુરોપના મોટામાં મોટા સંગીતકાર ફ્રાન્ઝ પીટર સ્કુબર્ટે ૬૦૦ જેટલા નવા રાગોની રચના કરીને જગતનો રેકર્ડ તોડ્યો હતો, જ્યારે રવિબાબુએ નવા રાગોની જે રચના કરી છે તેનો આંકડો લગભગ બે હજાર ઉપર જાય છે! આ હકીકત રવિબાબુની સ્વરરચનાની શકિતનો 'કંઈક' પરિચય આપે છે –'કંઈક' એટલા માટે કે એમની નજીકમાં રહેનાર એક બંગાળી સંગીતજ્ઞ પાસેથી સાંભળવા મળ્યું છે કે જેટલા રાગોને એમણે સજીવ કર્યા છે એ કરતાં કેટલાયે વધારે રાગો વિચારરૂપે તેમના મનમાં પડ્યા હતા જેને તેઓ સ્વરદેહ આપી શક્યા નહિ.

એમના મનમાં નવી નવી રાગરાગિણીઓ એટલી ઝડપથી ફૂટતી હતી કે એની નોંધ કરનાર ( Composers ) તેને પહોંચી વળી શકતા નહિ !

બંગાળી હાસ્યરસના સાહિત્યમાં પણ રવિબાબુનો ફાળો જેવો તેવો નથી. સામાન્યમાં સામાન્ય પ્રસંગમાંથી હાસ્યરસ ઉત્પન્ન કરવાની કળા એમને વરેલી હતી. એમની ' જીવનસ્મૃતિ 'માં આ ઠેકઠેકાણે નજરે પડે છે. શુદ્ધ હાસ્યરસનાં ત્રણ ચાર પુસ્તકો એમણે લખ્યાં છે. 'પ્રહસન', ' હાસ્યકૌતુક ', ' વ્યંગકૌતુક ', ' ચિરકુમારેર સભા', ' ખાપછાડા ' નામનો હાસ્યરસભરપૂર કાવ્યસંગ્રહ વગેરેની ગણના આ વિભાગમાં કરી શકાય.

રવિબાબુ જન્મજાત કેળવણીકાર હતા અને શિક્ષણ એ એમના જીવનનો ઇચ્છિત વ્યવસાય હતો. શિક્ષણના આદર્શની સમાલોચના કરીને તેમ જ શાંતિનિકેતનમાં તેના પ્રયોગો કરીને હિંદની તેમ જ જગતની પ્રજા આગળ કેળવણીનો એક આદર્શ તો મૂક્યો જ છે, પણ એટલેથી ન અટકતાં વિદ્યાર્થીઓ માટે એમણે સંખ્યાબંધ પાઠ્યપુસ્તકો પણ રચ્યાં છે. ૧૯૦૪માં ' ઇંગ્રેજી સોપાન ', ૧૯૦૯માં ' અંગ્રેજી પાઠ તથા ક્ષુદ્રિર પારા ', ૧૯૧૨ માં ' પાઠસંચય ', ૧૯૧૮માં ' અનુવાદચર્યા ', ૧૯૩૧માં ' પાઠપરિચય ' તથા બંગાળી શીખવાની શરૂઆત કરવા માટે ' સહજ પાઠ ' વગેરે મુખ્ય છે. છેલ્લે છેલ્લે ૧૯૩૭માં તેમણે ' વિશ્વપરિચય ' નામનું વિજ્ઞાનશાસ્ત્ર-પ્રવેશિકાનું પુસ્તક લખીને બંગાળી લોકોને વિજ્ઞાનમાં રસ લેતા કર્યા.

એ જ રીતે રવિબાબુએ જ્યાં જ્યાં પ્રવાસ કર્યો ત્યાં ત્યાંનાં પ્રવાસવર્ણનો પણ પુસ્તકરૂપે આપ્યાં. ' યુરોપ જાત્રીર ડાયરી 'માં યુરોપના અનુભવો, ' જાત્રી 'માં દક્ષિણ અમેરિકા અને જાવાના અનુભવો, ' રશિયાર ચિઠ્ઠી 'માં રશિયાના પ્રવાસનું વર્ણન, ' જાપાન

એ પારાસપે'માં જાપાન અને ઈરાનના પ્રવાસનો અનુભવ આપ્યો છે.

આ ઉપરાંત પત્રો, લેખો, રેખાદર્શનો અને વિવેચનનું સાહિત્ય પણ પુષ્કળ પ્રમાણમાં એમણે લખ્યું છે.

એમના આ બધા સાહિત્ય ઉપર નજર કરતાં એની વિપુલતા અને વિવિધતા જોઈને આશ્ચર્યથી અવાક્ થઈ જવાય છે. આપણા દેશમાં છેલ્લા કેટલાયે સૈકાથી કોઈ એક માણસે આટલું સાહિત્ય સર્જ્યું હોય એમ દેખાતું નથી. આ બાબતમાં રવિબાબુ શેક્સપિયર અને હ્યુગો કરતાંયે આગળ નીકળી ગયા છે. એમની પ્રતિભા તો સાહિત્યનાં બેત્રણ અંગોમાં ઝળકી હતી, જ્યારે રવિબાબુએ તો તેનાં તમામ અંગોને સમૃદ્ધ કર્યાં છે.

આટલી સફળતા અને સિદ્ધિ કંઈ એમ ને એમ નથી મળી. એ સિદ્ધિ પાછળ વર્ષો સુધીની તપશ્ચર્યાનો ઇતિહાસ છે. શાન્તિનિકેતનમાં એમની સાથે રહેનાર એમના નિકટના મિત્ર રામાનંદ ચેટરજી લખે છે : “ મને તેમની સાથે રહેવાનો લાભ મળ્યો હતો. હું જાતો કે અમારા સૂઈ ગયા પછી રાત્રે પણ કવિવર રવિબાબુના ઓરડાની બત્તી બળતી જ હોય અને સવારે અમે ઊઠતા એ પહેલાં પાછા ઊઠીને કામે વળગ્યા જ હોય. ”

એમની સતત કર્મણ્યતાને આબાદ રીતે રજૂ કરનાર બીજો પ્રસંગ આ રહ્યો : શાન્તિનિકેતનમાં યુરોપથી આવેલ કોઈ પ્રવાસી બપોરના ભોજન પછી બેએક વાગે સંસ્થા જોવા માટે અહીંતહીં ફરતા હતા. ઉનાળાનો દિવસ હતો. છાત્રાવાસ, શિક્ષકોનાં નિવાસસ્થાન અને બીજી જગાએ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં બધાને આરામ લેતા જોયા. આખરે ફરતાં ફરતાં તેઓ કવિવરના ઓરડા પાસેથી નીકળ્યા અને તેના આશ્ચર્ય વચ્ચે બપોરના ભાગમાં વિશ્રાંતિ લેવાને

બદલે કવિવરને કામમાં પરોવાયેલા જોયા. તુરત જ તેમણે કવિવર આગળ પોતાનું આશ્ચર્ય વ્યક્ત કર્યું અને સહજ રીતે પૂછ્યું, "બપોરના વખતમાં જ્યારે બધા જ વિદ્યાર્થીઓ, શિક્ષકો વગેરે આરામ લે છે ત્યારે આપ આટલી વૃદ્ધાવસ્થાએ કેમ આરામ લેતા નથી?" કવિવરે હસીને જવાબ આપ્યો, "તેઓ ઊંઘે છે કારણ કે તેમને હજી જાગવાને માટે ઘણો વખત છે, જ્યારે મારી પાસે એટલો સમય નથી એટલે મારે મારું કામ જલદી જલદી આટોપી લેવું જોઈએ ને!" એંસી વરસની ઉંમરે પણ તે એટલું બધું કામ કરતા હતા કે ખુદ મહાત્માજીને કવિવર પાસેથી 'તેઓ જમ્યા પછી હમેશાં થોડો આરામ કરે જ' એવું વચન લેવું પડ્યું હતું!

મૃત્યુના છેલ્લા દિવસ સુધી એ જાગ્યા અને એની કલમ અણથંભી ચાલી. જ્યારે એ કલમને પકડનાર હાથ અશક્ત થયો ત્યારે પણ એનું મન કામ કરતું રહ્યું અને બીજાના હાથની મદદ લઈ પોતાના કવિ–આત્માને, સાહિત્ય–આત્માને, વ્યક્ત કરતા જ રહ્યા. આવા સદાય જાગૃત સાહિત્યસેવી અને કર્મયોગીને સફળતા કેમ ન મળે! સાહિત્યના ઇતિહાસમાં આ કવિસમ્રાટ અને સાહિત્યધુરંધરનું નામ વર્ષો સુધી અમર રહેશે!

## ૧૬

# ટાગોર અને ગાંધીજી

**ઓગણીસમી** શતાબ્દિનાં છેલ્લાં વર્ષોમાં તેમ જ વીસમી સદીનાં આ ચાલીસ વર્ષોમાં ભારતીય જીવનના ઉત્થાનકાળ ઉપર પોતાના વ્યક્તિત્વ અને કર્મમય જીવનની પ્રબળ અસર મૂકી જનારા, તેમ જ જગતની પ્રચલિત વિચારધારા ઘડનારા હિંદના મહાપુરુષોમાં બે નામ સૌથી મોખરે તરી આવે છે—મહાત્મા ગાંધી અને રવીન્દ્રનાથ ઠાકુર. વિશ્વની આ બન્ને વિભૂતિઓએ પોતાનું જીવન દેશની સેવામાં અર્પણ કરી એ દ્વારા માનવજાતની સેવા સાધવા પ્રયત્નો કર્યા છે.

બંને મહાપુરુષોએ પોતપોતાની પોણી સદીની જિંદગી માનવજાતની સેવામાં અર્પણ કરી છે. એ વખતે તેમના વ્યક્તિત્વની, તેમની મહાન શક્તિઓ અને સિદ્ધિઓની, તેમના વિચાર અને આદર્શોની તુલના કરી જીવનના સંધ્યાકાળે તેઓ વિચાર અને આદર્શમાં કેટલા અભિન્ન અને એકરૂપ થઈ ગયા હતા એ જોઈ લઈએ.

મહાન વિભૂતિઓની શક્તિઓ જેમ મહાન હોય તેમ તેની કેટલીક વિશિષ્ટતાઓ પણ મહાન હોય છે. આને કારણે તેમનામાં

રહેલા મતભેદોનું સ્વરૂપ આપણને સામાન્ય રીતે હોય એ કરતાં પણ વધારે મોટું લાગે છે. હિંદના રાજકારણમાં બે – ત્રણ ઐતિહાસિક પ્રસંગોએ આ બંને મહાપુરુષોના મતભેદોને બહાર પાડયા ત્યારથી સામાન્ય ભારતવાસીના મન ઉપર એવી છાપ પડી દેખાય છે કે ગાંધીજી અને ટાગોર બંનેની વિચારસરણીમાં ઘણું મોટું અંતર હોવું જોઈએ. ખાસ કરીને અસહકારના દિવસોમાં જે લાંબી ચર્ચાઓ ચાલેલી તેણે આ માન્યતાને દૃઢ બનાવી. આ ઉપરાંત બન્નેના પોશાક, બાહ્યજીવનની રહેણીકરણી તથા રુચિઓની ભિન્નતાએ ઉપરની છાપને વધારે ઘેરી બનાવવામાં સારો હિસ્સો આપ્યો છે અને સામાન્ય જનસમાજની ઉપર કંઈક એવી અસર પડી કે આ બન્ને મહાપુરુષોની જીવનદૃષ્ટિમાં ઘણો મોટો મતભેદ હોવો જોઈએ.

આમ કેવળ ઉપર ઉપરથી ગાંધીજી અને ટાગોર વચ્ચે ઉત્તર-ધ્રુવ અને દક્ષિણ – ધ્રુવ જેટલું અંતર જણાવા છતાં એમનું સાહિત્ય જોઈએ છીએ, એમનાં લેખો અને ભાષણોનું અવલોકન કરીએ છીએ, અમુક રાજકીય સામાજિક કે ધાર્મિક પ્રસંગો બને છે ત્યારે તેઓ જે પગલાં લે છે એનું અવલોકન કરીએ છીએ ત્યારે બંને વચ્ચે કેટલું સામ્ય નજરે પડે છે! ત્યારે એમ લાગે છે કે ઉત્તર-ધ્રુવ જેટલા અંતર ઉપર બાહ્ય રીતે ઊભા રહેનાર આ બે પુરુષનાં જીવન બન્ને ધ્રુવને જોડનાર ધરીની પેઠે એક જ સિદ્ધાન્તથી જોડાયેલાં છે. બન્ને એક ઈશ્વરમાં માનનારા છે. બન્નેને સત્ય અને અહિંસા પ્રત્યે અચળ ભક્તિ છે. બન્ને દેશભક્ત છે અને દેશભક્ત હોવા છતાં એમની રાષ્ટ્રીયતા દેશના સીમાડા ઓળંગીને છેક માનવતા સુધી પહોંચી જાય છે. વિધવાઓને, પતિતાઓને તથા કચડાયેલા જનસમૂહને હાથ દઈને ઊભાં કરવામાં બન્ને એટલા જ ઉત્સુક છે. બન્ને એટલા જ નીડર છે. અન્યાય અને અસત્ય સામે ઝૂઝનારા બન્ને બહાદુર લડવૈયાઓ છે. માનવજાતને ભરખી જતા યુદ્ધના બન્ને કટ્ટર વિરોધી છે. જગતમાં ઊઠતાં અનિષ્ટ પ્રત્યે બન્નેનો પુણ્યપ્રકોપ સરખી જ રીતે

સળગી ઊઠે છે. ભારતીય સંસ્કૃતિના બન્ને સાચા પૂજકો છે. આમ તાત્ત્વિક બાબતોમાં આટલું સામ્ય ધરાવનાર બન્ને વિભૂતિઓ વિગતોમાં ક્યાં સુધી એકતા ધરાવતી હતી એ પણ જોઈ લઈએ.

ગાંધીજીએ હિંદના રાજકારણમાં પગ મૂકયા પછી ખાદી, ગ્રામોદ્યોગ, ગૃહઉદ્યોગ, અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ – મુસ્લિમ–એકતા, રાષ્ટ્રીય કેળવણી, સ્વભાષાપ્રેમ, સામાજિક સુધારા, સત્યાગ્રહ, અસહકાર, બહિષ્કાર વગેરે જે જે શબ્દો પ્રચલિત કર્યા છે અને તેમણે જે કાર્યક્રમ યોજ્યો છે એ જ અર્થ દર્શાવનારા શબ્દો અને કાર્યક્રમ રવીન્દ્રનાથ ઠાકુર જ્યારે હિંદના રાજકારણમાં ઝળકતા હતા ત્યારે તેમણે યોજ્યા છે.

પોતાની જુવાનીના કાળમાં રવિબાબુએ રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારથી માંડીને સ્વદેશીયુગ સુધીની એમની સમસ્ત રાજકીય કારકિર્દી ઉપર દર્શાવેલા અભિપ્રાયનું સમર્થન કરે છે. એ વખતનાં એમનાં દેશભક્તિનાં કાવ્યો, સંખ્યાબંધ ભાષણો, લેખો અને નિબંધો જોતાં એમણે જે જે વિચારો રજૂ કર્યા છે અને જે કાર્યક્રમો યોજ્યા છે તેમાં અને ગાંધીજીના વિચારોમાં જરાય મતભેદ નથી. એમનાં ‘શિક્ષાર હેરફેર’, ‘ઈંગ્રેજેર આતંક’, ‘ધુસાધુસી’, ‘સ્વદેશી સમાજ’, ‘પૂર્વ અને પશ્ચિમ’, પબના પરિષદના પ્રમુખપદેથી આપેલું ભાષણ, ‘વ્યાધિ ઓર તાહાદેર ઉપાય’, ‘પાથ ઓર પાથેય’ વગેરે તમામ ભાષણોમાં એક જ ધ્વનિ ઊઠે છે – શિક્ષણને રાષ્ટ્રીય રૂપ આપો, હિંદુ – મુસ્લિમ – એકતા સાધો, સામાજિક સુધારા ઉપર જોર આપી અંદરથી શક્તિ પ્રાપ્ત કરો, હિંસા અને બૉંબવાદની ઉદ્દામવાદીઓની પ્રવૃત્તિ તેમ જ ભીખ માગવાની વિનિતોની પ્રવૃત્તિ દેશને સરખી જ નુકસાનકારક હોવાથી હિંદના રાજકારણમાંથી બંનેને રૂખસદ આપો. આ એમના કાર્યક્રમનો સાર છે. આ ઉપરાંત નીચેની એક હકીકત ગાંધીજી અને ટાગોરની વિચારસરણી કેટલી સરખી હતી તેનું એક વધારે પ્રમાણ રજૂ કરે છે.

ભારતીય સંસ્કૃતિના અવતાર



કવિવર અને ગાંધીજી

આદર્શ અને યૌવન...



...કવિવર અને જવાહરલાલ

સ્વદેશીયુગમાં રવિબાબુએ રાષ્ટ્રીય ઉત્થાનના કાર્યને જોશ આપવા માટે પોતાના મિત્રમંડળમાં અને નજીકના માણસોમાં એક ખાનગી પરિપત્ર મોકલ્યો હતો. તેમાં સરકાર ઉપર 'કોઈ પણ જાતનો' આધાર રાખ્યા સિવાય સ્વાવલંબી અને સ્વતંત્ર સમાજ સ્થાપિત કરવા માટે એ દરેક વ્યક્તિએ ઓછામાં ઓછું શું કરવું જોઈએ તે બતાવતું એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું હતું, અને તેના ઉપર બીજાના અભિપ્રાય માગવામાં આવ્યા હતા. એ પ્રતિજ્ઞાપત્ર કવિવરના એ વખતના વિચારો શા હતા તે બતાવે છે.

"અમુક માણસોએ એકઠા થઈ એક સમાજ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે.

"આ સમાજના સભ્યોએ નીચે લખેલી બાબતો ઉપર પોતાનો મત આપવો જોઈએ :

૧. "અમારા સમાજ તથા ભારતવર્ષના સમાજના કોઈ પણ મતનાં વિધાનોમાં અમે સરકારનું શરણું શોધીશું નહિ.

૨. "જાણી-જોઈને અમે વિલાયતી પોશાક તથા વિલાયતી ચીજો વાપરશું નહિ.

૩. "ખાસ જરૂર વિના અમે બંગાળી ને અંગ્રેજીમાં કદી પત્ર લખીશું નહિ.

૪. "અંગ્રેજી પોશાક, ભોજન તથા સંગીતનાં સાજનો ઉપયોગ નહિ કરીએ. દારૂ પીશું નહિ તેમજ આડંબર બતાવવાના ઉદ્દેશથી અંગ્રેજોને ભોજનસમારંભમાં આમંત્રણ આપીશું નહિ: દોસ્તી અથવા બીજા ઉદ્દેશથી આમંત્રણ આપીશું તો બંગાળી ઢબે ભોજન કરાવીશું.

૫. "જ્યાં સુધી રાષ્ટ્રીય શાળાની સ્થાપના ન થાય ત્યાં સુધી શક્તિ મુજબ રાષ્ટ્રીય વ્યક્તિ દ્વારા ચાલતી શાળામાં અમારાં બાળકોને મોકલીશું.

૬. "સમાજની વ્યક્તિઓ વચ્ચે તકરાર થશે તો તેનો નિવેડો સરકારી અદાલત દ્વારા નહિ પણ સમાજ દ્વારા લાવવાનો પ્રયત્ન કરીશું.

૭. "સ્વદેશી વસ્તુઓ જ ખરીદ કરશું.

૮. "આપસમાં મતભેદ થશે તોપણ સમાજની બહારના લોકો આગળ નિંદા કરીશું નહિ."

ગાંધીજીના અસહકારના કાર્યક્રમમાં અને આમાં કેટલું બધું તાત્ત્વિક સામ્ય છે!

આ બંને મહાન પુરુષોનાં જીવનનો ઊંડો અભ્યાસ કરનાર અમેરિકાના પ્રસિદ્ધ પાદરી મિ. જે. હોમ્સ લખે છે:

"With the spirit and purpose of Gandhi's nationalist cause, if not in every detail of method, Ravindranath Tagore has always been in basic sympathy."

"ગાંધીજીના રાષ્ટ્રીય કાર્યની ભાવના અને હેતુ સાથે, ભલે પદ્ધતિની વિગતોમાં નહિ, પણ તાત્ત્વિક રીતે, રવીન્દ્રનાથ ઠાકુરનું વલણ હમેશાં સહાનુભૂતિભરેલું રહ્યું છે."

આ ઉપરાંત સી. આર. રેડ્ડી નામના એક મદ્રાસી સજ્જન એવો જ અભિપ્રાય રજૂ કરે છે:

"It seems to me that the Tagorean mirror contains a faithful reflection of the Gandhian universe or to put it differently in its insistence of Truth and Non-violence and the subordination of political ends and methods to moral law, Gandhism may almost be said to be organised form of Tagorism."

"મને લાગે છે કે ટાગોર–વિચારધારાનો અરીસો ગાંધીની દુનિયાનું વફાદારીભર્યું પ્રતિબિંબ ધરાવે છે, અથવા એમ કહીએ કે, સત્ય અને અહિંસા ઉપર ભાર મૂકવામાં તથા રાજકીય હેતુને અને સાધનને નૈતિક કાયદા આગળ ગૌણ સ્થાન આપવામાં ગાંધીવાદ એ ટાગોરની વિચારસરણીનું શાસ્ત્રીય સ્વરૂપ છે એમ કહી શકાય."

જો વાત આમ જ છે તો એમની વચ્ચે જે મતભેદ ઊભા થયા તેનું શું કારણ છે? અસહકારના કાર્યક્રમ ઉપર તેમ જ ચરખા વિષે જે ઉગ્ર ચર્ચા ચાલેલી તેનો શો ખુલાસો છે?

આ કારણો બન્નેનાં માનસિક બંધારણમાં અને વસ્તુને જોવાની બન્નેની રીતમાં છે. બંગાળનું માનસ લાગણીપ્રધાન છે. તેના ઉપર આક્રમણ કરનાર કે તેની પ્રચલિત માન્યતા લાગણી કે સંસ્કારમાં ફેરફાર કરનાર તત્ત્વ પ્રત્યે તે પહેલાં તો સાશંકવૃત્તિથી જુએ છે. એ ઉપરાંત રાજા રામમોહનરાયના બ્રહ્મોસમાજી વાતાવરણમાં ઊછરેલા રવિબાબુમાં આપણને પ્રતિકારની વૃત્તિનાં (Protestant instinct) દર્શન થાય છે. રેંટિયો એ જૂના યુગનું પ્રતીક હોવાનું એમને લાગતાં તુરત જ એમની સુધારક વૃત્તિ તેની સામે બળવો પોકારી ઊઠી. ગાંધીજી જૂનાં સ્વરૂપોનો–જૂની સંસ્થાઓનો–તદ્દન નાશ નહિ કરતાં પોતાના નવા વિચારોનો પ્રચાર કરવામાં કુશળતાથી તેનો ઉપયોગ કરી જાય છે. આમ હોવાથી એમના ઉગ્રમાં ઉગ્ર ક્રાંતિકારી વિચારો જૂની પરિભાષા અને જૂના યુગનો અંચળો ઓઢીને આવે છે. જૂની સંસ્કૃતિની વારસદાર આમજનતાને આ વસ્તુ ખૂબ અપીલ કરે છે. હિંદની કરોડોની જનતા 'વર્ગવિહીન સમાજ' કરતાં 'રામરાજ્ય' ઝટ દઈ ને સમજી જાય છે. ગાંધીજીની આ જાતની પરિભાષામાં રવિબાબુને પ્રથમ જુનવાણી માનસનાં દર્શન થયાં હતાં પણ જેમ જેમ એમનાં કાર્ય અને પરિણામો જોતા ગયા તેમ તેમ ગાંધીજીના વિચાર અને આચારનું સૌંદર્ય કવિવર નિહાળતા

ગયા અને મુગ્ધ થતા ગયા. 'એક વર્ષમાં સ્વરાજ્ય' અપાવવાના ગાંધીજીના કોલ સંબંધમાં કવિવર લખે છે :

" અસહકારના દિવસોમાં જનતાની શ્રદ્ધાની અતાર્કિક શક્તિનો લાભ ઉઠાવવા માટે મેં ગાંધીજીને દોષિત ઠરાવ્યા, શરૂઆતમાં રાષ્ટ્ર-નાયકરૂપે મહાત્માજી પ્રત્યે મારો ખ્યાલ આવો બંધાયો, પણ સદ્‌ભાગ્યે એ ખ્યાલ એટલે જ ન અટકયો. "

પાછળથી ગાંધીજીમાં તેમણે શું એવું જોયું જેથી કવિવરને પોતાનો અભિપ્રાય બદલવો પડ્યો ? રવિબાબુએ જોયું છે કે આ મહાપુરુષમાં એક એવી રચનાત્મક ઇચ્છાશક્તિ પડેલી છે, જે બધા વિરોધોને ગળી જાય છે અને જુદાં જુદાં લાગતાં તત્ત્વોનો સમન્વય કરવામાં એની કુશળતા અજોડ છે. આ સંબંધમાં તેઓ લખે છે કે :

' ज्यारे तेमणे देशने अनेक सामाजिक खाईओ जने दीवालो तथा राजनीतिना असीम वेराननै पार करावी स्वतंत्रताना शिखर उपर पहोंचाडवानी जवाबदारी लीधी त्यारे तेमनुं व्यक्तित्व समृद्ध थई गयुं, अने तेमनी वास्तविक प्रतिभाना रहस्यनुं दर्शन थयुं त्यारथी हुं तेमने एक कलाकारना रूपमां जोतो आव्यो छुं एमना मतना सिद्धान्तो अने भ्रान्तिओ नहि पण एमना आचरणनी अभिव्यक्ति – जे गांधीजीना मगजनी असाधारण शक्ति देखाडे छे – द्वारा एमने ओळखवानो प्रयत्न करतो आव्यो छुं अने जेम जेम ए रीते हुं जोउं छुं तेम तेम तेमनी मानवतानी प्रभावशीलता पर हुं आश्चर्यचकित थई जाउं छुं. '

ગાંધીજી અને ટાગોરનાં સ્વભાવ અને શક્તિમાં એક બીજી ભિન્નતા છે. બન્ને આદર્શવાદી છે, બન્ને કર્મયોગીઓ છે, છતાં રવીન્દ્રનાથનો કર્મયોગ માત્ર રચનાત્મક છે, અનુકૂળ વાતાવરણમાં જ તે ફળી શકે છે, ઘર્ષણાત્મક નથી જ નથી, ઘર્ષણનો પ્રસંગ ઊભો થતાં જ એમની શક્તિ ખલાસ થઈ જાય છે; જ્યારે ગાંધીજીની

ખૂબી એ છે કે ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે પણ એમની અહિંસા માર્ગ કાઢે છે. એમની અહિંસા બેધારી તલવાર જેવી છે. શુભ વસ્તુઓ અને વિચારોનું તે રક્ષણ કરે છે પણ અનિષ્ટ અને અશુભ વિચારો–ભાવનાઓ–ઉપર તો તે નિર્દય ફટકા લગાવે છે. આ કારણે દેશમાં ઊભા થયેલા જુસ્સાને પરિણામે હિંસા, તિરસ્કાર અને વેરઝેર જન્મ્યાં ત્યારે કવિવર રાજકારણમાંથી નિવૃત્ત થયા, જ્યારે આવા જ પ્રસંગોમાં ગાંધીજીએ નિવૃત્તિ લીધી છે પણ એ તો ભવિષ્યની પ્રવૃત્તિને વધારે બળવત્તર બનાવવા માટે જ. ચૌરીચૌરાના રમખાણ પ્રસંગે રાષ્ટ્રીય હિલચાલ સંકેલી લેનાર ગાંધીજી જ ૧૯૩૦માં એમ જાહેર કરી શકે કે ગમે તેવાં રમખાણો થાય, ગમે તેવી હિંસા પ્રકટે, તોપણ આ લડત અટકશે નહિ !

ગાંધીજીની અહિંસાત્મક આક્રમણની જે શક્તિ છે એ જ તેમની વિશિષ્ટતા છે. આ શક્તિમાં તે રવિબાબુથી જુદા પડે છે. આમ હોવાથી કવિવરનો કર્મયોગ કેળવણીમાં અને સાહિત્યમાં ફૂલ્યોફાલ્યો, જ્યારે ગાંધીજીનો કર્મયોગ તેમને રાજકારણના જબરદસ્ત પ્રવાહમાં કે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ઘસડી ગયો. આ જ શક્તિને લીધે તેઓ જે જે કાર્ય હાથ ધરે છે તેમાં પોતાનું સમગ્ર બળ રેડીને તેને જીવન્ત બનાવી દે છે. રવીન્દ્રનાથ તેમની આ શક્તિને તેની પ્રબળ જીવનશક્તિના પ્રભાવ તરીકે ઓળખાવે છે. તે કહે છે :

" गांधीजीना नाम साथे जेटलां सुधारानां कार्यो जोडायां छे तेमांनुं एक पण कार्य एमनी मौलिकतानुं रूप नथी. एमांनां लगभग बधां तेना पुरोगामीओ अने समकालीन महापुरुषोना प्रस्ताव अने आदेश छे...छतां ए वात पण खरी छे, ज्यां सुधी ए कार्योने तेमणे अपनाव्यां नहि त्यां सुधी तेमां एटली शक्ति अने स्फूर्ति देखायां नहि, त्यां सुधी ए कार्यों एटलां जीवंत देखायां नहि, कारण के एक वखत हाथ धर्या पछी तो ए

कार्यो एवा पूर्णपुरुषनी महान जीवनशक्तिथी स्पंदित थई ऊठे छे जेनां अस्तित्व अने भावना वच्चे अंतर नथी, जेनां स्वप्नो तेना समस्त व्यक्तित्वनी साथे मळी जाय छे."

આ જબરદસ્ત જીવનશક્તિનું મૂળ, ગાંધીજી કહે છે તેમ, તેમની અહિંસામાં છે. આમ રવિબાબુ અને ગાંધીજી બન્નેનો આદર્શ એક હોવા છતાં બન્નેનાં ઘડતર અને સ્વભાવભેદને લઈને શક્તિમાં તેમ જ સમસ્યાના ઉકેલ કરવાની રીતની ડિગ્રીમાં તફાવત છે; છતાં બન્ને મહાન પુરુષોએ પોતપોતાની રીતે દેશને ઉન્નત કરવામાં અને વિશ્વપ્રેમ અને સત્યના પાયા ઉપર નવા યુગનું પ્રવર્તન કરવામાં પોતપોતાનો યોગ્ય ફાળો આપ્યો છે – ભારતવર્ષ એમનાં કાર્યને માટે મગરૂર છે.

## ૧૭

# યશપ્રાપ્તિ

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્
તાઇ તબ જીવનેર રથ
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર બારંબાર.

'તું તારી સિદ્ધિ કરતાંયે મહાન છે, એટલે જ તારો જીવનરથ તારી બધી સિદ્ધિઓને વારંવાર પાછળ રાખી દે છે.'

શાળા કૉલેજ કે યુનિવર્સિટીનાં બાહ્ય બંધનોને લાત મારીને પોતાની શક્તિઓનો સર્વાંગી વિકાસ સાધનાર કવિવરનું જીવન જગતની કેળવણીની સંસ્થાને પડકારરૂપ છે. આ પડકાર કોઈ સ્વીકારી શક્યું નહિ પણ બધાએ કવિવરની મહત્તા આગળ શિર ઝુકાવ્યું. ભારતની વિદ્યાપીઠો, શિક્ષણસંસ્થાઓ, રાજસંસ્થાઓ અને સાહિત્ય-સંસ્થાઓ ઉપાધિઓની હારમાળા લઈને આવી અને કવિવરને ઉપાધિ આપવામાં ઊલટું તે તે સંસ્થાઓ ગૌરવ અનુભવવા લાગી. આ ચિત્રની સાથે આજના યુગના પુસ્તકો ગોખી ગોખીને કંટાળી ગયેલા, રાતદિવસ ઉજાગરા કરી ચાના પ્યાલા પર પ્યાલા ચડાવી ઇચ્છાએ–

અનિચ્છાએ અમુક વિષયોને ગોખી મારી પાંચ દિવસની પરીક્ષાના સમય વખતે વાંચેલું ઓકી નાખીને છટ્ઠે દિવસે બધું ભૂલી જનાર અને ઉપાધિ પાછળ ભટકનાર વિદ્યાર્થીના ચિત્રની સરખામણી કરતાં બન્ને વચ્ચે કેટલું અંતર લાગે છે! કંતાઈ ગયેલા શરીરવાળા અને નિસ્તેજ—દૂબળા ચહેરાવાળા આજના સંખ્યાબંધ યુવાન વિદ્યાર્થીઓને યુનિવર્સિટીના સંચામાંથી નીકળતા જોઈએ ત્યારે કમકમાં છૂટે છે. પાંચ વરસથી સંચામાં પ્રવેશ કરી વીસ—પચીસ વર્ષે બહાર નીકળે છે ત્યારે રસકસ વગરનાં શેરડીનાં છોતાં જેવા તેઓ પોતાની તમામ સર્જકશક્તિને ગુમાવી બેસે છે; અને જગતમાં અને જીવનમાં એમને નોકરી સિવાય બીજું કશું સૂઝતું નથી! રવિબાબુ આ સંચામાંથી માંડ માંડ છટકી શક્યા. આમ કરતાં તેમને ઘરના વડીલો સાથે, સમાજના પ્રતિષ્ઠિત માણસો સાથે, કેળવણીકારો અને સાહિત્યકારો સાથે, શરૂઆતમાં તો સારી પેઠે ઘર્ષણ થયેલું અને એ ઘર્ષણમાં તેઓ પોતાના નિશ્ચયબળથી પાર ઊતર્યા. સમાજે, કેળવણીની સંસ્થાઓએ અને બીજી સત્તાઓએ પ્રચલિત કરેલાં વિદ્વત્તાનાં, શકિતના માપનાં, બધાં ધોરણો તેમણે પોતા પૂરતાં તો બદલાવી નાખ્યાં. આ સંસ્થાઓએ પહેલાં તો કવિવરને પોતાના સંચાના બીબામાં ઢાળી દેવા ઘણો પ્રયત્ન કર્યો અને એમાં ન ફાવ્યા એટલે એમના તરફ બેદરકારી બતાવી, પણ મુક્ત અને શાસ્ત્રીય પદ્ધતિવાળા વાતાવરણમાં રવિબાબુની શક્તિઓ છાની ન રહી.

પ્રચલિત ધોરણની દૃષ્ટિએ યુનિવર્સિટીનાં બારણાં પણ ન જોનાર એક નોન—મેટ્રિક વિદ્યાર્થીને 'ગીતાંજલિ'એ નોબેલ પારિતોષિક અપાવ્યું, એટલું જ નહિ પણ કલકત્તા યુનિવર્સિટી પાસેથી 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની ઉપાધિ ૧૯૧૩માં અપાવી ત્યારથી માંડીને આજ સુધીમાં જુદી જુદી સંસ્થાઓએ તેમને ઠીક ઠીક ઉપાધિઓ એનાયત કરી છે. ૧૯૧૫માં બ્રિટિશ સરકારે નાઇટહૂડનો ખિતાબ આપ્યો,

જે તેમણે જલિયાંવાલાની નિર્દય કતલ અને પંજાબના હત્યાકાંડ સામે વિરોધ દર્શાવવા બ્રિટિશ સરકારને પાછો સોંપી દીધો. પણ ભારતવર્ષની કેળવણીની સંસ્થાઓએ ઉપાધિ – વિતરણની હરીફાઈ તો છેક કવિવરનાં છેલ્લાં વર્ષો સુધી ચલાવી. ૧૯૩૧માં કલકત્તા સંસ્કૃત કૉલેજે તેમને 'કવિસાર્વભૌમ'ની ઉપાધિ આપી. એ પછી ચાર વર્ષે બનારસ હિંદુ યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લિટરેચર', ૧૯૩૭માં આંધ્ર યુનિવર્સિટીએ 'ભારતતીર્થ'ની ઉપાધિ આપી. ૧૯૩૮માં હૈદ્રાબાદની ઉસ્માનિયા યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની પદવી આપી. પણ જગતની કેળવણીના ઇતિહાસમાં વિરલ બનાવ તો ૧૯૪૦ના ઑગસ્ટની સાતમી તારીખે જ્યારે પરદેશની એક ખ્યાતનામા યુનિવર્સિટીએ ભારતવર્ષના કવિસમ્રાટને 'ડૉક્ટર ઑફ લેટર્સ'ની ઉપાધિથી નવાજ્યા તે હતો. ઇંગ્લાંડની પ્રાચીન ઑક્સફર્ડ યુનિવર્સિટીના ઇતિહાસમાં આ બનાવ પહેલો હતો, જ્યારે પરદેશના એક કવિને ઉપાધિ આપવા માટે પોતાના સ્થળથી હજારો માઇલ દૂરના પ્રદેશમાં ખાસ પદવીદાનસમારંભની ગોઠવણ કરવી પડી હોય. ઑક્સફર્ડની યુનિવર્સિટીની વિધિ મુજબ જ આ કાર્ય બરાબર ચાલ્યું હતું. ઑક્સફર્ડ યુનિવર્સિટીએ પોતાના પ્રતિનિધિ તરીકે હિંદના એક સુપુત્ર સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ તથા સર મોરિસ ગ્વાયરને નીમ્યા હતા. ત્યાંની રીત મુજબ કવિવરે તેમ જ સર મોરિસ ગ્વાયરે ઑક્સફર્ડના ખાસ ઝભ્ભાઓ પહેર્યા હતા.

યુનિવર્સિટીની લાંબા વખતથી ચાલી આવતી પરિપાટી મુજબ પદવીદાનસમારંભ વખતનું ભાષણ લૅટિનમાં કરવામાં આવ્યું હતું અને કલકત્તાના જસ્ટિસ હેન્ડરસને તે વાંચ્યું હતું, અને તેને અંતે નીચે મુજબ ઉપાધિ એનાયત કરવામાં આવી હતી :

"Venerable and most learned sir, most beloved priest of Muses, in the name of Vice Chancellor and

with the authority of the whole University I admit you to the Degree of Doctor of Letters honoris causa."

"પૂજનીય અને પરમ વિદ્વાન મહાનુભાવ! કાવ્ય અને સંગીતદેવીના લાડકવાયા અધ્વર્યુ! ઉપકુલપતિના નામે અને ઓકસફર્ડ વિદ્યાપીઠની સત્તાના પ્રતિનિધિ તરીકે હું આપને 'ડોકટર ઓફ લેટર્સ'ની માનદ ડિગ્રી એનાયત કરું છું."

કવિવર ટાગોરે તેનો જવાબ સંસ્કૃત ભાષામાં આપતાં જણાવ્યું હતું:

"મને હિંદી કવિને માન આપીને તમારી પ્રાચીન વિદ્યાપીઠે માનવધર્મના મહાન રસમ–રિવાજ (Great tradition)ને વ્યક્ત કર્યો છે. આ રિવાજનું આજે ખાસ મહત્ત્વ છે અને તેનો સંદેશ ઝીલતાં હું ગૌરવ અનુભવું છું......ઓકસફર્ડ યુનિવર્સિટીની આ ઉપાધિને હું નવા યુગના આવનારા ક્ષેમ–કૌશલ્યના ચિહ્ન તરીકે સ્વીકારું છું અને જોકે હું એ દિવસની પ્રતિષ્ઠા થશે તે જોવા પામી શકીશ નહિ, છતાં મિત્રતાસૂચક સંકેતનો સ્વીકાર શુભ દિવસોના આગમનના ચિહ્ન તરીકે કરું છું."

એ પછી સર મોરિસ ગ્વાયરે પોતાના ભાષણમાં જણાવ્યું:

"Sir, on behalf of the University of Oxford, I salute its youngest Doctor and I deem it a privilage indeed to have taken part in this memorable ceremony in which the University whose representative I am has in honouring you done honour to itself."

"સાહેબ! ઓકસફર્ડ યુનિવર્સિટી તરફથી હું તેના સૌથી તાજેતરમાં જ ડોકટર બનેલા શ્રી. ટાગોરને વંદન કરું છું, અને આ સ્મરણીય ક્રિયાવિધિમાં ભાગ લેવા માટે મને પોતાને ભાગ્યશાળી ગણું

છું, અને જે યુનિવર્સિટીનો હું પ્રતિનિધિ છું એ યુનિવર્સિટીએ આપને આ માન આપીને તેને પોતાનેજ માન આપ્યું છે એમ માનું છું.”

આ ઉપરાંત હિંદુસ્તાન અને જગતની પ્રજાએ પણ કંઈ તેમને ઓછું માન નથી આપ્યું. પચાસ વર્ષની ઉંમરે બંગાળી સાહિત્ય પરિષદે કવિવરની જયંતી ઊજવી અને તેમને માનપત્ર આપ્યું હતું.

પણ એમની ઐતિહાસિક જયંતી તો ૧૯૩૧માં તેમણે સિત્તેર વર્ષ પૂરાં કર્યાં ત્યારે ઊજવાઈ હતી. આ જયંતીના ઉત્સવ માટે એક સપ્તાહનો ભરચક કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. ૧૯૩૧ના ડિસેંબરની પચીસમી તારીખથી એ શરૂ થયો. તે દિવસે કલકત્તાના ટાઉનહૉલમાં મેળો તથા પ્રદર્શન ભરવામાં આવ્યાં હતાં. એ પ્રદર્શનમાં કવિવરનાં ચિત્રો, તેમનાં બંગાળી અને અંગ્રેજી તથા બીજી ભાષામાં અનુવાદિત પુસ્તકો, કવિવરની જીવનયાત્રાના જુદા જુદા ફોટાઓ, વિશ્વભારતીની કલા અને કારીગરીની ચીજો વગેરે રાખવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત વ્યાયામના પ્રયોગો, કથક અને બીજાં નૃત્ય–પ્રયોગો, જાત્રા, કીર્તન અને બાઉલગીતોનો રંજનાત્મક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

૧૯૩૧ના ડિસેંબરની ૨૫થી ૩૧ સુધી, આઠ દિવસ સુધી, આ જયંતી ઊજવાઈ હતી. કલકત્તા મ્યુનિસિપલ કોરપોરેશને, બંગ-સાહિત્ય પરિષદે તથા હિંદી સાહિત્ય સંમેલને તેમને માનપત્રો આપ્યાં હતાં. આ ઉપરાંત સૌથી આકર્ષક વસ્તુ તો કવિવરને ‘સુવર્ણ ગ્રંથ’ની ભેટ થઈ એ હતું. આ ગ્રંથમાં ગાંધીજીથી માંડીને જગતના લગભગ ત્રીસ જેટલા દેશોના વિદ્વાનોએ, સાહિત્યકારોએ, કલાકારોએ કવિવરને અભિનંદન પાઠવ્યાં હતાં. આ ઉત્સવ એટલો બધો લોકપ્રિય થઈ પડ્યો હતો કે ડિસેંબરની ૩૧મીએ બંધ કરવાની મુદત નજીક

આવી ત્યારે લોકોની વિનંતિને માન આપીને દિવસો લંબાવવામાં આવ્યા.

ફેબ્રુઆરીની પાંચમી તારીખે ગાંધીજી, સુભાષચંદ્ર બોઝ વગેરેની ધરપકડના સમાચાર મળતાં જ દેશની પરિસ્થિતિને લક્ષમાં લઈ આ ઉત્સવની તુરત જ પૂર્ણાહુતિ કરવામાં આવી હતી.

કવિવરને છેલ્લી ઉપાધિ 'ભારતભાસ્કર'ની ત્રિપુરાના મહારાજાએ આપી હતી. આ રીતે કવિવર દિનપ્રતિદિન યશ, કીર્તિ, માન, અકરામ પ્રાપ્ત કરતા જતા હતા. ભારતભાસ્તકર કીર્તિના મધ્યાકાશમાં સોળે કળાએ પ્રકાશી ઊઠ્યો હતો એ જ એમના જીવનની ઇતિશ્રી થવાની જાણે કે સૂચના આપતો હતો.

એમના મૃત્યુના ત્રણ મહિના પહેલાં છેક ૮૦ વર્ષના જન્મદિને ફરીને એકવાર હિંદુસ્તાનમાં કવિવરની જયંતી ઊજવવામાં આવી હતી. એ વખતે ગાંધીજીએ તેમને અભિનંદન પાઠવતાં નીચેનો સંદેશો મોકલ્યો હતો: 'તમારી ભારતને ખૂબ ખૂબ જરૂર છે. એંસી વરસ પૂરતાં નથી, સો વરસ જીવો!' ગુરુદેવે આના જવાબમાં જણાવેલું, 'એંસી વર્ષ કંઈ ઓછાં દુ:ખદાયક નથી; સો તો અસહ્ય થઈ પડશે." આ વાક્યમાં કવિવરને આગમનાં એંધાણ મળી ગયાં હોય એમ જણાય છે. સાચી વાત એ હતી કે જગતમાં ચાલી રહેલા ભયંકર યુદ્ધે અને માનવસંહારે તેમના કોમળ હૃદય ઉપર આઘાત કર્યો હતો.

અન્યાય, લૂંટ અને શોષણનીતિના પાયા ઉપર ચાલતી સમાજવ્યવસ્થા એમને કદી મંજૂર નહોતી. સંસ્કાર, સાહિત્ય, વિજ્ઞાન, કલા વગેરેમાં યુરોપે સાધેલી પ્રગતિ જોઈને કવિવરને તેના પ્રત્યે જબરદસ્ત આદર હતો, પણ છેલ્લા યુરોપીય યુદ્ધે આ બધી પ્રગતિનાં મૂળમાં રહેલી ઠંડી ક્રૂરતા ઉઘાડી પાડી દીધી; અન્યાય, લૂંટ અને હિંસા ઉપર

નભતાં સામ્રાજ્યો, ફેસિસ્ટ રાજ્યો અને સરમુખત્યારી રાજ્યોના દંભી પડદા ચીરી નાખ્યા, અને તેમનું નગ્ન સ્વરૂપ જોઈ કવિનો આત્મા કકળી ઊઠયો. કવિવરે વારંવાર નિવેદનો દ્વારા પોતાનો પુણ્યપ્રકોપ બતાવ્યા કર્યો. છેલ્લે છેલ્લે 'સભ્યતાર સંકટ' નામના ભાષણમાં પણ પોતાની આ વ્યથા વ્યક્ત કરી હતી. પણ યુદ્ધની રણભેરીમાં મત્ત બનેલા યુરોપીય સામ્રાજ્યવાદીઓને અને ફાસિસ્ટ આગેવાનોને કવિના મીઠા ગાનની જરૂર નહોતી, એટલે તેમણે તો મનુષ્યસંચિત જ્ઞાનનો, કલાનો, જીવનનો અને લોહી અને પરસેવાથી નિર્માણ કરેલી સંસ્કૃતિનો વિનાશ કરનારાં વિમાનોના ચક્રાવા આકાશમાં વહેતા મૂકયા. જગતને હિંસા, દ્વેષ અને વૈરના પ્રખર દાવાનળમાં સળગતું કવિવર જોઈ શકયા નહિ અને એમણે આ જગતમાંથી વિદાય લેવાની તૈયારી કરી.

## ૧૮

# મૃત્યુંજય ગુરુદેવ

When death comes and whisper to me
      "Thy days are ended,"
let me say to him, "I have lived in love
      and not in more time."
He will ask, "Will thy songs remain?"
I shall say, "I know not, but this I know
      that, often when I sang, I found my eternity."

જ્યારે ધીમે પગલે મૃત્યુ આવીને મારા કાનમા કહેશે કે, 'તારા દિવસો પૂરા થઈ ગયા છે', ત્યારે હું તેને કહીશ, 'હું પ્રેમમાં જીવ્યો છું, માત્ર કાળમાં નહિ.'

તે પૂછશે, 'તારાં ગાન જીવિત રહેશે?' ત્યારે હું જવાબ આપીશ, 'મને ખબર નથી, પણ એટલું હું જાણુ છું કે જ્યારે જ્યારે મેં તે ગાયાં છે ત્યારે સાક્ષાત્ શાશ્વતતાના દર્શન કર્યાં છે.'

૮૦ વર્ષ પૂરાં થતાંની સાથે જ કવિવરની જીવનસંધ્યા નમતી જતી હતી અને તેના લાલ ઘેરા પ્રકાશમાં કવિવરના જીવનનું છેલ્લું

પ્રકરણ લખાવાની શરૂઆત થઈ ચૂકી હતી. અત્યાર સુધી જે જે વિદ્યા, કલા, યશ, કીર્તિ, શક્તિઓ વગેરેની બક્ષિસ વિધિએ તેને આપી હતી તે એક પછી એક પાછી લેવા માંડી હતી. તેમના શરીરની શક્તિઓ ધીમે ધીમે ક્ષીણ થતી જતી હતી. તેમની જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોમાંથી આસ્તે આસ્તે ચેતન ઓસરવા માંડ્યું હતું. તેમની દૃષ્ટિ ઝાંખી થતી ચાલી હતી અને બહુ જ મુશ્કેલીથી તેઓ વાંચી શકતા હતા, અને જે કંઈ વાંચતા તે પણ પત્ર કે પુસ્તકને આંખ આગળ છેક નજીક લાવીને જ. એ જ રીતે જે હાથ અત્યાર સુધી કલમને અવિરત રીતે ચલાવ્યા કરતો તેની પકડ પણ ઢીલી પડી હતી. કવિવરના દિલમાં હજાર કાવ્યો ફૂટતાં હતાં અને અસંખ્ય ચિત્ર – વિચારો ઊઠતા હતા, પણ કલમ અને પીંછી ચલાવી કાગળ અને ફલકપાટી ઉપર તેને દેહ આપનાર હાથ ઢીલો પડ્યો હતો—આંગળાં ધ્રૂજતાં હતાં.

આ વખતે તેમને ઘણીવાર લાગી આવતું. આ મનોદશામાં એકવાર તેમણે કહ્યું હતું, "ઈશ્વરને હાથે મેં મેળવેલી બક્ષિસોનો પાર નથી અને હવે તે એક પછી એક પાછી લેતો જાય છે. મેં મારા જીવનના છેલ્લા દિવસો ચિત્રો દોરવામાં ગાળવાની આશા રાખી હતી, પણ એ આશા પણ આજે તો લઈ લેવામાં આવી છે."

આ કરતાંયે દિલ હલાવનારો પ્રસંગ તો શાન્તિનિકેતનમાં એમનો ૮૦મો જન્મદિનનો ઉત્સવ ઊજવવામાં આવ્યો હતો ત્યારે બનેલો. એ વખતે ગુરુદેવની તબિયત સારી નહોતી, છતાં શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ ઉત્સવ ઊજવે છે એ વાત સાંભળીને તેઓ ક્ષણવાર પોતાની માંદગી ભૂલી ગયા; પણ માંદગી તેમને ભૂલે તેમ નહોતું. થોડા થોડા વખતને આંતરે એમની તબિયત લથડી જતી હતી છતાં વિદ્યાર્થીઓના ઉત્સાહે અને પ્રેમે એમના જીવનમાં નવું ચેતન પૂર્યું હતું અને એ ઉત્સવ વખતે ગોઠવવામાં આવેલો રજન –

કાર્યક્રમ જોતા એ બેઠા હતા. આ દરમિયાન ચાલતા સંગીતના સૂરો જ્યારે તેઓ ન સાંભળી શક્યા ત્યારે કોઈએ ભૂંગળી મૂકવાની સૂચના કરી. એ વખતે એક ક્ષણવાર કવિવર ઊંડા વિચારમાં ઊતરી ગયા. થોડા વખત પછી ઝબકીને એમણે જવાબ આપ્યો, 'ભૂંગળી મૂકીને મારે સાંભળવું નથી. ઈશ્વરને સાંભળવા જ દેવું હોત તો મારી શક્તિ શા માટે હરી લેત?'

પણ કરુણતાની હદ તો હવે પછી આવવાની હતી. ઉત્સવ પૂરો થયા પછી જ્યારે કવિવરને પોતાના ઓરડામાં પાછા લાવવામાં આવ્યા ત્યારે રાતનો સમય હતો અને ઓરડામાં પોતે એકલા જ હતા. કવિવરના દૌહિત્ર એ વખતે તેમને દવા આપવા જતાં કવિવરને તેમણે એકલા એકલા વિધિ સાથે વાત કરતા સાંભળ્યા. કવિવર બોલી રહ્યા હતા :

"કુદરત! તું ખરેખર મારાથી રૂઠી છે? શા માટે મને આટલો પરવશ બનાવી દીધો? મારાં વ્યાખ્યાનો સાંભળવા શું દુનિયાના માનવીઓને કાને ભૂંગળી રાખવી પડી હતી? તેઓ તો વગર ભૂંગળીએ-જ મારા શબ્દો સાંભળતા. અને આજે એવી કૃત્રિમ ભૂંગળી મૂકીને હું તેમના શબ્દો સાંભળીશ એમાં શું તારી શોભા છે? પણ ના ના, તું કરે છે તે યોગ્ય છે. આવી રીતે કરવામાં તારો કોઈક મહાન સંકેત છે. મારા જીવનની સફર પૂર્ણ થવાની તું ટંકાર કરતી હોય એમ લાગે છે. દુનિયાની સાથે લાગેલી મારી મહોબ્બતમાં વિક્ષેપ ન કરવો એવી તારી ધારણા હોવી જોઈએ. ધીમે ધીમે, પણ મને દુઃખ ન લાગે તે પ્રમાણે, દુનિયાથી તું મને દૂર લઈ જતી લાગે છે. દુનિયા પણ મારાથી દૂર જતી હોય એવું લાગે છે. તું જે કરે તે ભલે કરે, માનવજીવનને અર્પણ કરેલી શક્તિઓ તારા નિયત કરેલા સમય સુધીની જ બક્ષિસ છે. ફિલસૂફ હો કે અભણ, રાજા હો કે રંક – પછી ગમે તે હોય – એ બક્ષિસ તારી મહેરબાનીનું જ પરિણામ છે."

'મરિતે ના ચાહિ આમિ સુંદર ભવને' અને 'ઈન્દ્રિયેર દ્વાર રૂદ્ધ કરિ યોગાસન, સે નહે આમાર'નાં ગીત ગાનાર કવિએ આખરે કુદરતના કઠિન વ્યવહારમાં ઈશ્વરી સુવર્ણનિયમ જોયો અને આશ્વાસન પામ્યા. યુરોપના ઈતિહાસમાં એક જબરદસ્ત સંગીતશાસ્ત્રી બીથોવન થઈ ગયો જેણે પોતાની શ્રવણશક્તિ ગુમાવતાં આટલી જ ભયંકર વેદના ભોગવી હતી. પણ કવિવર તો મહાન વિભૂતિ હતા. જીવન-મરણનું તત્ત્વજ્ઞાન એમણે નાનપણથી જ પીધું હતું અને કિશોરાવસ્થાથી જ મૃત્યુના આઘાતોને સહતા સહતા આશ્વાસન મેળવતા તે છેક જિંદગીની છેલ્લી પાળ ઉપર આવીને ઊભા હતા. માતા બાળકને ધવરાવવા માટે જે સ્તનાંતર કરે છે, એ સ્થિતિની સાથે મૃત્યુને સરખાવનાર અને 'वासांसि जीर्णानि यथा विहाय' એ તત્ત્વજ્ઞાનને જીવનમાં વણી લેનાર કવિવરને મૃત્યુનો ભય રહ્યો નહોતો.

.........દિવસે દિવસે તેમની તબિયત બગડતી જતી હતી, છતાં છેક છેલ્લા દિવસોમાં પણ તેમની રમૂજવૃત્તિ ઓછી થઈ નહોતી. નબળી તબિયત અંગે તેમને છેલ્લા કેટલાક વખતથી ગ્લેકસો ઉપર રાખવામાં આવતા હતા એટલે તેઓ પોતાને 'ગ્લેકસો બેબી' તરીકે ઓળખાવતા, અને જ્યારે તેમને જણાવવામાં આવ્યું કે બે મહિનાના બાળકને જેટલા પ્રમાણમાં 'ગ્લેકસો' આપવામાં આવે છે તેટલા જ પ્રમાણમાં જ તેમને પણ આપવાનું ડૅાકટરોએ કહેલું છે, ત્યારે પોતાની વાત કેટલી ખરી પડી છે એમ કહી તેઓ હસી ઊઠ્યા! એ પછી જ્યારે જ્યારે તેમને 'ડોઝ' આપવામાં આવતો ત્યારે તે મજાકમાં બોલી ઊઠતા: "હવે હું કેટલા મહિનાનો બાળક થયો?"

આખરે એ દિવસ આવ્યો જ્યારે શાન્તિનિકેતનમાંથી તેમણે પોતાના પ્યારા વિદ્યાર્થીઓની, સાથીઓની, આપ્તજનોની અને શાન્તિનિકેતનની વૃક્ષરાજીની, ત્યાં વસતાં પશુપંખીની, છેલ્લી વિદાય લીધી. આ વિદાય આપનારાઓમાં કેટલાક સાથીદારો તો એવા

હતા જેમણે નાનપણથી અત્યાર સુધી તેમની સાથે જ જીવન વિતાવ્યું હતું અને સુખદુઃખમાં ભાગ લીધો હતો; દેશની અને કેળવણીની સેવા કરવા માટે જેમણે પોતાની ઝળકતી કારકિર્દી કે ધનપ્રાપ્તિની લાલસા છોડી હતી. શાંતિનિકેતનનું એક એક ઝાડ, એક એક પશુ, પંખી, તેની જમીન, તેનાં ઝૂંપડાંઓ – બધાં જ જાણે શૂન્યચિત્ત બની જઈ ગુરુદેવને વિદાય આપતાં હતાં. એ વખતે શું તેઓ સમજી ગયાં હશે કે આ વિદાય આખરની થવાની છે!

સાડા સાતે તેમને 'ઉત્તરાયણ'ના નિવાસસ્થાનના પહેલા મજલા ઉપરથી સ્ટ્રેચરમાં બહુ જ સંભાળપૂર્વક નીચે ઉતારવામાં આવ્યા. એમને માટે ખાસ તૈયાર રાખવામાં આવેલી બસમાં અર્ધ – આરામની સ્થિતિમાં શરીરને જરા ઢળતું રાખી તેઓ સૂતા. બધા સમક્ષ હાથ જોડીને તેમણે આખરી વિદાય લીધી ત્યારે તેમને જરાયે તકલીફ ન પહોંચે એટલા ખાતર એમને કોઈએ ચરણસ્પર્શ કર્યો નહિ, પણ મૂકહૃદયે ગુરુદેવને પ્રણામ કર્યા. પણ જ્યારે જરા બસ ચાલી ત્યારે તેઓ પોતાની લાગણીને રોકી શક્યા નહિ અને હજારો કંઠમાંથી 'આમાદેર શાંતિનિકેતન'નું સમૂહગીત નીકળી પડયું. તેણે વાતાવરણને જરા જીવનમય બનાવી દીધું. ગુરુદેવના કાન ઉપર આ ગીતના સ્વરો પડચા ત્યારે તેઓ પણ પોતાની લાગણી રોકી શકચા નહિ. એ વખતે તેમની આંખમાંથી અશ્રુબિંદુ સરી પડચાં.

જુલાઈ મહિનાની પચીસમી તારીખે ગુરુદેવને લઈને ટ્રેન હાવરા સ્ટેશને આવી. ત્યાંથી લગભગ સાડા ત્રણે પોતાના જન્મસ્થાન અને નિવાસસ્થાન જોડાસાંકુના મહાલયમાં તેઓ પહોંચ્યા. ચાર દિવસ પછી ઑપરેશન કરવાનું નક્કી થયું. ઘણા વખતથી તેઓ પોતાની નબળી તબિયતને લીધે અર્ધ – આરામની સ્થિતિમાં સૂતા હતા, પણ ઑપરેશન પછી ઘણા દિવસ ચત્તા સૂઈ રહેવું પડશે એથી ડૉક્ટરોએ તેમને એ ટેવ પાડવાની સૂચના આપી. એ વખતે તેમણે

એક મિત્ર આગળ મજાક કરી : " તમને ખબર છે કે જે મસ્તકને હું એંસી વરસ સુધી ઉન્નત રાખતો આવ્યો છું તેને આ ડૉક્ટર લોકો નમાવવા માટે અધીરા થઈ રહ્યા છે ! "

ઑપરેશન પહેલાં તેમને કેવી પીડા થશે એ વિષે પૂછતાં જ્યોતિબાબુ નામના એક લહેરી સ્વભાવના ડૉક્ટરે હસતાં હસતાં જવાબ આપ્યો: ' જરાય નહિ. સ્થાનિક ભાગ ઉપર અમે કંઈક એવી દવા લગાવશું કે ઑપરેશન થતી વખતે તમે ભાનમાં હશો તોપણ તમને જરાયે દુઃખ થશે નહિ; મને તો એમ છે કે ઑપરેશન ચાલતું હશે એ વખતે આપ એકાદ બે કાવ્યો રચી નાખો તો નવાઈ નહિ ! " ગુરુદેવ ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા, " જો એ કાર્ય એકાદ બે કાવ્ય લખવા જેટલું જ કઠિન હશે તો તો હું તૈયાર જ છું, ભલે, સર્જનને બોલાવો." જ્યોતિબાબુએ ફરીને તેમને ખાતરી આપી ને કહ્યું, " અમે ડૉક્ટર લોકો કોઈ પણ જાતનું જોખમ તો ખેડતા જ નથી હોતા, તેમ જ એકે સાવચેતીનું પગલું લેવાનું ચૂકતા નથી. અમે સરજન લોકો એ વાત ભૂલતા નથી કે, સાવધાનેર માર નેઈ – સાવચેતીનો અંત હોતો નથી.' તુરત જ કવિવરે જવાબ આપ્યો, ' મારેર સાવધાન નેઈ – અંતની સામે કોઈ સાવચેતી હોતી નથી.

ઑપરેશનને આગલે દિવસે કેમ જાણે મૃત્યુદેવના ઓળા તેમની ક્ષીણ દૃષ્ટિએ પણ જોઈ લીધા હોય તેમ તેમણે એ વખતની મનઃસ્થિતિ દર્શાવતું એક કાવ્ય રચી કાઢ્યું:

' દુઃખેર આંધાર રાત્રિ બારે બારે
એસે છે આમાર દ્વારે.'

' દુઃખની આ અંધાર રાત્રિ વારે વારે મારે દ્વારે આવીને ઊભે છે.'

કેટલાંય વર્તમાનપત્રોએ ઉપરના કાવ્યને કવિવરના છેલ્લા કાવ્ય તરીકે ઓળખાવ્યું છે, પણ ત્રીસમી તારીખે – ઑપરેશન – દિનની સવારે—જ્યારે તેમને ઑપરેશન થવાનું છે એ ખબર પણ

નહોતી ત્યારે એક બીજું કાવ્ય રચી કાઢ્યું હતું. પણ એ વખતે અશક્તિ ઘણી જ હોવાથી એ બીજા પાસે લખાવ્યું હતું :

'તોમાર સૃષ્ટિર પથ રેખેછ આકીર્ણ કોરિ
વિચિત્ર છલનાજાલે, હે છલનામયી'—
મિથ્યા વિશ્વાસેર ફાંદ પેતેછ નિપુણ હાતે
સરલ જીવને.
એઈ પ્રવંચના દિયે મહત્ત્વેરે કેરછ ચિહ્નિત
તારે તરે રાખોનિ ગોપન રાત્રિ.
તોમારા જ્યોતિષ્ક તા'રે
જે પથ દેખાય
સે જે તાર અંતરેર પથ,
સે જે ચિર સ્વચ્છ,
સહજ વિશ્વાસે સે જે
કરે તારે ચિર સમુજ્જ્વલ!
બાહિરે કુટિલ હોક અંતરે સે ઋજુ
એઈ નિયે તાહાર ગૌરવ
લોકે તારે બોલે વિડમ્બિત
સત્યે રે સે પાય
આપન આલોકે ધૌત અન્તરે અન્તરે!
કિછુતે પારે ના તારે પ્રવંચિતે
શેષ પુરસ્કાર નિયે જાય સે જે
આપન ભાંડારે
અનાયાસે જે પેરે છે છલના સહિતે
સે પાય તોમાર હાતે
શાન્તિર અક્ષય અધિકાર!!

"તારી કરામતની કેડી પર તો હે જાદુગરણ! તેં વિચિત્ર ફાંસલા નાખ્યા છે. સીધા સરલ માનવજીવનને તેં તારા નિપુણ હાથે મિથ્યા વિશ્વાસને ફંદે નાખેલ છે. આ છલના વડે જ તેં મહત્તાનો માર્ગ બતાવ્યો છે. રાત્રિનો અંધારપછેડો તેં એને કાજે રાખ્યો નથી. તારો દીપક એને જે પંથ બતાવે છે તે તો તારા અંતરનો

પંથ છે. એ પંથ ચિરસ્વચ્છ છે. સહજ શ્રદ્ધા જ એ આંતરમાર્ગને સદા અજવાળી રહે છે. બહારથી એ પંથ કદાચ અટપટો હશે, પણ અંદરથી તો એ સરળ છે, એ જ તેનું ગૌરવ છે. એવા પંથના પથિક બહારથી મહત્તાને નકામી ગણી લેશે – હસી કાઢશે, પણ સત્યને તો એ પામશે પોતાના જ દીપપ્રકાશ વડે અજવાળ્યા એના અંતરમાં. એને તો છેતરવા કોઈ નહિ પામે અને અંતિમ પુરસ્કાર તો એ જ નિજ ભંડારમાં લઈ જઈ શકશે. તારી આવી છલના જે સહેલાઈથી સહન કરી શકે છે તે જ તારા હાથે શાંતિનું અમર વરદાન પામી જાય છે."

આખું કાવ્ય લખાવી લીધા પછી તેમણે વંચાવ્યું પણ એમને સંતોષ ન થતાં અહીંતહીં થોડા સુધારા કરવા ઇચ્છતા હતા. પણ આ કાવ્ય આખર સુધી અણસુધર્યું જ રહ્યું. તે દિવસે સવારે કવિવર ખૂબ થાકી ગયા હતા, અને ડૉકટરોએ ઑપરેશન પછી સાજા થવાની આશા આપી હતી, એટલે એ વખતે તો એ સુધારો મુલતવી રાખ્યો.

એ વખતે એમનાં પુત્રવધૂ શ્રીમતી પ્રતિમાદેવી શાન્તિનિકેતનમાં માંદગીને બિછાને પડયાં હતાં. તે અહીં આવી શકે તેમ ન હોવાથી તેમણે ખાસ માણસ દ્વારા ગુરુદેવ ઉપર એક પત્ર પાઠવ્યો હતો. તેના ઉત્તરરૂપે કવિવરે છેલ્લો પત્ર લખાવ્યો અને એ પત્ર ઉપર તેમણે છેલ્લા અક્ષરો પાડયાઃ "બાબા મશાય."

સાડા દસ વાગે ડૉકટર બેનરજીએ ઑપરેશન શરૂ કર્યું અને એક કલાકમાં પૂરું કરીને સમાચાર આપ્યા – ઑપરેશન સફળ નીવડયું છે. મહાત્માજીને આ સમાચાર તારથી પહોંચાડવામાં આવ્યા. સાંજ સુધી બધું ઠીક ઠીક ચાલ્યું અને ડૉકટરે જ્યારે તેમને પૂછયું, 'કેમ, ઑપરેશન વખતે દુઃખ તો નથી થયું ને?' ત્યારે ગુરુદેવ ફિક્કું હાસ્ય હસતા બોલ્યા, "શા માટે મને જૂઠું બોલવાની ફરજ પાડો છો?" એ ઉપરથી લાગે છે કે ઑપરેશન વખતે કવિવરને ઠીક ઠીક પીડા થઈ હોવી જોઈએ.

એ પછી એકાદ બે દિવસ તબિયત સુધરતી ગઈ અને પાસે રહેનારા સૌને લાગ્યું કે હવે તો ગુરુદેવ જરૂર સારા થશે. પણ બીજી તારીખે ઉધરસ અને કફ શરૂ થયાં અને તાવ પણ વધવા લાગ્યો અને વળી પાછો ભય ઊભો થયો. તુરત જ પ્રતિમાદેવીને શાન્તિનિકેતનથી બોલાવવામાં આવ્યાં. ચોથી તારીખે એ આવ્યાં ત્યારે કવિવર તેમની સાથે વાતચીત પણ કરી શક્યા નહિ. એ પછીના બે દિવસો તદ્દન મૂર્ચ્છિત દશામાં ગયા.

આમ મૃત્યુ સાથે લડતાં લડતાં સાતમીનું પ્રભાત આવ્યું ત્યારે સ્થિતિ એકદમ ખરાબ થઈ ગઈ હતી. હરપળે કંઈ ને કંઈ ખરાબ ચિહ્નો વધતાં જણાતાં હતાં. દસ વાગે ડૉક્ટરોએ પ્રાણવાયુ પૂર્યો, પણ હવે તેની જરૂર નહોતી. બપોરના બાર વાગ્યા એટલામાં તો કવિવરનો જીવનદીપ બુઝાઈ ગયો હતો !

કવિવરના નિધનના સમાચારથી દેશભરમાં શોક છવાઈ ગયો. શાન્તિનિકેતનની છેલ્લી વિદાય વખતે કવિવર એક કવર મૂકતા ગયા હતા. તેમાં લખ્યું હતું કે, “ મારી છેલ્લી અભિલાષા છે કે મારા મૃતદેહને સફેદ પરિવસ્ત્રમાં શાન્તિનિકેતનમાં મારા નિવાસસ્થાન ‘ ઉત્તરાયણ ’ની પાછળના ભાગમાં આવાગઢના મહારાજાના મકાન પાસે જ અગ્નિસંસ્કાર દેજો. ”

આ સાથે જ એક કાવ્ય મૂકતા ગયેલા. એની નીચે લખ્યું હતુંઃ ‘ મારા મૃત્યુ પછી આ કાવ્ય મંદિરમાં બેસીને સૌ ગાજો. ’

સંધ્યાસમયે ગુરુદેવને શ્રદ્ધાંજલિ આપવા સૌ આશ્રમવાસીઓ ઉપાસના – મંદિરમાં એકઠા થયા. શરૂઆતમાં ગુરુદેવનાં બે ગીતો ગવાયાં, બાદ આચાર્ય શ્રી. ક્ષિતીશમોહન સેન હૃદયદ્રાવક શબ્દોમાં તેમને અંજલિ આપતાં બોલ્યા હતાઃ

“ હે મહાપ્રાણ ! જે તપોભૂમિમાં તેં ચાલીસ વર્ષો સુધી સાધના કરી તે જ તપોભૂમિમાં આજે તું અમારી વિદાય લેવા આવ્યો છે. તારો દેહ અમે જોઈ શકતા નથી, છતાં અમે ક્યા

શબ્દોમાં તને વિદાય આપીએ ! કયા મોઢે તારી સામે ઊભા રહીએ ! અમારી પાસે નથી સાધના કે નિર્મળતા કે જેના બળ વડે અમે તને કંઈક કહી શકીએ. જ્યાં સુધી તારો પ્રાણ અમારા વચ્ચે હતો ત્યાં સુધી તારા ચરણોમાં માથું રાખવા જેટલી શક્તિ પણ અમારામાં નહોતી. જે શ્રેષ્ઠ સ્થળે તેં પ્રયાણ કર્યું છે ત્યાંથી તારી નિર્મળ વાણી સાંભળવા જેટલી અમારી યોગ્યતા નથી. તું અમારી સમક્ષ ઊભો છે છતાં આજે તારા નિર્મળ ચરણોનો સ્પર્શ અમે અમારા મલિન હાથે નથી કરી શકતા.

"હે તપોધન ! હે મહાપ્રાણ ગુરુદેવ ! તારી સાધનાનો પુણ્ય-લાભ અમારી ક્ષુદ્રતા, દુર્બળતા અને મલિનતા નષ્ટ કરો અને અમને નિર્મળ નિઃસ્વાર્થી અને શક્તિશાળી બનાવો જેથી અમે તારી વાણી ઝીલી શકીએ."

શ્રદ્ધાંજલિ અપાઈ રહ્યા બાદ ગુરુદેવની ઇચ્છા મુજબ તે જે ગીત મૂકી ગયેલા તે ગવાયું:

"સન્મુખે શાંતિ પારાવાર
ભાસાઓ તરણી હે કર્ણધાર !

"જે દિવસે મૃત્યુ તારાં બારણાં ખખડાવશે ત્યારે તું તેને શું અર્પણ કરીશ ?

"અરે ! મારા મહેમાન આગળ મારા જીવનનું પૂર્ણપાત્ર મૂકીશ, તેને કદાપિ ખાલી હાથે જવા દઈશ નહિ.

"મારા દિવસોનો છેડો આવતાં જ્યારે મૃત્યુ મારે બારણે આવશે ત્યારે મારાં બધાં પાનખરના દિવસો અને ગ્રીષ્મની રાત્રિઓનો મધુર આસવ, મારા કાર્યરત જીવનની તમામ પ્રાપ્તિઓ અને સિદ્ધિઓ તેની આગળ ધરીશ."

ભારતવર્ષ પર સિકંદરે ચડાઈ કરી અને પોરસને પરાજિત કર્યો ત્યારે ભારતનું સામ્રાજ્ય સિકંદરના ચરણોમાં આળોટતું હતું — પણ પોરસનું જીવન એ વીરનું જીવન હતું એટલે જ એનો પરાજય વિજયમાં પરિણમ્યો. મૃત્યુદેવે કેટલાયે ખૈબરઘાટ ઓળંગી આજ

સુધી અસંખ્ય માણસોનાં બારણાં ખખડાવ્યાં છે, છતાં કોઈક સાવિત્રી આગળ તેને હાર ખાવી પડી છે.

એંસી વરસની જીવનની અનેકવિધ સાધનાને અંતે જ્યારે મૃત્યુદેવે ગુરુદેવના જીવનનાં બારણાં ખખડાવ્યાં ત્યારે તેમણે આંગણે આવેલા પરોણાનો સહર્ષ આદરસત્કાર કર્યો. તેના સત્કાર માટે તેણે હૃદયનો ખજાનો ખાલી કર્યો. પોતાના જીવનનાં તમામ પાનખર દિવસો અને ગ્રીષ્મની રાત્રીનો મધુર આસવ ઠલવી તેનું પાત્ર ભરી દીધું.

પણ સિકંદરના લશ્કરને વિજય મળ્યા પછી જે ગભરામણ થઈ હતી તે જ અહીં મૃત્યુદેવના સૈન્યને થઈ. તેમણે જોયું કે હજી તો પોરસ જેવા કેટલાયે રાજાઓનાં રાજ્યો વટાવીને ભારતવર્ષ સર કરી શકાય તેમ છે. મૃત્યુદેવે પણ જોઈ લીધું કે કવિવર રવીન્દ્રનાથ જગતના એક છેડાથી બીજા છેડા સુધી અમર છે – એમના અક્ષરદેહ દ્વારા. હું તેના પાર્થિવ દેહનો નાશ કરી શકીશ પણ ઉપનિષદ અને વેદ, ગીતા અને બાઈબલનાં સનાતન સત્યોને જેણે પોતાનાં ગીતોમાં વણી લીધાં છે, જેણે સુંદર અને શિવને શબ્દસંગીતમાં ઝંકૃત કરી સ્વરપાશમાં બાંધી લીધાં છે તે 'કવિ'નો નાશ શી રીતે કરું ? કારણ કે એ સત્યો તો આત્મા જેટલાં જ સનાતન નિત્ય અને શાશ્વત છે. અને ગુરુદેવનો પ્રાણ લેવામાં જીત્યા છતાં સિકંદરની પેઠે પરાજય સ્વીકારી ગુરુદેવને પોતાનું અમર કીર્તિ – સામ્રાજ્ય પાછું સોંપી પોતાના પ્રદેશમાં તેઓ ચાલ્યા ગયા. ગુરુદેવ ગયા છતાં ગુરુદેવ અજેય છે. એમનો માટીનો દેહ માટીમાં મળી ગયો છતાં અક્ષરદેહ અમર છે. બૃહતતેજમાં તેજ મળી ગયું, પ્રાણમાં પ્રાણ મળી ગયો, જીવનમાં જીવન મળી ગયું અને તોય ગુરુદેવ અમર છે – એમના ચિરંજીવ સાહિત્યમાં, એમનાં કાવ્યોમાં, એમના દેશબંધુઓના હૃદય – ધબકારમાં, ભારતીય સંસ્કૃતિના આત્મામાં, એક વિશુદ્ધ ભાવનારૂપે !